(દેવકોર ગૃહપાઠ્ય પુસ્તકાવલિ)

ખંડ ૧૧ મો.

# શરતચંદ્ર.

શ્રી દેવી પ્રસન્ન રાયચૌધુરીના

મૂળ બંગાલી ઉપરથી ભાષાન્તર કર્તા,

નારાયણ હેમચંદ્ર.

---

સૌભાગ્યવતી કુસુમકુમારી શંકરપ્રસાદના
ઉદાર આશ્રયથી પ્રકટ કર્યો.

---

અમદાવાદ—ગુજરાત ગેઝેટ પ્રેસ.

ઈ. સ. ૧૮૯૫—સંવત ૧૯૫૨.

કી. ૦-૮-૦

# આ ગ્રંથકારનાં દેવકોર ગૃહપાઠ્ય પુસ્તકાવલિમાંનાં પુસ્તકો.

# સૂચના.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું માન **સૌભાગ્યવતી કુસુમકુમારી શંકરપ્રસાદને** ઘટે છે અને તેમના ઉદાર આશ્રયથી આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે, તેથી તેમનો આભાર માનવો ઉચિત જાણું છું.

**અમદાવાદ,**
કાર્તિક વદ ૧૪ સંવત્ ૧૯૫૨. } **નારાયણ હેમચંદ્ર.**

# શરત્ચંદ્ર.

## ખંડ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

### છોકરો ને છોકરી.

નદી તીર,—એકાન્ત, એક બાજુએ મેદાન ધુ ધુ કરે છે, બીજી બાજુએ ઝર ઝર અવાજ કરતી ચિરવાહિની ચાલે છે. તરંગ આરતે આસ્તે, પાણીના ઉપર તણાતાં આવીને રેતીની જમીનમાં તે પૂરા થાય છે. કેટલા તરંગ,—જોતાં જોતાંમાં દોડે છે. મેદાનની પેલે પાર ગામ છે, ગામની ગડબડ મેદાનમાં આવતાં આવતાં પૂરી થાય છે, નદીના કિનારા સુધી ગામની ગરબડ આવતી નથી. નદીનો કિનારો નિર્જન, ગડગડ વિનાનો છે. કોઇ કોઈ વખતે એકાએક એક બે પક્ષીઓ ઉડીને કિનારાની પાસે આવીને જ પાછાં ફરે છે.

ખેતરમાંથી તથા ચારણમાંથી ગાય બળદ ઘેર

જવાની પૂહેલાં એક શોળ વર્ષનો છોકરો એકલો મે-
દાનમાંથી આવીને નદી કિનારે આવી પહોંચ્યો. તેનું મોં
ફીકું પડેલું હતું, પહેરેલાં કપડાં માબાપ વિનાના છો-
કરાનાં જેવાં હતાં; શરીરમાં બદીઆન પહેરેલું
હતું. છોકરાનું મન કોઇ વેળાએ ચંચળ તો કોઇ
વેળાએ સ્થિરભાવવાળું જણાતુ હતું; કદી આંખ-
માંથી આંસુનાં એક બે ટીપાં પડતાં હતાં તો કોઇ
વખત ચારે બાજુની શોભા જોયાથી ચિત ખુશ થતું
જણાતું હતું. થોડા વખત સુધી આસપાસ ફર્યા પછી
આખરે એક જગાએ જ્યાં એક ચિતા બળતી હતી
ત્યાં આવીને બેઠો. થોડીવારમાં એક આઠ વર્ષની
છોકરી આવીને બોલી, "ભાઇ, હું તમને શોધતી
હતી પણ કયાં પણ નજરે પડ્યા નહિ તેથી હું ઘણી
જ ગભરાટમાં પડી. તમે મને છોડીને અહિં શામાટે
આવ્યા ?"

છોકરાએ કહ્યું, "નીર, હું અહિં છું એ તેં કેમ જાણ્યું?"

છોકરીએ જવાબ આપ્યો, "તમે મને લઇને રોજ
જે બગીચામાં ફરવા લઇ જતા હતા, હું પહેલાં
ત્યાં ગઇ, પણ તમને ત્યાં નહિ જોયાથી મન છટફટ
કરવા લાગ્યું. જ્યાં સરિસ ભાઇ હતા ત્યાં હું દોડી,
તેથી મને તમારો જલદીથી પત્તો મળ્યો. હું દોડતી

દોડતી આવી છું, જુઓ મારા શરીરમાંથી પરસેવો નીકળે છે."

છોકરાએ કહ્યું, "નીરં, કહે જોઇએ, આપણે દરરોજ જે બાગમાં ફરવા જઇએ છીએ, તે જગા સારી કે આ જગા સારી?"

છોકરીએ કહ્યું, "ભાઇ, આ જગા કેવી (ચારે બાજુએ જોઇને) ઓ, મારે આ શું! ભાઇ, આ શું છે?"

છોકરો બોલ્યો, "નીર ડરે છે શા માટે? હું તારી પાસે છું ને."

છોકરીએ પૂછ્યું, "ઠીક ભાઇ, તે દહાડે બાપાને આ તરફ લાવ્યા હતા. ત્યાર પછી તેને જોયા નહિ; એનું કારણ શું ભાઇ?"

છોકરીએ પૂછ્યું, "નીર, આ શું તે કહે જોઇએ?"

છોકરી બોલી, "બાપાની જોડે હું એક દહાડો તલાવના કિનારે ફરવા ગઇ હતી, તે દિવસની વાત યાદ આવ્યાથી મનમાં શુંનું શું થાય છે. કેટલાક દિવસથી બાપાને ન જોયાથી મનમાં જરા જરા કષ્ટ થાય છે ખરૂં, તે જાણે કંઇ નહિ. પણ ભાઇ, તમને થોડીવાર નહિ જોયાથી આંખમાંથી આસુ પડે છે!"

છોકરો બોલ્યો, "તુ નાની છે, કંઇ સમજતી નથી. તેથી જ તને દુ:ખ જણાતુ નથી. આપણા જેવા

દુઃખી બીજા કોણ છે ? આપણી મા નથી તેમ જ બાપ પણ નથી." ( રૂવે છે )

છોકરી બોલી, "ભાઇ, તમે શામાટે રૂવો છો ? તમારા આંખમાં આંસુઓ જોયાથી મારી આંખમાં પણ પોતાની મેળે આવે છે. ભાઇ, હવે રૂવો ના."

છોકરાએ કહ્યું, "માબાપ એ શું છે તે તું શી રીતે જાણે ? માનું તો તને સ્મરણ જ નથી; આટલા દહાડા સુધી બાપ હતા તેથી કંઇ પણ દુઃખ જણાતું નહોતું."

છોકરીએ કહ્યું, "બાપાને તે દહાડે જ્યારે કપડું હોડાવીને લેઇ ગયા, ત્યારે એક વખતે મેં વિચાર્યું હતું કે બાપાને જોઇશ, પણ તમને જોયાથી બધું વિસરી ગઇ."

છોકરો મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો, બાલ્યાવસ્થા ઘણો સુખનો વખત છે, કંઇ પણ જાણતાં નથી, સદા આનન્દમાં રહે છે. મારે બહુ દુઃખ છે. તેના ઉપર વિચાર કરવા બેઠાથી હૃદય અવસન્ન થાય છે તે નીરદા કંઈ જાણતી નથી. મારૂં મન બળી જાય છે? આ કેવું દુઃખ ! માબાપ નથી તેનું દુઃખ તો એક કોરે મૂકીએ પણ કાલે વળી જે વાત સાંભળી; તેથી હૃદય મન અસ્થિર થઈ ગયાં. વળી એવા કર્મનો ભોગ છે

કે તે બહારથી કંઇ જાહેર કરી શકતો નથી, આજે અહિં આવ્યો, ધાર્યું હતું કે પેટ ભરીને આજે રોઇશ, હૃદયનું દુઃખ બહાર પ્રકાશ કરીને જોઇશ કે જેથી આ બળતા હૃદયનો દુઃખરૂપી અગ્નિ હોળાશે કે નહિ. તે એક પળ જતામાં વળી નીર આવીં ચઢી. હવે સહન થતું નથી. નીરદાનું મન સરળ છે, કોમળ અને અજાણ્યું છે, કંઇ પણ જાણતું નથી; પણ એના મોં ઉપર જોયાથી મારો પ્રાણ ચીરાઇ જાય છે, એક બોલ પણ મુખમાંથી નીકળતો નથી.

છોકરીએ પૂછ્યું. "ભાઇ, તમે શેનો વિચાર કરો છો ? મારી જોડે વાતચીત કેમ કરતા નથી ? ચુપ થઇને કેમ બેઠા છો ?"

છોકરાએ કહ્યું, નીર, હું તો કંઈ વિચાર કરતો નથી." મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો, હવે શું કરૂં ! હવે સહન થતુ નથી. દેશ રૂઢી કેવી ખરાબ છે ! વિધવાની સ્થિતિ કેવી ભયાનક છે ! નીરદાના નસીબમાં શું આ હતું ! નીરદા તો આ સર્વ કંઇ સમજતી નથી. આ અજાણ્યું ઝેર નીરદાના શરીરને જીર્ણ કરશે. કેવું કષ્ટ ! નીરદાની ઉમ્મર વળી કેટલી–તે વળી શું સમજે ? આટલી નાની ઉમ્મરમાં વિવાહ શા માટે કર્યા હશે ? આ કષ્ટ કેવી રીતે તે

સહન કરશે? નીરદાનું દુઃખ અપરિસીમ છે! નીર-
દાનું કષ્ટ જ્યારે નીરદા સમજશે, ત્યારે કોણ સમ-
દુઃખી થઇને નીરદાને સમંજાવશે? દેશરૂઢી કેવી
ખરાબ છે, ઇચ્છા થાય છે કે આ પળે—

એટલામાં છોકરીએ કહ્યું, "સાંઝ થઇ, શું ભાઇ ઘેર
જઇશું નહિ?"

છોકરાએ કહ્યું, "ચાલો જઇએ. હવે અહિં રહીને
શું કરીશું?" પોતાના મનમાં કહેવા લાગ્યો, ચિતા
સળગી હોત તો તેમાં કુદત, પિતાની સાથે સોબતી
થાત. નદીનું તળિયું કેવું ઉત્તમ સ્થળ છે, ઇચ્છા
થાય છે કે આ પળે કુદીને વિસર્જન થાઉં. તેમ જો
કરૂં તો નીરદાનું શું થશે? નીરદાના ફીકા ચહેરા ઉ-
પર કોણ જોશે? હું મરીશ તો શું નીરદા જીવશે?
જે મને એક પળ ન જોય તો રહી શકતી નથી, તે
કેવી રીતે મારા અવર્તમાનમાં પ્રાણ ધારણ કરશે?

સાંઝ થઇ ગઈ હતી. ભાઇ બહેન હાથ ઝાલીને
મેદાનમાંથી જવા લાગ્યા. છોકરાનું મન વખતો વ-
ખત ચમકવા લાગ્યું. છોકરી નિઃસન્દેહ ચિત્તથી જવા
લાગી. મેદાનની વચમાં, જન પ્રાણી વિનાની જગા
પરથી બે નાની ઉમ્મરના છોકરાં જવા લાગ્યાં. આ-
કાશમાં ઝાંખા નક્ષત્ર દેખાય છે ચારે બાજુએ વાયુ

સન્ સન્ અવાજ કરે છે, ગાઢા અંધકારથી ચારે બાજુ છવાયલી છે, છોકરો ભયભીત મનથી ગાવા લાગ્યો "સંસારમાં સર્વ અસારં વિચાર કરીને જો મન," છોકરીએ પણ સ્વર મેળવીને ગાયું" સંસારમાં–

---

# પ્રકરણ ૨ જું.

## શ્મશાનમાં.

ચો તરફ અંધારૂં છવાયલું છે, અમાસની રાત્રિ છે, વૈશાખ મહીનો છે, રાત્રિ ધીરે ધીરે ગાઢી થવા લાગી. માર્ગ આસ્તે આસ્તે અંધારામાં અદૃશ્ય થયો. બે ભાઇ બહેન ધીરે ધીરે હિમ્મત ઉપર આધાર રાખીને આગળ વધવા લાગ્યા; પણ થોડીવાર પછી છોકરો જોઇને ચમક્યો, તેણે જોયું કે તે મેદાનની છેલ્લી હદ આવેલી છે. મનમાં જૂદા જૂદા વિચાર આવવા લાગ્યા. ભય અને વિષાદ એકના પછી એક મનમાં જગા લેવા લાગ્યા. ચારે બાજુએ નાના પ્રકારના ભયંકર દેખાવો આવીને કલ્પનામાં દેખાવવા લાગ્યા, તેણે હવે ચાલવાની ઇચ્છા કરી નહિ; વિશામો લેવા માટે ત્યાં બેઠો.

છોકરી આ બધા દેખાવનો કંઈ પણ અર્થ નહિ

સમજવાથી તે બોલી, "ભાઇ, આપણે ક્યારે ઘેર પહોંચીશું? પહેલાં હું આના કરતાં ઘણી જલદીથી આવી હતી."

છોકરાએ કંઇપણ જવાબ દીધો નહિ. શું કરવું જોઇએ તેના વિચારમાંજ નિમગ્ન થયલો હતો.

થોડીવારમાં ગામમાંથી કેટલાંક માણસો એક મુડદાને ઉપાડી ત્યાં આવી પહોંચ્યાં. છોકરાને જરા હિમ્મત આવી. એકાગ્રમનથી માણસોનાં કામ જોવા લાગ્યો. નાની બહેન જાણ્યા શિવાય છોકરાંના ખોળા પર માથું મૂકીને ઊંઘી ગઇ.

મુડદાને ઉપાડનારાઓએ આટલો વખત થયાં છોકરી છોકરાને જોયા નહોતા. આટલી વાર સુધી તેઓ પોતપોતાના કામમાં મશગુલ હતા, પરન્તુ એટલામાં એક માણસ પાણી લેવા માટે નદી તરફ જતો હતો. તે એકાએક છોકરા છોકરીને જોઇને ચમકયો અને બોલ્યો. કોણ છો? તમે આ રાતે અહિં શા માટે આવ્યાં છો."

છોકરાએ બધું વર્ણન કહી દેખાડયું. તે માણસ આ વેળાએ મોટે અવાજે રોઇને બોલ્યો—"હવે જોય છે શું? નીરદા વિધવા થઇ છે, નીરદાનો સ્વામી મરણ પામ્યો છે, તેનું શબ અમે અહિં લાવ્યા છીએ."

છોકરાના મોંમાંથી એકે શબ્દ નીકળ્યો નહિ, આંખમાંથી આંસુ પણ પડયાં નહિ, મુખ બંધ થવા આવ્યું, વિચારનો તરંગ ઉઠયો. કેટલી ચિંતા—મનુષ્યનું મન વિચારની ખાણ છે; ચિંતાનો સમય છે, કેટલા વિચારો આવીને સંચય થઇને રહે છે. છોકરાએ પહેલાં વિચાર કર્યો, પિતા—ત્યાર પછી માતા—સગાંવહાલાં—આકાશમાંના તારા—ઝાડના પાંતરાં—ભીષણ અંધારૂં—ચિતા—સ્મશાન—જન્મ—મૃત્યુ—પ્રેમ—મોહબ્બત બીજા ઘણા. વળી વિચાર કર્યો; નીરદા—તેનો સ્નેહ, બાળકપણું, સરલસ્વભાવ, ભક્તિ, પ્રેમ પ્રીતિ, નીતિ બીજું કેટલુંક. વિચાર કરતાં કરતાં શરીર નિસ્તેજ થયું, શરીરના શાંધા શિથિલ થઈ પડ્યા, છેટેના સ્નાયુઓને ઉત્તેજની શક્તિ પ્રાપ્ત થઈ, આંખમાંથી અજાણતાં આંસુ પડવા લાગ્યાં.

નીરદા એકા એક ઊંઘમાંથી ઉઠી. ભાઇની આંખમાંથી આંસુઓની ધારા વહેતી નીરદાના શરીર ઉપર પડવા લાગી, નીરદા રોઇને બોલી, "ભાઇ, તમે શામાટે રૂવો છો?"

છોકરો જરા રોતો બંધ થઇનું બોલ્યો, "નીર, હું કયાં રોઉછું? હું શામાટે રોવું?" પછી તે મનમાં વિચાર કરવા લાગ્યો, નીરદા હજી સુધી કંઇ સમજ-

તી નથી, અજાણ્યા ઝેરથી નીરદાનું શરીર ખરાબ થશે. ગમે તેમ થાઓ, પણ હમણાં સમજાવવાનું કંઇ પ્રયોજન નથી. કોઇ પ્રકારે નીરને ઘેર લઈ જવાથીજ સારૂં છે. ત્યાર પછી કપાલમાં જે બન્યું છે તે તો હમેશાંનુ ધન છે! હૃદય ચીરાતુ કેમ નથી? મને આટલી ચાહે છે, તેનું ભવિષ્ય આવું શોકકારક! આવા બનાવનું કોઇથી ખંડન ન થાય એવા ઝેરના ડંખની વાત મનમાં આવ્યાથી આ મન કેમ બળી જતુ નથી? ઇચ્છા થાય છે કે આ દેશ છોડીને ચાલ્યો જાઉ, તેમ જો કરૂં તો નીરદાનું શું થશે? કવો શોકકારક બનાવ! કેવો ભયાનક જુલમ! અજાણી બાલિકા, સંસાર સંપૂર્ણ અપરિચિત, શું જાણે, શું સમજે? પતિવિનાની સ્ત્રીની કેવી દુર્દશા બને છે, તે શા રીતે સમજે? નીરદાની કમનીય સુંદર મૂર્ત્તિ છે, સ્મરણમાં આવ્વાથો પથ્થર પણ પીગળે; કેવું કષ્ટ, કેવો ન જોયલો દેખાવ!

પેલી બાજુએ ચિતા ખડકાઇ. રાત્રિનો પવન વેગથી વહેવા માંડયો, જગત અંધારૂં—અંધારૂં થઇને ફરવા લાગ્યું. આંખની સામે ભયાનક દેખાવ—ન જોયલો દેખાવ! શું જોઇએ? છેલ્લો દેખાવ, આ દુનિયામાં હવે જેનું અસ્તિત્વ કબૂલ કરવામાં આવશે

નહિ, તે મૂર્ત્તિ હવે જેના આંખ મનને હરણ કરશે નહિ, તે મૂર્ત્તિ—કોણ જોશે! નીરદા શું સમજે! છેલ્લીવારની મૂર્ત્તિ કોને જોવા ન ગમે? જોતાં જોતાં સર્વે ડૂબશે. આ દુનિયા પળવારમાં આંખની સામે અંધારૂં જણાશે, એ બધાનો વિચાંર કરવા બેસીએ તો જીવનમાં સુખ મળશે નહિ, એ સર્વનો વિચાર કરીને કોણ મનના સુખથી વંચિત થાય? આજે જોયું હવે જોઇશ નહિ, આ આંખ હવે ટાઢી થશે નહિ,—કેવો ભયાનક દેખાય!

ચિતા સળગી! નીરદાના જીવનનું સુખ ધીરે ધીરે અંધારામાં આવીને બળવા લાગ્યું. વાયુ વેગથી વહેવા લાગ્યો,—ચિતા સજોરથી બળી ઉઠી! અનુતાપ—વિચાર—સુખ—દુઃખ—ચહાવું—પ્રેમ—મોહબ્બત—આશા—આધાર—નીરદાનું સઘળું એકના પછી એક અંધારૂં થઇને બળવા લાગ્યું! નીરદા શું સમજે! નીરદાના જીવતનું સુખ ભસ્મીભૂભત થયું, નીરદા સમજી નહિ, તે સમજી નહિ કે આ સંસારનું ઝેર તેને આ સમયથી ડંખ્યું!

રાત ગઇ, પ્રભાત થયું. વિજયા દશમીપર પ્રતિમા વિસજન પ્રમાણે નીરદાનાં જીવતનું સુખ વિસર્જન થયું. પવન મૃદુ મૃદુ વહેવા લાગ્યો, શીતલ વાયુ વ-

હો, દુનિયા ફેર ફારવાળી થઇ—ચિતા ઓળવાઈ ગઇ! આકાશમાંના તારા ધીરે ધીરે વિલીન થવા લાગ્યા, સંસાર પરિવર્ત્તન થયુ.

પેલો છોકરા નીરદાનો હાથ ઝાલીને ધીરે ધીરે ગામની તરફ પાછો ફર્યો. મનુષ્યનું મન પથ્થર જેવું છે, એકવાર પીગળ્યું નહિં.

---

## પ્રકરણ ૩ જું.

## સૌભાગ્યવતી અને વિધવા.

તે દિવસે બપોરે નીરદાના વેશમાં ફેરફાર થયો, મહોલામાંથી એક પાષાણ હ્રદયની સ્ત્રી આવીને નીરદાના શરીર ઉપરના ઘરેણા તેણે કાઢી લીધાં. શોભામાં કેવળ એક લાલ લુગડું પહેરાવ્યું. નીરદા સમજ્યા છતાં સારી રીતે શમજી શકી નહિ, અથવા બુદ્ધિની તીક્ષ્ણતાથી કંઇ પૂછ્યું નહિ, નીરદાને તેમાં પણ કંઇ આપતિ નહોતી.

નીરદાની એક સોબતણ હતી તે પણ છોકરીજ હતી. નીરદાને સાત વર્ષ પૂરાં થઇને બીજા ત્રણ મહીના ગયા હતા, તેથી ભાષામાં આઠ વર્ષ કહેવામા આવે છે, સોબતણની ઉમ્મર ૧૪ વરસની થઇ

હતી. સોબતણનું નામ વિંધવાસિની હતુ, બધા તેને વિંદુ વિંદુ કહીને બોલાવતા હતા, વિંધવાસિની નીરદાને ઘણી ચહાતી હતી.

લાલ લુગડું પહેરીને નીરદા દોડતી વિંધવાસિનીની પાસે જઇને કહેવા લાગી, "વિન્દુ, જો, મેં કેવું લુગડું પહેર્યું છે?"

વિંધવાસિનીને હસવું આવ્યું નહિ, આંખમાંથી એક આંસુનુ ટીપું પડયું, બોલી, "કાલે તું કયાં ગઇ હતી?"

નીરદા બોલી "હું ભાઇને, કહીશ કે તમે મને તુ કહો છો, મેં લાલ લુંગડું પહેર્યું છે તેથી તમે જરા સારૂં કહ્યું નહિ! હું જાઉ છું, તમારી પાસે હવે આવીશ નહિ, ભાઇને કહી આવું છુ"

વિંધવાસિનીએ નીરદાના લુગડાંનો છેડો ઝાલીને કહ્યું, "અરે મારી આનન્દદાયિનીરે! તમે જાઓ છો તો જતા કેમ નથી? ભાઇને કહેવાથી શું મારૂં સઘળુ જશે, તમારો ભાઇ મને શું કરવાના હતા?

નીરદા બોલી, "શું કરવાના હતા, તે તમે હજી જાણતા નથી, હું જાઉ છું, કહી આવું છું."

વિંધવાસિનીએ કહ્યું, "ઠીક જઇશ ના. તમારૂં લુંગડું સારૂં છે, તમે કાલે કયાં ગયાં હતાં તે કહો?"

નીરદા બોલી, "સાંભળો, કાલે સાંઝે ભાઇને નહિ જોવાથી મનમાંનું શું થતુ નથી. પહેલાં અમે દર-રોજ જે બગીચામાં જતાં હતાં, ત્યાં હું ગઇ, પણ ત્યાં ભાઇને જોયા નહિ, તે બગીચામાં ભાઇને નહિ જોયાથી મનં ઘણુંજ અસ્થિર થઇ પડયું, ત્યાં સરિસ ભાઇ હતો, તેણે મારૂં રોવું જોઇને ભાઇનો પત્તો કહ્યો હું નદી કિનારે જઇને ભાઇને જોવા પામી, પણ બ-હેન, ભાઇના મોંપર પહેલાનું હસવું નથી. મને જોઇને પહેલાં તે ઘણા સન્તુષ્ટ હતા, કાલે મેં તેને દુઃખિત જોયા! ત્યારપછી ત્યાંજ રાત થઇ ગઈ! મોડી રાતે અમે બે જણા મેદાનમાંથી આવતાં હતાં, આવતાં આવતાં, ઘણીવારે જોયું કે અમે પાછો તેજ જગા-પર આવ્યા છીએ, ભાઇનું મન વિરક્ત થયું! તે ત્યાં બેઠા, હું તેના ખોળા ઉપર માથું મૂકીને સૂઈ ગઈ. ઘણીવારે ત્યાંની જરા ગડબડ કાનમાં ગઇ, ઉઠીને જોઉ છું તો ભાઇ રૂવે છે. મેં ભાઇને રોવાનું કા-રણ પૂછયું, ભાઇએ આંસુ લોઇને બહાનું કાઢયું કે "હું રોવું શામાટે"? હું મુગી થઇને બેઠી. ત્યારપછી શું કહું, ગડબડની વાત કહેતી હતી, ત્યાં દશબાર માણસો આગ શળગાવીને કોણ જાણે શું કરવા લાગ્યા! મારા મનમાં કોણ જાણે શું નું શું થવા લાગ્યું, જાણે

મન છટપટ કરતું હોયની. મારી ઇચ્છા થઇ કે ભાઇને પૂછું પણ કહી શકી નહિં. ભાઇ પણ વખતે વખત એક એક નિશાશો મૂકતા હતા! ઘણો વખત થયા પછી રાત ગઈ અને સવારનું પહોર થયું, ત્યારે ભાઇ મારો હાથ ઝાલીને ઘર તરફ આવવા નીકળ્યા! ત્યારપછી હું ઘરમાં આવી, ત્યારે દિનીની માએ આ-વીને મારા સઘળા ઘરેણાં ઉતાર્યા! હું કંઈ બોલી નહિ. ત્યારપછી આ લાલ લુગડું મને પહેરવા કહ્યું. હું પહેરીને ભાઇની પાસે જતી હતી એટલામાં તમને રસ્તામાં જોઇ. અહિં આવી, સાંભળ્યું ભાભિ, હું તો એમાંનું કંઈ પણ સમજી શકતી નથી."

વિંધવાસિનીનું મન ચંચળ થયું, દુઃખનો ઉચ્છ્વાસ જોરથી વહેવા લાગ્યો, મનનો ભાવ છુપાવીને બોલી, "નીર, આપણા તળાવને કિનારે ઘણાં ફૂલો ફૂટયાં છે તે શું તમે જોયાં છે? ચાલો, જઇએ. આપણે બધા ફૂલો વીણી લાવીએ."

નીરદા બોલી, ભાભિ, હું હમણા આવતી નથી. ભાઇને ઘણો વખત થયો જોયા નથી, એકવાર ભા-ઇની પાસે જઇને આવું છું ત્યારપછી જઇશું."

વિંધવાસિની બોલી, "તેમને હમણાં જોવા પામ-શો નહિ, તેઓ હમણા કયાં ગયા છે. ચાલો, આપ-

ણે ફૂલો તોડીને લાવીએ."

નીરદાનં ઘરની પછવાડેના ભાગમાં તલાવ છે, તેની આસપાસ ફૂલનો બગીચો છે. ત્યાં ઘણીક જાતનાં ફૂલનાં ઝાડો હતાં; ઠેકાણે ઠેકાણે બેસવા માટે આસન પણ હતાં. બગીચાની ચારે બાજુએ દિવાલ બાંધી દીધેલી હતી. ઘરની બાયડીઓ ત્યાં બેસીને વાતચીત કરતી હતી. અમે પહેલાં જે છોકરાની વાત કહી છે, તેની કોશેશથી આ બગીચો તૈયાર થયો હતો. એ છોકરાનું નામ શરતચંદ્ર છે. શરત્ચંદ્ર કલકતામાં રહીને ભણતો હતો. શરત્ચંદ્રનો બાપ કંઇ ગરીબ આદમી નહોતો, વિષય સંપત્તિ ઘણી હતી. શરત્ચંદ્ર કલકતાથી ઘેર આવવાની વખતે આ બધાં ઝાડો લાવીને આ બગીચો શણગાર્યો હતો. આ ઘણા કાલની વાત છે.

નીરદાને લઇને વિંધવાસિની બગીચામાં ગઇ. જ્યારે વિંધવાસિનીને મનમાં કંઇ દુઃખનો ભાવ ઉપજતો હતો, ત્યારે તે અહિંયાં આવીને બેસતી હતી. તેથી તે અહિં આવી હતી. વિંધવાસિનીએ કહ્યું, "જો,નીર, આ બધાં ઝાડો કોણ લાવ્યું છે, તે તમે જાણો છો?"

નીરદા બોલી, "અમારો બગીચો છે, તે શું હું જાણું નહિ? આ સઘળાં ઝાડ મારા ભાઇએ આ-

ક્યાં છે. ભાઇ જ્યારે કલકતાથી ઘેર આવતા હતા. ત્યારે ઘણી જાતના ઝાડ પોતાની જોડે લાવતા હતા, તે આ બગીચામાં રોપતા હતા તે શું હું જાણુંતી નથી?"

વિંધવાસિની બોલી, "તમારો ભાઇ ક્યાં છે ?"

નીરદાએ કહ્યું, "મારા ભાઇને તું જાણે છે ને! ઘણીવાર થઈ ભાઇને નહિ જોયાથી મારૂં મન કેવું થાયછે, તું જાણેછે તો કહે ભાભિ, ભાઇ ક્યાં ગયા છે?"

વિંધવાસિની બોલી, "કોણ જાણે, તમારા ભાઈની વાત હવે સાંભળીશ નહિ. તમારા ભાઇને જોવાની મને પણ ઇચ્છા થાય છે પણ તમારો ભાઇ એકવાર પણ દર્શન આપતા નથી."

નીર બોલી, "ભાઇને ગમે તે કહે પણ મને તે ઘણા ચાહે છે. તને શામાટે ચાહે? તુ તેની કોણ?"

વિંધવાસિનીની આંખમાં પાણી ભરાઈ આવ્યાં, પછી તે બોલી, "રહેવા દે, તમને તે દિવસે જે ગીત શીખવ્યું હતુ તે શું તમને યાદ છે?

નીર બોલી, "કિયું? પેલું વિધવાનું ગીત કે?"

વિંધવાસિની બોલી, "હા, તેજ, એકવાર ગા જોઇએ."

નીરદા રાગ કાઢીને ગાવા લાગી "હવે પ્રાણ કેટલું સહન" થોડીવાર પછી બોલી, "જુઓ ભાભિ,

વિધવાને તો સારૂં છે, તેઓને દુઃખ શેનું ?"

વિંધવાસિની બોલી, "તમારૂં ફુટેલું નસીબ વળી શું ?" ત્યારપછી પોતાના મનમાં કહેવા લાગી, તે તો ઠીક, વિધાતા, (લાંબો નિઃશ્વાસ) તમને સારી પેઠે સમજાવ્યું. હમણાં એક દિવસ ન જોતાં મારૂં મન અસ્થિર થાય છે; નીરદા હમેશાં ને માટે, ચિરદિનને માટે સ્વામીના સુખથી વંચિત છે! વિધાતા! તમારીજ ઇચ્છા પૂર્ણ થાઓ.

નીરે કહ્યું, "ભાભિ, હું હમણા જાઉં છું, ભાઇ, કદાચ હમણા આવ્યા હશે."

વિંધવાસિની બોલી, "ઠીક ત્યારે જા."

---

## પ્રકરણ ૪ થું.

### બાલ્ય પ્રેમ.

નીરદા જતી રહી, વિંધવાસિની એકલી તે જગાએ ઘણીવાર સુધી બેસી રહી. થોડીવાર પછી કેટલાક પુષ્પ એકત્ર કરીને માળા ગુંથવા બેઠી, માળા ઘણી ગુંથીને ઢગલો કર્યો.

એટલામાં એકાએક ત્યાં શરતચંદ્ર આવી પહોંચ્યો. શરતચંદ્રને જોઈ વિંધવાસિની એકકારે તરત

પુષ્પો રાંખીને બેઠી.

શરતૃચંદ્રે કહ્યું, "વિંદુ, તું હમણા મને જોઇને શા માટે શરમાય છે? જ્યારે નાનપણમાં હું તારે ગામ આવતો હતો, ત્યારે તારો ભાવ તેવો નહોતો. તે વેળાએ તું તારા મનની વાત મને કહેવામાં એક દહાડો પણ કંઠિત થતી નહોતી. તે ઘણા દિવસની વાત નથી. જ્યારે તું ઢીંગલીના વિવાહ કરતી હતી, ત્યારે હું તને કહેતો હતો, 'આવા વિાહ કરવાના કરતાં બીજી જાતના કરવા સારા છે.' તે વેળાએ તુ પણ મારી વાત કબૂલ રાખતી હતી. તે વેળાએ તુ મારી જોડે વિવાહ કરવા ઈચ્છતી હતી, પણ તે વેળાએ તો તને શરમ લાગતી નહોતી, તે વેળાએ તો તું સરળ હતી. હવેથી તું દહાડે દહાડે મનનો ભાવ છુપાવવાની તજવીજ કરે છે. જ્યારે માણસ મોટો થાય, ત્યારે સારો થાય છે. પણ તું તો દિવસે દિવસ ખરાબ થતી જાય છે. તું ફૂલાની માળા ગુંથતી હતી, મને જોઇને શા માટે તે ગુંથતી નથી? આ બધી વાત હું તને ઘણા દિવસથી કહેવાનું કરતો હતો પણ વખત મળતો નહોતો."

વિંધવાસિનીએ પૂછ્યું, "તમે આટલીવાર થયાં

ક્યાં ગયા હતા. નીરદા તમને ન જોયાથી અસ્થિર થઇ છે."

શરત્ચંદ્ર બોલી, "નીરદાને આજે જોવા ઇચ્છતો નથી, તેથી આસપાસ ફરવા ગયો હતો. ગમે તેમ હો, નસીબમાંના લખ્યા લેખ કોઈ પણ ખંડન કરી શકતા નથી, તુ મારી વાતનો જબાબ આપતી નથી."

વિંધવાસિની બોલી, "શું કહું? પહેલાં તમને જોઇને શરમાતી નહોતી, પણ કોણ જાણે હમણા જોયાથી શરમ પોતાની મેળે આવીને ખડી થાય છે. ગમે તેમ હો પણ હું હવેથી શરમાઇશ નહિ."

શરત્ચંદ્રે કહ્યું, "શું તુ શરમાઇશ નહિ! આમ છે તો આવ જોઇએ બાળકાલના પ્રમાણે આપણે બેઉ હાથ પકડીને ફરીએ."

વિંધવાસિની બોલી, "તેમ કરીશ નહિ. માણસો જોશે તો શું કહેશે! તેમ કદી થશે નહિ, હું જાઉછું."

શરત્ચંદ્રે પૂછ્યું, "આમ છે તો તેં શામાટે કહ્યું કે હવેથી હું શરમાઇશ નહિ?"

વિંધવાસિની બોલી, "ઘણા દિવસની આગમજ (નાનપણની વાત) હું તમને શરત્ કહીને બોલા-

વતી હતી, તે વેળાએ જરા પણ શરમાતી નહોતી પણ આજે તમને શરત્ કરીને બોલાવવાની ઇચ્છા પણ થાય છે, વળી શરમ પણ આવે છે."

શરત્ચંદ્રે પૂછ્યું, "વિંદુ, તું શું મુને પહેલાંના કરતાં વધારે ચાહે છે?"

વિંધવાસિની બોલી, "સમજતી નથી. જેમ નાન પણમાં તમને જોવા ઇચ્છતી હતી, તેમ વળી જોઇ શકત. તે વેળાએ જરા સારો ભાવ હતો. પણ હમણા જરાં સગપણનો ભાવ જણાય છે ખરો, પરન્તુ હમણાં તમને ઘણું કરીને જોઇ નહિ શકું તો તેની કંઇ ફિકર નહિ. પહેલાં તમે અને હું આખો દહાડો બેઠેલા રહેવા છતાં કોઈ કંઇ પણ બોલતા નહોતા. હમણાં બેઠા છીએ, એ જોયાથી ઘણાં માણસો પાછળ વાત કરશે. તેથી જ કહું છું કે હું સમજતી નથી—મનમાં એક પ્રકારનો ભાવ થાય છે."

શરત્ચંદ્રે કહ્યું, "તે ખોટું નથી વિંદુ, મનની વાત શું કહું, નાનપણમાં આપણા મનમાં જે પવિત્ર ભાવ હતો, હમણાં તે નથી. જણાય છે કે તે ભાવ આપણા વિવાહથીજ દૂર થયો છે. વિવાહની પહેલાં આપણા મનમાં જે પ્રેમ હતો, હમણાં તે ઓછો થયો છે એમ હું કહેતો નથી. તોપણ તેવી મનની સરલ-

તા નથી."

વિંધવાસિની બોલી, "તમને જોવાની ઘણી ઇચ્છા થાય છે પણ તમે મને દર્શન કેમ આપતા નથી ?" આમ કહેતા કહેતાં વિંધવાસિનીના બાલ્યસખાની વાત મનમાં આવી; હાલની અવસ્થા એકાએક મનમાંથી જતી રહી; વિંધવાસિનીનું મસ્તક અજાણતા શરત્-ચંદ્રના ખોળા ઉપર મૂકાયું ! બાલ્ય સુખ ! શરત્-ચંદ્ર, આહ્લાદથી વિગલિત થયું. આવી રીતે શરત્-ચંદ્ર અને વિંધવાસિનીનો બાલ્ય પ્રેમ વિકશિત થવા લાગ્યો.

---

# પ્રકરણ ૫ મું.

## બાંલ્ય સખા.

બીજો એક છોકરો, તેનું નામ અવિનાશચંદ્ર છે, શરત્ચંદ્રના કાકાનો દીકરો થતો હતો. અવિનાશ શ-રત્નો બાલ્ય સોબતી છે. અવિનાશ કેવળ બાપ વિ-નાનો છે, પણ શરત્ચંદ્રનાં માબાપ નથી. એક વર્ષ ઉપર શરત્ની મા મરણ પામી હતી, વળી તેનો બાપ પણ મરણ પામ્યો હતો. અવિનાશને એક બહેન છે પણ ભાઇ નથી. શરત્ને ચાર ભાઇઓ અને ત્રણ

બહેનો છે,' ભાઈઓમાં એનાં લગ્ન થયાં છે. નીરદા શરત્‌ચંદ્રની સર્વથી નાની બહેન છે, નીરદા આ વખતે વિધવા થઇ હતી. નીરદાનો સ્વામી તેના મામાને ઘેર મધુપુરમાં રહેતો હતો. શરત્‌ચંદ્રના ચાર ભાઇઓમાં એ તેનાથી મોટા છે અને બે નાનાં છે. મોટા બે ભાઇઓને બે સ્ત્રીઓ છે, તેઓ શરત્‌ચંદ્રને પહેલાં ખરાબ આંખથી જોતી નહોતી. શરત્‌ચંદ્રના બે મોટા ભાઈઓ વિદ્વાન છે તેથી પિતાની હયાતીમાં તેઓનો ભાંઇ ઉપરનો સ્નેહ ઓછો થયો નહોતો.

અવિનાશ શરત્‌થી નાનો હતો. નાનપણથી જ બે ભાઇઓ એકમેકના ગળામાં હાથ ભેરવીને રસ્તામાં રમતા ફરતા હતા. હમણા પણ તેવાજ છે, એ ભાવ ધીરે ધીરે વધતો હતો. જ્યારે અવિનાશ ઘણોજ નાનો બાળક હતો, ત્યારે શરત્‌ની રમત ગમતનો સોબતી હતો; વળી અવિનાશ હમણા છોકરો છે ત્યારે શરત્‌નો બાલ્ય સખા છે, બે જણામાં એવી પ્રીતિ છે કે એક જણ બીજાને મૂકીને કદી કાંઇ પણ ખાતા નહોતા. બે જણના મનની વાત બે જણાજ જાણતા હતા. અવિનાશની મા શરત્‌ને ઘણી ચાહતી હતી. શરત્‌ની મા નથી પણ અવિનાશની માજ શરત્‌ની માના પ્રમાણે છે. માના વિયોગનું દુઃખ શ-

રતચંદ્ર આજ સુધી સમજ્યો નહોતો; પિતા હતા તેથી મોટા ભાઇની સ્ત્રીએ તેના ઉપર ઘણોજ વહાલ દેખાડતી હતી.

બાપના મરણ પછી આજ સુધી શરત્ચંદ્રના મોં ઉપર કોઇએ હસવું દીઠું નહોતુ, ઘણું કરીને તે એકાન્તમાં રહેવા ઇચ્છતો હતો. અવિનાશની જોડે મળવું થયાથી આગળના જેટલું મન ખોલીને વાત કહેતો નહોતો. એક દહાડે સાંઝે શરત્ચંદ્ર અવિના-શચંદ્રને જોડે લઇને ફરવા જતાં જતાં પાસેના મેદાનમાં જઇ પહોંચ્યો. તે વેળાએ અવિનાસની ઉમ્મર પંદર વર્ષની હતી.

અવિનાશચંદ્રે કહ્યું, "ભાઇ, તમારૂં મોં આજકાલ આટલું ફીકું કેમ થયું છે? સર્વ સમયમાં વિચારમાં લાગેલા જોઉછું. એટલો શેનો વિચાર કરેછો? કલ-કતામાં જવાના છો તેથી શું વિચારમાં છો?"

શરત્ચંદ્રે કહ્યું, "ભાઇ મન ઘણુંજ અસ્થિર થયું છે. બાપા મરી ગયા છે તે તો સુખમાં ગયા, પણ અમારી હાલત ઘણીજ શોચનીય છે. આટલા દિવ-સ સુધી તો ઘરના સઘળાનો એક ભાવ હતો, પણ હમણાં તેમાં ફરક પડેલો જોઉછું, આટલા દહાડા કલકતેથી ઘરમાં આવ્યાથી ઘર છોડીને ક્યાં પણ

જવાની ઇચ્છા ઉત્પન્ન થતી નહોતી, હમણા એક પળ પણ ઘરમાં રહેવાની ઇચ્છા થતી નથી. પિતાજી મરી ગયા છે તેથી જેટલું જોઇએ તેટલું દુઃખ નથી, નીરદાને પણ સર્વદા ઘણા સુખથી છેટે.રહેવું પડયું! હું હવે નીરદાનો કંઇ પણ ઉપાય જોતો નથી. નીરદા સંબંધી જ્યારે વિચાર કરૂં છું, ત્યારે હૃદય છુપી આગથી બળીને રાખ થાયછે! મનના વિચારો કોણ જાણવા પામે છે? સમદુઃખી પણ કોણ છે? કલકતે જવાં માટે મન ચંચળ થયું છે ખરૂં, પણ કલકતે જઇને પણ હું સ્થિર ચિત્તથી રહી શકવાનો નથી. નીરદાને માટે મન સદા અસ્થિર છે. જો, ભાઇ, બાપાને મરવાને એક મહીનો પણ પૂરો થયો નથી એટલામાં ભાભીઓના ભાવમાં ફેરફાર થયલો જોઉછું. મનનું દુઃખ હવે કયાં રાખું?"

અવિનાસે કહ્યું, "આજકાલ તમારા જેવો ભાવ જોઉછું, તેના ઉપરથી હું અનુમાન કરૂંછું કે ઘણા દિવસ આમ ચાલશે તો માંદા પડશો. ભાભીઓનો વ્યવહાર આવી રીતનો થવાનો એ શું તમે પહેલેથી જાણતા નહોતા?"

શરત્ચંદ્રે કહ્યું, "હા, હું ધારતો હતો, પણ તે આજ સુધી પ્રત્યક્ષ જોયો નહોતો. જેઓની જોડે

હવે કદી કોઇ જાતનો સંબંધ નહોતો, તેઓના ઉ-
પર આશા. રાખવી એ ફોકટ છે તે તો હું જાણુંછું,
તોપણ આટલા દહાડા સારૂં જણાતુ હતુ. તેને પડ-
તું મૂક. હું કેવળ નીરદાનું શું થશે તેનો જ વિચાર
કરૂંછું. નીરદાની આ તરફ અને પેલી તરફ બેઉ
બાજુએ કાંટા પડેલા હું જોઉછું !!

અવિનાશ બોલ્યો, "થોડા દહાડા ઉપર માએ મને
કહ્યું હતુ કે 'એ ઘરમાં અંધારૂં છાયુ છે. એ દહાડા
ગયા નહિ એટલામાંજ કુટુમ્બમાં મારા મારી ચાલી."
હું તો આનો કંઇ અર્થ સમજ્યો નહોતો. ભાઇ,
તમે બધા માણસો શું ઘર છોડીને જવાના કે ?"

શરત્ચંદ્રે કહ્યું, "સાંભળ્યું હતું કે એક દહાડો
મોટા ભાઇએ કહ્યું હતું કે દેશની હાલમાં જેવી સ્થિ-
તિ છે તે સ્થિતિમાં ઘરમાંના બધા માણસને અહિ
મૂકી જવાં એ સારૂં નથી; ત્યાર પછી શો બંદોબ-
સ્ત થયો છે તે હું જાણતો નથી. તેમાં મારે કામ
શું ! નીરદા હજી બાળક છે, ગમે ત્યાં રહે. શરીરનું
દુઃખ થવા છતાં પણ મનનું દુઃખ તો થનારૂં નથી.
પણ ભવિષ્યમાં શું થશે, આ વિચારથી જ મારૂં
મન અસ્થિર થાય છે. ભાઇ અવિનાશ, ખરૂં કહું તો
હવે અહિં આવવાની ઇચ્છા થતી નથી; નીરદા મ-

નની આગથી બળી મરશે, અને અમે આનન્દ-
માં રહીશું !"

અવિનાશે કહ્યું, "જે થવાનું હતુ તે તો થઇ ગયું
છે. તમે અહિં પાછા નહિ આવશો તો નીરદાનું શું
થશે? નીરદાનું મનનું દુઃખ તો હમેશનું છે; આપણે
બે જણા જીવતા રહીશું તો તેને કંઇ પણ દુઃખ
થશે નહિ"

શરત્ચંદ્રે કહ્યું, "તે વળી કોણ કહી શકે ?"

અવિનાશ બીજો વિચાર જ કરતાં કરતાં બોલ્યો,
"માએ તમને ઘરમાં આવવાને કહ્યું છે. તમને કેટ-
લોક દહાડા થયાં માએ ન જોયાથી તે ઘણી અસ્થિર
થઇછે, ચાલો, આપણે બેઉ ઘેર જઇએ."

શરત્ અને અવિનાશ બેઉ છોકરાઓ છે; શરત્
ધીર પ્રકૃતિનો, શાન્ત, વિચારશીલ છે. અવિનાશ જરા
ચંચળ અને અન્યમનષ્ક છે. શરત્ બળવાન છે. અ-
વિનાશ દુર્બલ છે. શરત્ કોમળ સ્વભાવનો અને અ-
વિનાશ ક્રોધી છે. શરત્ સ્વભાવના ગુણથી જે કરી
શકતો હતો, તે અવિનાશ ગુસ્સાનો ભય દેખાડીને
કરી શકતો નહોતો."

કોના મનમાં શું છે તે કોઇ જાણી શકતા નથી.
શરત્ચંદ્ર વિચાર કરી જાણે છે, તેથી રાત્ર દિવસ

બેસીને વિચાર કરેછે, પણ તે શેનો વિચાર કરેછે તે કોઈ જાણતું નથી. સોળ વર્ષના છોકરાના મનમાં આટલો વિચાર શા માટે, તે કોણ કહી શકે ? શરત્-ચંદ્ર સર્વદા વિચાર કરતો હતો પણ શું વિચાર કરે છે તે ઘણું કરીને કોઇની પાસે ખુલ્લી રીતે કહેતો નહોતો.

અવિનાશચંદ્ર શરત્ચંદ્રને લઇને પોતાની માની પાસે ગયો, અવિનાશની માએ કહ્યું, "શરત્ બેટા, તુ મારે ત્યાં કેમ આવતો નથી ? જ્યારે અવિનાશને કંઈ ખાવાનું આપું છું, ત્યારે તારૂં સ્મરણ થાયછે, અને મન બળે છે. શરત્, નીરને મળ્યો કે ? તે તેને ક્યારની શોધતી હતી !"

શરત્ચંદ્રે કહ્યું, "કાકિ, નહિ, નીરદાને હું લગભગ ૫ કલાક થયાં મળ્યો નથી, તે શું તમારી પાસે આવી હતી ?"

અવિનાશની માએ કહ્યું, "તે એકવાર જ આવી નથી, પણ દશ બાર વાર આવી હતી. મેં તેને બે ત્રણ વાર કેટલું સમજાવીને કહ્યું હતું કે હવે એક બે દહાડામાં તારો ભાઇ જ્યારે કલકત્તે જશે, ત્યારે તું કેમ રહીશ ? તેથી તેણે કહ્યું કે 'હું પણ ભાઇ-ની જોડે જઈશ—' શરત્, નીરદાને તું જોડે લઈ જાય

તો સારૂં થાય, નહિતો તે રખડશે, તે મને ઠીક લાગતુ નથી."

શરત્ચંદ્ર લાંબો નિશાસો મૂકીને બોલ્યો, કાકિ, મારૂં શું સામર્થ ! મારી શું ઇચ્છા થતી નથી કે નીરદાને મારી જોડે રાખું ?" તે પોતાના મનમાં કહેવા લાગ્યો, ઇશ્વર કરે તો મનનો કોડ પૂરો કરૂં, નહિતો પરદેશમાં જઇને જે ઇચ્છા છે તેજ કરીશ.

અવિનાશ બોલ્યો, "મા, નીરદા તો કંઇ સમજતી નથી; આટલી નાની ઉમ્મરમાં વિધવા થઇ, હવે એકવાર વિવાહ કર્યાથી તેમાં દોષ શો ?"

અવિનાશની મા બોલી, "મારી પણ એવીજ ઇચ્છા છે પણ લોકો ભૂંડું બોલે એ ભય કરૂં છું. નસીબમાં સુખ લખેલું નહિ તેથી કંઇ સુખ નથી તેથીજ રાજરાણીને પણ ભીખારી થવું પડે છે."

સાંઝે આવી વાતચીત થતી હતી, એટલામાં નીરદા આવીને બોલી, "ભાઈ, તમે શું કાલે કલકત્તે જશો કે? તમને મોટા ભાઇ બોલાવે છે, ચાલો તે ઘણા મળવાને આતુર થઇને રાહ જુએ છે.

શરત્ચંદ્રે કહ્યું, "કાકિ, હું જાઉછું."

અવિનાશની માએ કહ્યું, "જલદી આવજે."

શરત્ચંદ્ર આગળ આગળ ચાલ્યો, અવિનાશચંદ્ર

"ભાઇ, હું પણ આવુંછું." આમ કહીને પછવાડે પછવાડે જવા લાગ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

## ઉપાય વગરનો.

શરત્ચંદ્ર આગળ, (અવિનાચંદ્ર પછવાડે પછવાડે) જઇને ભાભીની પાસે જઇને બોલ્યો, "ભાભિ, શા માટે મોટા ભાઇએ મને બોલાવ્યો તે તમે જાણોછો?"

ભાભીએ કહ્યું, "આટલો વખત થયા તમે કયાં હતા. આવો, આજે તમે બપોરે કંઇ ખાધું નથી. મીઠાઇ ખાઓ."

શરત્ચંદ્ર જરા આશ્ચર્ય પાપીને મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે પિતાજીના મૃત્યુ પછી તો એક દહાડો પણ ભાભીનું આટલું હેત નહોતુ. તેણે તીક્ષ્ણ દૃષ્ટિથી અવિનાશની તરફ કટાક્ષ કરી. અવિનાશચંદ્રે કાનમાં કહ્યું કે "આજે બપોરે મોટાભાઇ સર્વના ઉપર ગુસ્સે થયા હતા, તેથીજ આટલું હેત દેખાડે છે. ચાલો જઇને મીઠાઇ ખાઇએ."

મીઠાઇ ખાધા પછી શરત્ચંદ્ર અને અવિનાશ બેઉ એકઠાં મોટા ભાઇની પાસે ગયા. શરત્ચંદ્રના

મોટા ભાઇએ કહ્યું, "શરત્ તારી સ્કૂલ ઉઘડી છે, હવે અહિં રહેવાની કંઇ જરૂર નથી, કાલે તું કલકતે રવાના થા, પરમદહાડે હું બધાને લઇને મારા કામપર જોડાઇશ."

શરત્‌ચંદ્ર કંઇપણ બોલ્યો નહિ, એકવાર તેણે વિચાર કર્યો કે, નીરદાની વાત પૂછું, પણ બોલવાની હિમ્મત આવી નહિ. મોટા ભાઇએ ફરી કહ્યું, "તારી સ્ત્રીને તેના પિયરમાં મૂકી આવીશ."

શરત્‌ચંદ્રે આ વખતે પૂછ્યું, "અને નીરદા ?"

શરત્‌ચંદ્રના મોટા ભાઇએ કહ્યું, "નીરદાને આ વખતે હું મારી જોડે સાથે લઇ જઇશ, ત્યારપછી જે થવાનું હશે તે થશે."

શરત્‌ચંદ્રે લાંબો નિશાસો મૂકયો, મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો, ભાભીની પાસે નીરદા એક પળ પણ રહેતી નથી, તેજ નીરદાનું અવલંબન થશે. ભાભી નીરદાને કેમ જોઇ શકતી નથી, તે હું સમજી શકતો નથી; ગમે તેમ હો પણ આ વખતે નીરદાના દુઃખનો પાર રહેશે નહિ. અહિં રહેત તો અવિનાશ હતો, કાકી હતી; દુઃખના સમયમાં તેઓ જરા મમતા દેખાડત. હવે કષ્ટ આપવું તો તેજ આપશે, સુખમાં રાખવી તો તેજ રાખશે,

આમાં હવે હું શું કરૂં? કંઇ પણ ઉપાય જોતો નથી.

એ દિવસ ગયો, બીજે દહાડે કલકતે હોડી જશે. મહાધુમ! સામાન હોડીમાં જવા લાગ્યો, નીરદા મન માં ને મનમાં જાણતી હતી કે હું પણ શરત્‌ની જોડે કલકતે જઇશ, જ્યાં કંઇ જે તેનું હતું તે બધું એકત્ર કરીને ખારવાને આપ્યું, ખારવાઓ જાણતા નહોતા, જે જે મળ્યું તે સર્વ હોડીમાં, લઇ ગયા.

શરત્‌ચંદ્રની જોડે સૌભાગ્યથી એકદમ નીરદાનું મળવું થયુ. શરત્‌ચંદ્ર નીરદાનું પ્રફુલ્લ ચિત્ત જોઇને બોલ્યો, "નીર, હું આજે કલકતે જવાનો છું તેમાં તને આટલી ખુશી શા સારૂં થાય છે?"

નીરદા બોલી, "હું પણ જવાની છું. તે શું તમે જાણતા નથી?"

શરત્‌ચંદ્ર સમજ્યો કે, નીરદાની આ આશાજ આટલા હર્ષનું કારણ છે; પણ સર્વ ફોકટ! એકદમ નીરદાને કહેવાથી નીરદાને દુઃખ થાય તેથી તેને એ વાત વિષય કંઇ ન બોલતાં તેણે કહ્યું, "નીર, મારા કરતાં મોટા ભાઇ તને વધારે ચાહે છે, તે શું તું જાણતી નથી?"

નીરદા બોલી, "નહિ ભાઈ, હું તો જાણતી નથી. બીજા કોઈ પણ ભાઇને માટે મારૂં મન એટલું અ-

સ્થિર થતું નથી."

શરત્ચંદ્રે કહ્યું, "જો, મોટાભાઇ તને એક દહાડો પણ મૂકીને ખાતા નથી; જ્યાંથી જે કંઇ મળે છે તે સર્વ તારે માટે લાવે છે, મોટા ભાઇ તને બધા કરતાં વધારે ચાહે છે."

નીરદા બોલી, "ચાહે છે તેમાં શું થયું ભાઇ?"

શરત્ચંદ્રે કહ્યું, "શું તેમાં કંઇજ નહિ! તું મારી જોડે આવીશ તો મોટા ભાઇનું મોં તું જોઇશ નહિ."

નીરદાએ પૂછ્યું, "ભાઇ, મોટા ભાઇ શું આવશે નહિ?"

શરત્ચંદ્રે કહ્યું, "તે કલકતે આવનારા નથી; તે પોતાની ચાકરીની જગાપર જવાના છે."

નીરદાએ પૂછ્યું, "તે વળી ક્યાં છે?"

શરત્ચંદ્રે કહ્યું, "શું તું તેમની જોડે જઇશ?"

નીરદા બોલી, "નહિ ભાઇ, હું તો મોટા ભાઇની જોડે જઇશ નહિ, હું તમારી સાથે આવીશ."

શરત્ચંદ્રે કહ્યું, "જો હું તને નહિ લઇ જાઉ તો.

નીરદા બોલી, "નહિ લઇ જાઓ તો, હું રોઇશ, તમે મારૂં રોવું જોઇને કદી પણ મૂકી જશો નહિ."

આ સાંભળીને શરત્ચંદ્રની આંખમાં ઝળઝળીઆં આવ્યાં, મનનો ભાવ છુપાવીને તે બોલ્યો, "નીરદા,

તું મોટા ભાઇની જોડે હમણા જા, ત્યાર, પછી હું પાછો અહિં આવીશ ત્યારે હું તને લઈ જઇશ."

નીરદા બોલી, "નહિ ભાઈ, તેમ થશે નહિ. હું આવીશને આવીશ. જો તમે મને નહિ લઈ જશો તો હું પાણીમાં ઝીપલાઇશિ."

આ વખતે શરત્ચંદ્ર રોવું રોકી શક્યો નહિ; પછી બોલ્યો, "નીરદા, તારૂં નશીબ ખરાબ છે, નહિ તો આજે તું મારી જોડે શામાટે આવવાની હઠ કરે? નીર, હવે આમ બોલીશ ના. તારા મોંમા થી આવાં વચન સાંભળ્યાંથી મારૂં મન અસ્થિર થાય છે. જો નીર, જ્યાં હું રહું ત્યાં તું રહીશ એ કેમ બને? તે અતિ ભયાનક જગા છે."

પછી તે મનમાં કહેવા લાગ્યો, નીરદાનાં વચન સાંભળ્યાથી મન અસ્થિર થાય છે. ઇચ્છા થાય છે કે નીરદાને હું જોડે લઈ જાઉ. ક્યાં રાખું એ વિષયની ફીકર છે. જેમ મારૂં થશે તેમ નીરદાનું પણ થશે. હું જો ખાઇ શકીશ તો નીરદાને પણ મળશે, નહિ તો મારો ભાગ નીરદાને વહેંચી આપીશ. નહિ—તે દુઃખ નીરદાથી સહન થશે નહિ, નીરદા છોકરી છે. મારી જોડે રહ્યાથી નીરદાનું મન જરા સારૂં રહેશે ખરૂં, પણ બીજાં જૂદી જૂદી જાતનાં દુઃખ

ઉપજશે. આથી હવે નીરદાને સાથે લઈ જવામાં કંઈ લાભ નથી, પણ તેમ કહ્યાથી તે સાંભળતી નથી, આમ છે તો આખરે છુપું જવું પડશે, હું આજે રાત્રે જઇશ, જ્યારે કાલે સવારે નીરદા ઉઠશે અને મને જોશે નહિ, ત્યારે નીરદાનું મન શુંનું શું કરશે?' નીરદા ધારશે કે 'ભાઈના જેવો નિર્દય બીજો કોઈ નથી. તેથી શું નીરદાનાં મનનો ક્ષોભ જશે? કાલે આખો દહાડો નીરદા ખાશે નહિ; આખો દહાડો રોશે.'

નીરદા બોલી, "ભાઇ, તમે શું ખરેખર મને તમારી જોડે લઈ જશો નહિ!"

શરત્ચંદ્રે જોયું તો નીરદાની આંખમાંથી ચોધાર આંસુ પડતાં હતાં. માબાપ વિનાની અનાથ નીરદાની આંખમાંથી આંસુ પડતાં જોઇને શરત્ચંદ્રનું હૃદય ચીરાવવા લાગ્યું. મનમાં ઘણી જાતના દુઃખના બનાવ આવવા લાગ્યા, શરત્ચંદ્રે કહ્યું, "તે વાતની આજે શી જરૂર છે નીર? હુ તો આજે જનાર નથી. જ્યારે જઇશ તે દહાડાની વાત ત્યારે છે."

નીરદાની આંખોના આંસુ બંધ પાડવા માટે શરત્ચંદ્ર પ્રતારણા કરવામાં હઠયો નહિ. જે નીરદાની આંખમાંથી સામાન્ય આંસુ પડતાં જોયાથી શરત્ચંદ્ર આજ અનિચ્છુક થયો, તે નીરદાની આંખના આંસુ

કેટલી મુદત સુધી પડશે, કેટલા દિવસ પડશે! શરતચંદ્રે વિચાર કર્યો કે નીરદાના આ આંસુ સર્વદા પડશે, તે છતાં પણ આજ દગીને તે આંસુ રોકવા ઉચિત છે. શરતચંદ્ર આસપાસનો બધો વિચાર કર્યો હતો પણ તેણે એક વિચાર કર્યો નહોતો કે આજની પ્રવંચનાથી કાલે નીરદાનું દુઃખ એથી વધશે. અથવા વિચાર કર્યા છતાં પણ તે આંસુ, તે દુઃખ શરતચંદ્ર જોઇ શક્યો નહિ.

રાત્રે ઉપાય વગરનો શરતચંદ્ર અનાથ નીરદાને મૂકીને હોડીમાં બેસીને કલકત્તા તરફ રવાના થયો.

બીજે દહાડે શરતચંદ્રના ઘરનાં બીજાં સર્વ માણસોઓને લઇને શરતચંદ્રનો મોટો ભાઇ પોતાની નોકરીની જગા ઉપર લઇ ગયો. ઘરના દરવાજામાં તાળું વાસ્યું.

---

## પ્રકરણ ૭ મું.

### મુષ્કળ બનાવો.

બીજે વર્ષે અવિનાશચંદ્ર અભ્યાસ કરવા માટે કલકતે ગયો, શરતચંદ્ર અને અવિનાશ એક વર્ષમાં એક કે બે વાર પોતાને ગામ છુટીમાં જતા હતા.

વિંધ્યવાસિની કેટલાક વર્ષ સુધી પોતાના પિયરમાં રહેતી હતી, નીરદા વગેરે આખા વર્ષના બનાવ વિંધ્યવાસિનીને કહેતી હતી, વિંધ્યવાસિનીની પાસેથી નીરદાના સુખદુ:ખના બનાવો શરત્ચંદ્ર વર્ષની આખેરીએ એકવાર સાંભળવા પામતો હતો.

આવી રીતે ૭–૮ વર્ષ ચાલ્યાં ગયાં, પહેલાં બે ત્રણ વર્ષ સુધી નીરદાના મનનાં દુ:ખના બનાવ શરત્ચંદ્રના કાનમાં પ્રવેશ કર્યા નહોતાં પણ ચોથા વર્ષથી જરા 'જરા મનની વાત બહાર પડવાનો આરંભ થયો. એક દહાડો નીરદા કેવળ ભાભીઓના કઠોર આચરણથી અસ્થિર થઇને વિચાર કરતી હતી કે મારા કરતાં બીજા કોઇને પણ આવું કષ્ટ થતું ન હશે; પરન્તુ ધીરે ધીરે જેમ દહાડાપર દહાડા, વર્ષપર વર્ષ જતાં ત્રણ ચાર વર્ષ જતાં રહ્યાં, તે વેળાએ નીરદા સમજવા પામી કે આટલા દહાડા તો હું સારી હતી. હવે આ સહન થતું નથી, સહન થઇ શકતું નથી, આ બોલવું નીરદા જ્યારે સમજવા પામી ત્યારથી નીરદાને કંઇ પણ સારૂં જણાયુ નહિ.

ક્યારે સહન થતુ નથી? બાલ્યકાલના જેવો સુખનો સમય બીજો એકે નથી, છોકરા છોકરી સંસારનું

સારૂં નરતું કંઇ જાણતા નથી. ખાતું પીતું શિવાય તેઓ બીજા સંસારના કંઇ પણ કામ જાણતા નથી. વૃદ્ધ—તેઓને પણ સહન કરતાં કરતાં આવે છે, અર્થાત્ રિપુનું આધિપત્ય તે વેળાએ નિસ્તેજ થાય છે, તેથી સર્વ સહન થઇ પડે છે. ક્યારે સહન થતું નથી? સહ્ય થતું નથી——જ્યારે રિપુનું આધિપત્ય સખ્ત સૂર્યની પેઠે તીક્ષ્ણતર થાય છે. મધ્યાહ્ન સૂર્યનું તેજ પ્રખર હોય છે તે કોઇને પણ સહેવાતું નથી; જુવાનીમાં મનુષ્યના રિપુ પ્રબળ હોય છે—અસહનીય થાય છે. જુવાનીમાં રિપુનો દૌરાત્મ્ય છે—દૈત્યો માનવને હિતાહિત જ્ઞાન શૂન્ય કરે મૂકે છે, તેથી જતે સહન થતાં નથી. જે સમય માણસનાં મોંએ સંભળાય છે—હવે સહન થતું નથી, તે તેની જવાનીછે, આવો સર્વ પ્રકારે નાશ કરનાર સમય બીજા જીવનના કોઇ ભાગમાં નથી! નાનપણમાં નીરદાને તે ઝેરની જ્વાલા થવાનો આરંભ થયો. જ્વાલાનો આરંભ થયો, પણ એ બળતરાની વાતના જીવનમાં રોકાશે નહિ, તે આજ પણ નીરદા સમજવા પામી નહિં,—તે સમજવાને વધારે વખત બાકી રહ્યો.

કેટલાક વર્ષ પછી તે સમય પણ આવી પહોંચ્યો. જે ૭-૮ વર્ષની વાત કહેવામાં આવી છે, તે સમયે

નીરદા બધું સમજી શકી. જે રાત્રિએ શરત્ચંદ્ર નીરદાને ઠગીને આંખના આંસુ રોકયાં હતાં, તે સમય પછી શરત્ચંદ્ર ઇચ્છાપૂર્વક નીરદાની પાસેથી તેની દુ:ખની વાત સાંભળતો નહોતો, વિંધવાસિની તેની એ ખોટ પૂર્ણ કરતી હતી.

નીરદાની ઉમ્મર હમણા ૧૫–૧૬ વર્ષની થઇ હતી, વિંધવાસિનીનું વય વીસ થઇ ગયું હતું, સ્ત્રીનો સુખનો સમય એક રીતે ચાલ્યો ગયો હતો. નીરદાના દુ;ખનો ખરો સમય આ હતો. નીરદાના મોં ઉપર હસવું જણાતું નહોતું, નીરદા ઘણી વાતચીત કરતી નહોતી. ખાવાનો સમય થયાથી થોડું ખાતી, સૂવાની વેળા થયાથી સૂતી પણ ઊંઘ આવતી નહોતી.--કેવળ વિચારો આવતા હતા. નીરદા જાણતી હતી, હમણા સમજતી હતી કે, આ વિચારોજ સર્વદાના રહેનારા છે! નીરદાનું દુ:ખ અસીમ હતું!

શરત્ચંદ્ર કલકત્તામાં રહેતો હતો, તે વેળાએ વિંધવાસિની તેના ઉપર જે પત્રો લખતી હતી તેમાં કેવળ નીરદાના દુ:ખની કાહણીજ હતી.

બે વર્ષથી નીરદા મોટા ભાઇની જોડે જતી નહોતી, પોતાનું સારૂં નરતુ પોતે સમજતી હતી. સસરાનું ઘર સુખનુ ધામ છે, વળી સસરાનું ઘર

દુઃખનું રહેઠાણ છે. સ્ત્રીઓની આશા સઘળી સસરાના ઘરથી હોયછે, વળી તે સર્વ નિરાશ પણ એ જગાથી જ ઉત્પન્ન થાયછે. સ્વામી હોયતો સસરાના ઘરના જેવું સુખનું સ્થાન જગત્‌માં બીજું એકે નથી, અને જો ધણી ન હોયતો એના જેવું દુઃખનું સ્થાન બીજું એકે નથી. નીરદાએ ધાર્યું કે જીવનમાં સુખ નથી, તો વૃથાસુખનું કામ શું છે? આવો વિચાર કરીને એ દુઃખના મંદિરને રહેવાનું ઠેકાણું નક્કી કરીને સસરાના ઘરમાં જઇને પાછી તે આવી નહિ. તો પણ સસરો છે, સાસુછે, તો પણ દિયરછે! જેના માબાપ નથી તેના સાસુ સસરાના જેવા આરાધ્ય દેવતા બીજા કિયા હોય? બીજો જેનો પુત્ર નથી તેનો દિયરના જેવો સ્નેહના પાત્ર જગતમાં બીજો કોઇ નથી!! નીરદા પોતાની અવસ્થા સમજીને સસરાનું ઘર છોડીને ગઇ નહિ. નીરદારનું સાસરૂ અને વિંધવાસિનીનું પિયર એક ગામમાં હતું. હમણાં નીરદારની જોડે વિંધવાસિનીનું મળવું હળવું થતું હતું. નીરદારની દુઃખની વાત વિંધવાસિની સાંભળતી હતી અને તે વાત શરત્ચંદ્રને કલકતે લખી મોકલતી હતી.

શરત્ચંદ્ર કલકતામાં રહીને નામમાત્ર સ્કૂલમાં ભણતો હતો, પણ મોટામાં મોટું કામ કાગલો લખ-

વાનું તથા રમવાનું કરતો હતો. લોકો મશ્કરીમાં શરત્ચંદ્રને લુટારો કહીને બોલાવતા હતા. આગલા વખતમાં પૂર્વ બંગાલામાં એક જાતની રમત ચાલતી હતી, હમણા પણ કેટલાક ગામોમાં ચાલેછે; પણ બ્રિટિશ હિંદુસ્તાનમાં કોઈ શહેરમાં હમણા એવી રમત ચાલતી નથી, તે રમત તરવાર સંબંધી છે. પહેલા એ રમત ગમતમાં ઘણા માણસો લુટારા થતા હતા; પુષ્કળ માણસો પટાદાર લાકડીવાળા થતા હતા! શરતચંદ્ર તરંવાર (પાઇક)ની રમતમાં કુશળ માણસમાં પ્રખ્યાત હતો; તે કોઇની સાથે પણ રમતો તો તેમાં તે જય મેળવતો હતો.

અવિનાશચંદ્ર સ્કૂલમાં નિયમસર અભ્યાસ કરતો હતો. અવિનાશ સારો વિદ્યાર્થિ હતો. શરત્ચંદ્રના ઓળખીતાઓ તેને ખરાબ કહેતા હતા, પણ બેઉની વચ્ચે અકૃતિમ બંધુતા હતી. અવિનાશચંદ્ર, જાણતો હતો કે તરવારની કસરત કરવામાં શરત્ચંદ્ર ઘણોજ કુશળ છે, પણ મારામાં તે નથી, શરત્ચંદ્ર જાણતો હતો કે અભ્યાસ કરવામાં અવિનાશચંદ્ર ઘણોજ કુશળછે, પણ તેવી મારામાં કુશળતા નથી. તેથી કોઇનું મન અહંકાર અથવા આત્માભિમાનથી ભરેલું નહોતું, બે જણાના પ્રાણ એક પ્રાણ હતા.

અવિનાશની મા હજી પણ જીવતી હતી, અવિ-નાશની બ્હેન પણ હજી જીવતી હતી.

આ લખવા માટે આટલું બધુ લખવાનો સૂત્રપાત થયો, તે એ વર્ષની વાત છે. એ વર્ષે શરતચંદ્ર સાતમા ધોરણનો અભ્યાસ કરતો હતો. શરતચંદ્ર સ્કૂલમાં અભ્યાસ કરવો એ માત્ર એક બહાનું હતું, આ વર્ષની આખરે શરતચંદ્રની વિડંબમાનો અન્ત આવ્યો. શરતચંદ્રે જુનિયરની પરીક્ષા આપીને પોતાને ગામ ગયો. અવિનાશચંદ્ર કલકતામાંજ રહેતો હતો.

પોતાને ગામ જઇને વિંધવાસિની અને નીરદાને મળ્યો નહિ, કારણ તેઓ બીજે ગામ રહેતાં હતાં. તે વેળાએ નીરદાને તેડાવીને તેને મળ્યો. વિંધવાસિની આવી નહિ.

થોડા દહાડામાં પરીક્ષાનું પરિણામ જાણ્યું, તેમાં શરતચંદ્ર નાપાસ થયો. શરતચંદ્ર પહેલેથી જાણતો હતો કે હું નાપાસ થઈશ. શરતચંદ્ર પરીક્ષામાં ફતેમંદ થયો નથી એવા સમાચાર આખા ગામમાં પસર્યા તેથી તેના ઓળખીતા તેને ઠપકો આપવા લાગ્યા, વિંધવાસિનીએ ડરથી કંઇ પણ લખ્યું નહિ, નીરદા દુઃખિત થઇને કંઇ કહેવાની ઇચ્છા રાખી નહિ.

શરત્ચંદ્રનો મનમાં જરા ખેદ થયો, વિચાર ઉત્પન્ન થયો, ચિંતાની જગા વિસ્તીર્ણ થઇ!! શરત્ચંદ્ર રાત્ર દિવસ વિચાર કરતો હતો, લોકો મુસ્કેરી કરતા હતા તે છતાં વિચાર કરતો હતો, જીવનના ભવિષ્ય પરિણામનો રાત્ર દિવસ જપ કરતો હતો.

---

## પ્રકરણ ૮ મું.

### મંત્ર ગ્રહણ અથવા દ્રઢ નિશ્ચય.

બાલ્યકાલ હસતાં રમતાં ચાલ્યું જાય છે. કંઇ વિચાર હોતાં નથી, સંસારની કંઇપણ ચિંતા હોતી નથી. જીવનના ભવિષ્યના પરિણામની વાત હૃદયમાં સ્થાન મેળવતી નથી, સદા સુખમાં રહે છે, સદા આનંદમાં દિવસ ગાળે છે! દુઃખનો બનાવ બન્યાથી મન થોડો વખત મેઘાચ્છન્ન થાય છે ખરો, પણ તે થોડો કાલસુધી. એક દહાડો બે દહાડા, બે દહાડા ત્યારપછી તે મેઘ રહેતો નથી, ત્યારપછી વળી રમત ગમતમાં દિવસ ગાળવામાં આવે છે. ખરેખર બાળકના જેવાં સુખી જીવ બીજો એકે નથી.

ત્યારપછી વિદ્યાર્થી—જેઓ સ્કૂલમાં અભ્યાસ કરે છે, સ્કૂલમાં અધ્યયનકાળે વિચાર છે, તે વિચારમાં

સુખના શિવાય દુઃખ હોતું નથી. જેઓ વિદ્યાનું અમૂલ્ય રત્ન વીણી લેવાને સમર્થ હોય છે, તેઓને હજારો વિચારો હોવા છતાં પણ દુઃખ હોતું નથી. આમ છે તો દુઃખ કયાં છે? દુઃખ સંસારમાં છે, દુઃખ છે સંસારની ચિંતામાં, દુઃખ છે સંસારના અર્થમાં.

શરત્ચંદ્રના સુખનો વખત વહી ગયો! શરત્ચંદ્ર વિદ્યાના અંધકારમય ખાડામાંથી અમૂલ્ય રત્ન વીણી લેવા પામ્યો નહિ, તેના જીવનનો સુખનો સમય ચાલ્યો ગયો, શરત્ચંદ્રના મનમાં વિચારો થવા લાગ્યા—સંસારમાં પ્રવેશ કરવાની પહેલા જે વિચારો આવે છે, તે શરત્ચંદ્રના મનમાં આવ્યા,

લોકો મોટા અનેક પ્રકારે થાય છે, કોઇ માર્ગ પસંદ કરીને કાંટાના આઘાત વગર ઉન્નતિમાં ચઢે છે, કોઇ આઘાતથી સાવચેત થઇને ઉપર ચઢે છે, અને કેટલાક દૈવબળથી ઉપર ચઢે છે. કાલિદાસ, શંકરાચાર્ય અને શિવાજી એ બધાએ એક માર્ગ પકડીને ઉન્નતિ મેળવી નથી. કાંઇ આ માર્ગ તો કોઇએ બીજો માર્ગ પકડયો છે. કોઇને આઘાત પડયોછે, તો કોઇને માર પડયો નથી. કોઇ એકદમ ચઢયો છે. શરત્ચંદ્ર માર્ગ પકડવાને માટે આ પહેલો વિચાર કરતો હતો. આ વખતે શરત્ચંદ્રના મનમાં વિચારો આ-

વ્યા. આટલા દહાડા હસી રમીને ગાળ્યા હતા, હમણાં ખરેખરા વિચારનો સમય આવ્યો હતો. જે દહાડે શરત્ચંદ્ર પરીક્ષામાં નાપાસ થયો હતો, તે દહાડેથીજ તેણે વિચાર કરવાનો આરંભ કર્યો,—ભવિષ્યમાં કિયા માર્ગે જવું જોઇએ, શરત્ચંદ્રની એક બાજુએ સંસાર—વિંધવાસિની—નીરદા—આત્મીય પરિજન સુખનું સ્વપ્નુ હતું; બીજી બાજુએ દેશ—દેશની હીનાવસ્થા—પોતાના તરવાનું શિક્ષણ—વીરત્વ હતું. એક બાજુએ યશ અને બીજી બાજુએ અપજશ હતો, એક તરફ સુખ; બીજી તરફ સર્વદાનું દુઃખ હતું. શરત્ચંદ્ર વિચાર કરતાં કરતાં જોયું, એક તરફ પૈસાની ચિંતા—સ્વાર્થસિદ્ધિનો ઉપાય—તાબેદારી—સર્વદાનો કલંક, બીજી તરફ પૈસા નથી, કેવળ સ્વાર્થ નાશ—કેવળ સ્વતંત્રતા—કેવળ સ્વર્ગ સુખછે.

માણસનું મન દુર્બલછે, શરત્ચંદ્રે ફરી જોયું—આશા કહેછે, "આ માર્ગે ચાલ, જુઓ કેટલા બધાં માણસો આવેછે, સુખ મેળવીશ, જીવનનું સાર્થક થશે;" બીજી તરફ નિરાશા ભય દેખાડે છે—"કયાં જાયછે, કોણ ખાવા આપશે, પૈસા કયાં છે, સગાં વહાલાં નથી, મિત્ર નથી, અંધારૂં—કદાચ મૃત્યુ; નહિતો મૃત્યુની વેદના."

ફરી મનની ગતિ ફરી, વળી વિચાર કરીને જોયું,

એક બાજુએ પૈસાની ચિંતાથી શરીર અને મનને દુર્બલ કરે છે. સુખ નથી, કલહ–વિવાદ, બંધુનો વિ-ખુટો, પાપ–લિપ્સા બીજી બાજુએ હિમ્મત કહે છે. "પૈસા જોઈતા નથી, પ્રાણ આપ, સ્વતંત્રતા અથવા સ્વર્ગ સુખનો દરવાજો ઉઘાડો છે." શરત્ચંદ્ર વિ-ચાર કરીને કંઈપણ નક્કી કરી શકયો નહિ.

વિચાર કરીને કંઈપણ કરી શકયો નહિ, તથાપિ વિચાર તેને છોડતો નથી. વિચારથી વળી જોયું, એક બાજુએ વિંધ્યવાસિની મોટેથી રોઇને ગગનને કંપાવે છે, અને બોલે છે, "નાથ, મને છોડીને કયાં જાઓ છો? હું મરીશ, તમારા વિના સંસારની જાળ તો-ડીશ." નીરદા કહે છે, "ભાઈ, મારે આ પૃથ્વી-માં તમારા વિના બીજું કોઇ નથી." બીજુ એ ભયાનક રણક્ષેત્ર છે, તરવાર લઇને યોદ્ધાઓ ઉત્સાહિત ચિત્તથી ફરતા ફરે છે.

વળી એક તરફ પૈસાને માટે બીજાની પર સેવા પરપદે અંચલી આપવી, સંસારના મન તુષ્ટાર્થ પૈ-સાની સેવા ! શરત્ચંદ્રે વિચાર્યું, વિંધ્યવાસિની પણ પૈસાને માટે મારી સામુ જોતી રહી છે. નીરદા શો વિચાર કરે છે ! વિચાર કરે છે, ભાઇ ચાકરીએ રહે-તો મારૂં દુ:ખ જશે. વિંધ્યવાસિની વિચાર કરતી

હતી કે શરત્ જે દહાડે બીજાના પગની અર્ચના કરી પોતાના સામર્થ્યથી બે રૂપીઆ આણશે, તે દહાડેથી મને પિયરમાં રહેવાનું દુઃખ તથા આત્મગ્લાનિથી બળવું પડશે નહિ. જો પૈસો હું ન કમાવું તો વિંદુ મને પારકો સમજશે, નીરદા નિરાશ બનશે, મને ધિક્કારશે, નહિ તો જો જોવાનીજ જરૂર હોય તો વિંદુ અને નીરદા મારા શાથી કેમ થતા નથી? એક દહાડો હું મરીશ વિંદુ પણ મરવાની છે; નીરદાના હાડકા કેટલો વખત પૃથ્વીમાં રહેવાના છે? આમ છે તો મારી જોડે આવો—નહિ તો ગાઢા અંધારામાં જઇને ડૂબો. આમ છે તો પેલી તરફ જોશો નહિ. શરત્ચંદ્રે વિચાર કર્યો, આમ છે તો સંસારની માયા છોડી દઉં. પૈસો પૈસો કરીને બીજાની સેવાની આશા મનથી દૂર કરૂં, સંસાર પડતો મૂકું! સગાંવહાલાં—સુખના સ્વપ્નાને દૂર કરૂં! જો તરવાર મદદગાર થાય, જો મંત્ર સાધનાનો અર્થ સમજ્યો હોવું, જો મેં મંત્ર લીધો હોય તો જાઉં, જ્યાં પ્રજ્વલિત હુતાશનવત્ રણક્ષેત્રમાં યોદ્ધાઓ આનન્દથી નાચે છે; આમ છે તો જે તરફ પૈસા નથી, પૈસાની સાધના નથી. સંસારમાં રહીને શું કરૂં? જીવનમાં સુખ હોય તો સુખી થઇશ, દુઃખ હશે તો દુઃખમાં દહાડા ગા-

ળીશ, તોપણ તે માર્ગે શોધીશ જે માર્ગે અંગાળી-
ઓએ ભૂલથી પણ પગ મૂક્યો નહિ હોય, તોપણ
તે માર્ગપર જઇને દૃષ્ટાંત દેખાડીશ. આમછે તો જાઉ
પણ જવાની પહેલાં વિંધ્યવાસિનીને એક પત્ર લખી-
ને જોઉ, વિંદું મારી જોડે આવે છે કે નહિ. જો ન
આવે તો વિંદુના મોંની વાત ખોટી છે, મન સરળ
નથી; તો સમજીશ કે વિંદુ જે કહે છે, તે સર્વ મારૂં
મન રાખવા માટે બોલે છે. આમ છે તો પત્ર લખું;
આવું કહીને શરતૃચદ્રે પત્ર લખવાનો આરંભ કર્યો.

"પ્રિયે વિંદુ! ઘણીવાર તને જોઈ છે, પણ ફરી જો
વાની ઇચ્છા થાય છે; તને જોવાની તૃષ્ણા મારી
હજી સુધી દૂર થઈ નથી. આ વખતે દૂર દેશથી
તને અને નીરદાને જોવા માટે આવ્યો હતો, પણ
દુરભાગ્યથી તારી જોડે મળવું થયું નહિ, તેં દર્શન
આપ્યું નહિ!! મારા મનની ઇચ્છા મનમાંજ રહી.
તુ તારા પિયરમાં સુખમાં છે, રહી શકેછે, હું ત્યાં
સુખ મેળવતો નથી; જ્યાં સુખ મેળવતો નથી ત્યાં
કેમ જાઉ? તુ કહેશે કે 'મનમાં સુખ હોય તો સર્વત્ર
સુખ મળે છે.' હું તે માનુંછું. પણ તારે ત્યાં આ-
વ્યાથી મારા મનનું સુખ પણ જતું રહે છે તેથી
તારા પિયરમાં આવીને મળવા ઇચ્છતો નથી, વળી

કોની જોડે મળું? તું મને ચાહેછે એવું કહે છે, પણ ખરી રીતે તું ચાહે છે કે નહિ તે કોણ જાણે? જો તું ચાહતી હોત તો મળવામાં તને શરમ જણાત નહિ. શું હું આખો દહાડો તારા પિયરના ગામના ઘાટ ઉપર હોડીમાં સૂઇ રહું? હું તને જોવા માટે તારે પિયરમાં આવ્યો હતો પણ તું કયાં હતી? આખા દહાડામાં તને એકવાર પણ મેં જોઈ નહિ, તું આખા દિવસમાં એકવાર પણ મને જોવા આવી નહિ. તું શામાટે મળતી નથી? મળતી નથી. તું તારી સર્વદાની આશ્રિત શરમને વધારે ચાહે છે, તારા પિયરને સઘળા કરતાં વધારે ચાહે છે; તેથીજ મારી જોડે દહાડે મળતી નથી, આખો દહાડો મળતી નથી, આખો દહાડો શરમ અને સગાંવહાલાંની પૂજાને માટે રાખીને રાત્રે શરત્ચંદ્રને મળે છે!! ઘુમટા વાળી! વળી કહે છે કે હું તમને વધારે ચાહુંછું. જો ચાહત તો આખો દિવસ તને જોવા પામત, જેને માટે આ દૂર દેશમાં ઘણું દુઃખ વેઠીને આવ્યો હતો, તે પૂર્ણ થાત, પણ તે તો થયું નહિ. ઇચ્છા થાય છે કે હું હવે હોડીમાં બેસીને જાઉ! બીજા માણસને જોવું હોય તો આ વિશ્વ-બ્રહ્માંડ પડેલું છે, સર્વદા જોયા છતાં પણ તે જોવું

પૂરૂં થતું નથી; બીજા માણસને મળવાં માટે હું તારે પિયર શું આવું ? જ્યાં જાઉછું ત્યાં બીજા માણુસોને મળું—ફક્ત વિંધ્યવાસિનીને મળતો નથી, વિંદુ, તને જોવા માટે તારા ગામમાં આવુંછું, તો તું શરમથી મળતી નથી, મનના દુઃખથી રાત્રિ પ્રભાત થાય છે, મનના દુઃખથી હોડીમાં દિવસ ગાળુંછું. જ્યાં સુધી તને આ શરમ રહેશે, ત્યાં સુધી મારા કરતાં તું શરમને વધારે ચાહીશ, ત્યાં સુધી તારી જોડે તારે પિયર આવીને મળીશ નહિ.

બીજી એક વાત લખવાની એ છે કે તારા દુઃખથી હું ઘણોજ વ્યથિત થયો છું, આ પળે ઇચ્છા થાય છે કે હું તને લઇને જાઉ. નહિ તો મનની વાસના પૂર્ણ કરૂ. હવે. છુપાવવાની ઇચ્છા નથી. નાનપણની વાત વિંદુ યાદ લાવીને જો, જ્યારે કલકત્તામાં ભણતો હતો, ત્યારથી મનમાં એક ઇચ્છા હતી, તે વાસનાને આટલા દહાડા હૃદયમાં પોષણ કરી રાખી છે, આ વખતે તે વાસના પૂર્ણ કરૂં. નહિ તો તને લઇને સંસારમાં પ્રવેશ કરૂં, વિડંબનાની જાળ ફેલાવું ! વિંદુ, તારો જવાબ જોઇએ. આ બાજુએ તું, નીરદા, અને સંસાર છે. બીજી તરફ દેશ, ભયાનક રણક્ષેત્ર—મૃત્યુ! હવે કહે જોઇએ વિંદુ

ક્રિયા માર્ગે જાઉ, તું જો મારી જોડે આવા ઇચ્છતી હોય તો આના કરતાં બીજું સુખ કંઇજ નથી; જો તેમ હોય તો હમણાં શરીર મન દેશને માટે આપવા ચાલ. વિંદુ! દુઃખિનિ, ડરશ ના. હું કાયર પુરુષ છું મનની વાત આટલા દહાડા છુપી રાખી હતી, મેં વિચાર કર્યો હતો કે તારૂં મન સરળ થશે ત્યારે હું કહીશ, હવે રાહ જોવાનો વખત નથી; તેથીજ કહું છું કે પ્રિયે, ડરીશ ના. વળી ટુંકામાં કહું છું, મારે યુદ્ધની કળાં શીખવાની અભિલાષા છે, તારી રોકણ ન હોયતો લખજે, જલદીથી પત્રનો જવાબ લખજે, આજે વિદાય થાઉ છું.

મધુપુર<br>
૧૦ ચૈત્ર

તમારો<br>
શરત્.

પત્ર ટપાલમાં વિંધવાસિનીને મોકલ્યો; શરત્ચંદ્ર જવાબ મેળવવા માટે ઘરમાં રહ્યો. ઘરમાં રહીને મનને વધારે મજબૂત કર્યું. પથ્થરમાં મન બાંધીને જીવનનો સાર મંત્ર ગ્રહણ કર્યો. ગ્રહણ કરીને પ્રતિજ્ઞા લીધી, ''મંત્રનું સાધન અથવા શરીર પતન."

---

# પ્રકરણ ૯ મુ.

## વિંધ્યવાસિનીનો કાગળ.

જ્યારે વિંધ્યવાસિનીને શરત્ચંદ્રનો કાગળ પહોંચ્યો હતા, ત્યારે તેના મનમાં શી જાતના ભાવ આવ્યા હતો, તે અમે કહેવાને અસમર્થ છીએ; તેનો કાગળ જેવોને તેવો આ ઠેકાણે આપવામાં આવે છે.

દુઃખિની વિંદુના જીવન–શરત્!

"આનંદથી તમારો કાગળ વાંચવા બેઠી હતી, પ-ણ વાંચતાં વાંચતાં આનંદ જતો રહ્યો, ઘોર વિષાદે મનને ઘેર્યું. સુખી થઇશ એવું સમજીને તમારો પત્ર ઉઘાડયો હતો, પણ સુખ ક્યાં મળવાનું હતું? તમા-રો કાગળ મને વીંછુના જેવો ડંખ્યો. મારા મનમાં જે એકમાત્ર આશા હતી, તે તો આજે પરિપૂર્ણ થઈ, દુખિની આજ નિરાશારૂપી સમુદ્રમાં ઝીપલાઇ!! પ્યારા શરત્! આટલા દિવસ પછી તમે આજે તમારા મનના વિચાર ઉઘાડા કરીને લખ્યા, તે વાં-ચીને મારૂં મન ચમકી પડ્યું! મનને સમજાવવાની કોશેશ કરી પણ મન કોઇ રીતે સમજતું નથી. શ-રત્, હું રોવા માટે જન્મી છું, મને વળી સુખ મે-ળવવાની આશા તે ક્યાંથી હોય?

શરત્ કાગળ લખવાને આજે કલમ ચાલતી નથી. તમે મને આ સંસારરૂપી સમુદ્રમાં તરતી મૂકીને ક્યાં જશો? નાનપણથી હું સમુદ્રમાં તણાઉછું, હવે કેટલો કાળ તરતી રહીશ? શું તમે મારો કંઈ ઉપાય કરશો નહિ? કિનારો શું હું મેળવી શકી નહિ, આ આંખના પાણી શું લુછીશ નહિ? શરત્ તમારી ચરણસેવા શું મારા નશીબમાં બનાવાની નથી? હું કેટલા દિવસ આવી રીતે ધિક્કારવાળી સ્થિતિમાં પિયરમાં રહીશ? હું હવે કેટલે દહાડે સમુદ્રમાંથી પાછી આવીશ? + + + +.

શરત્, આજે આંસુ વહે છે—તમે ક્યાં છો? વિંધવાસિનીના આંખના ખુણામાં એક બિંદુ આંસુ જોયાથી, તમારો પ્રાણ ચીરાઇ જતો હતો, આજ આશાના મૂળચ્છેદનમાં વિંદુનો પ્રાણ શી રીતે ઝટપટ કરે છે!!

હવે આશા નથી—કલ્પના નથી, જીવનનું સુખ નથી; આજે મારા જીવનનું સુખને વિદાય આપ્યું, નશીબના લેખ કોણ ખંડન કરે? હું આટલા દિવસ છેતરનારી સુખ સ્વપ્નાની મોહની માયામાં મુગ્ધ થઇને વિચાર કરતી હતી કે નસીબ કેવું છે—આજે તે સ્વપ્નું જતુ રહ્યું; નશીબનું દુઃખ વાંકા વળીને માથા ઉપર લીધું!

હું પુષ્કળ રોઈ, કદાચ તમે હસશો, મને ઘેલી કહેશો. ગમે તે કહો, મારા મનની કેટલીક વાત તમારી પાસે પ્રકાશ કરી. તેને માટે ગુસ્સે થશો ના. ગુસ્સે થઈને તુમારો એક માત્ર મધુરૂપી કાગળ લખવામાં બંધ થશો ના. મારૂં શું છે? મેં દુઃખનાં સમુદ્રમાં ભુસકો માર્યો છે, સર્વદા તણાતી ફરીશ. જેનું સમુદ્રમાં બિછાનું છે, તેને વળી ટાઢનો ડર શેનો રાખવો? નાનપણથી સમુદ્રમાં તણાતી ફરૂંછું, એકવાર મોજાના પીડનથી ડુબુંછું વળી પાછી તરૂંછું, આ વખતે એકીવાર ડુબી જઈશ, તેમાં ડરવાનું શું છે?

શરત્, મનને સમજાવવાનો યત્ન કરૂંછું, પણ મન સમજતું નથી. ઘણું સમજાવ્યું પણ બળ્યું મન કોઈ રીતે સમજતું નથી. તેમાં અબળાબાળાનો દોષ શો નાથ! મનને પથ્થર દઈને બાંધી શકતી નથી; તમે શીખવ્યું કેમ નહિ? મારૂં દુઃખ કોણ સમજે? તમે મને ગાંડી કહેશો તો ભલે કહો, પણ ખાતરીથી જાણજો કે થોડા દિવસમાં તમારી વિંદુ ખરેખર ઘેલી થશે!

તમે અનાથ વિંધ્યવાસિનીને રોવડાવીને સંસારને તણાવીને જવાના છો, તો ભલે જાઓ, તેમાં વિંદુ રોકતી નથી. હું એકલી એકાંતમાં બેસીને રોઇશ. અને આ મારા પિયરના માણસો જાહેર રીતે હસે,

વિંદુ શામાટે તમને જતા રોકે? તમે સંસારને હ-
સાવોછો, વિંદુના ભાગ્યમાં જે થવાનું હશે તે થશે.
શરત્, વિંધવાસિનીના નિર્જન વિલાપના અવાજો શું
દેવતાઓના કાનમાં પહોચશે નહિ? ૦

જન્મવાથી મરવું પડશે, એ બધાઓ જાણે છે,
આમ છે તો સગાંવહાલાંના મૃત્યુથી લોકો આટલું
દુઃખ કેમ પ્રકટ કરતા હશે! આ દુનિયામાં ચિર-
સ્થાયી કંઈજ નથી. જે રૂવે છે, તે પણ એક દહાડો
આ દુઃખથી પૂર્ણ પૃથ્વીને છોડીને નાશી જવાના છે.
હું પણ મરીશ, કદાચ આજ નહિ તો કાલે, ત્યારે
શામાટે રોવું? મન સમજતું નથી. માંદા પડીને મૃ
ત્યુ થયાથી જેટલું જોઇએ તેટલું દુઃખ થતું નથી;
પણ અકાળમૃત્યુથી મનમાં એક ખેદ રહેછે, હું વ-
ળી એને જોત! એ ખેદથીજ મન" એક અજાણું ઝે
રથી બળીને રાખ થાય છે.

તમે મને તિરસ્કાર આપ્યો છે. આજથી મારી
શરમને દેશવટો આપ્યો, આજથી મેં ઘુમટો ત્યાગ
કર્યો છે, આમ કર્યું છે તોપણ શું મને તમારા ચ-
રણથી દૂર રાખશો? તમે મને છોડીને જતા રહો
અને બીજું ગમે તે કરો, હું તમારી જોડે આવીશ.
જો નહિ આવી શકું તો હું મરીશ, તોપણ બીજાં

કષ્ટ હવે સહન કરીશ નહિ.

શરત્, તમે શું જાણતા નથી કે વિંદુ તમારા શિવાય બીજા કોઇને પણ જાણતી નથી, મારાં દુઃખ, સુખ સર્વે તમેજ છો! હું સુખી થાઉ તો તમારીજ કૃપાથી થઇશ. દુઃખી થાઉ તો તમારાર્થીજ. હું તમારા શિવાય બીજું કંઈપણ જાણતી નથી. વિંદુનું સામર્થ્ય શું છે? નાથ, તમને સુખી કરવાની મારામાં શક્તિ નથી, દુઃખી કરવાનું પણ સામર્થ્ય નથી, શરત્, વિંદુ તમને કદી પણ કાયરપુરુષ ધારતી નથી, હું તમને કદીપણ દોષ આપીશ નહિ દોષ મારાજ છે–દોષ મારા અદૃષ્ટનો છે!

હું નાનપણથી વીશ વર્ષ સુધી પિયરમાં દરવાજે દરવાજે અનાથિનીની જેવી ફરતી ફરી છું, તે પણ મારો દોષ છે; તમારામાં શક્તિ હોવા છતાં પણ મને આ સમુદ્રમાં તણાવીને પતિત દેશનો ઉદ્ધાર કરવા જશો, તે પણ મારા અદૃષ્ટનો દોષ છે. નાથ, તમારો શો દોષ? મારા અદૃષ્ટનો દોષ ન હોત તો જેના ગર્ભમાં દશ મહીના અને દશ દહાડા રહી હતી ત્યારપછી જ્યારે ભૂખથી ટળવળતી હતી. ત્યારે સામે આવેલો ખોરાક ત્યાગીને જે ગર્ભધારિણી સ્તનપાન કરાવીને મને સુસ્થ કરતી હતી, તે પણ (હું અ-

સહાય ) મને સમુદ્રમાં તરતી જોઇને દૂર કરવા ઇચ્છે છે! એ દોષ કોનો નાથ! મારૂં નશીબજ ખરાબ છે—મારા અદૃષ્ટની વિડંબના છે!

શરત્, હું તમને મેળવ્યા છતાં પણ સહવાસ જનિત સુખ ભોગથી દૂર છું, કદાચ સર્વદાને માટે હું વંચિત થવા બેઠી હોઉ, આ દુઃખ કોને કહું? કોણ સમજે? હું ક્યાં જાઉ? આ પૃથ્વી શૂન્યમય જોવું છું—સર્વ અંધકારવત્ જણાય છે, વિધાતા! મારા નશીબમાં શું આવુંજ હતું! હું કહું છું કે નીરદા અને સુશીલા* મારાથી પણ દુઃખી છે. આટલા દહાડા સુધી તેઓની તરફ જોઇને જીવતી હતી, કેમકે નીરદાનો પતિ નથી, પિતા નથી, મા નથી; સુશીલાનો પતિ નથી, મા નથી, તે છતાં તેઓ મનને સમજાવી શકે છે—આ સંસારમાંથી તેઓ વિદાય થયા છે, તેઓ તેમ કહીને રૂવે, હું શું કહીને રોવું? મારો પિતા, માતા, તમે, સર્વ જીવતાં છો, તમે છો તો મને દુઃખ શામાટે થવું જોઇએ?

તમારા પત્રમાં એક વિષય વાંચીને હું ઘણીજ વ્યથિત થઇ છું, તમે લખ્યું છે કે હું પિયરમાં સુ-

* સુશીલા વિંધ્યવાસિનીની મા વગરની વિધવા બહેન શરત્ચંદ્રના ભાઈની બાયડી.

ખથી રહુંછું, પિયરમાં રહીને જો સુખ મળતું હોય તો સુશીલા મધુપુરમાં પતિ શૂન્ય ઘરમાં શામાટે ગઇ છે? પિયરમાં સુખ હોત તો મા વિનાની અનાથ નીરદા મધુપુર છોડીને તાછાર પતિ શૂન્ય સસરાના ઘરમાં આવીને શા માટે રહે છે? પિયરમાં સુખ હોત તો સૌદાગિની* મધુપુરમાં શા માટે રહેતી નથી? જો કાંઇ કહે કે પિયરમાં સુખ છે તો મારા પ્રમાણે પિયરમાં રહે. તે જાણવા પામશે કે પિયરમાં શું સુખ છે! જે સ્થળમાં તમે એક પળ પણ સુખ પામતા નથી, હું તે સ્થળમાં સર્વદા-પુષ્કળ દિવસ થયાં, પુષ્કળ મહીના થયાં, પુષ્કળ વર્ષ થયાં રહું છું. મારા મનમાં જરા આશા હતી, તે આશાની તરફ તાકીને આજસુધી જીવતી રહી હતી. શરત્, તમે શું મને તે આશાથી વંચિત રાખશો?

આજે ઘણું લખ્યું છે તેથી મનમાં કંઇ વિચારશો ના. તમે મારા મનમાં જે કષ્ટ આપ્યું છે. હું જ તે સમજું છું-મનમાં રાખો, મને ભૂલશો ના.

આજ તમારી જોડે આવ્યાથી મારા મનમાં ક્ષોભ રહેત નહિ; પણ ભય ઉત્પન્ન થાયછે કે વિષાદ થાય.

તમારી સર્વદાની દુઃખી-વિંદુ.

---

* શરત્ચંદ્રની પિતરાઇ બહેન.

# પ્રકરણ ૧૦ મું.

## ઉપદેશ.

શરતચંદ્ર ઘરમાં એકલો હતો; હાલ નીરદા આવી છે. અવિનાશની મા રાંધીઆપતી હતી, શરતચંદ્ર ખાતો હતો. નીરદા પોતાની રસોઈ પોતેજ કરી લેતી હતી, બાલિકા નીરદા હમણા બુદ્ધિમતી થઈ હતી, કંઇ ન સમજે એવું કંઇજ નહોતું. આખો દહાડો શરતચંદ્ર કેવળ નીરદાની જોડે વાતચીત કરીને દિ-વસ કાઢતો હતો. નીરદાનાં મનમાં જે સંદેહ હતા તે આ વખતે સમજાવતો હતો.

વિંધવાસિનીને પત્ર લખ્યા પછી શરતચંદ્રને કોઈ વિષય સારો લાગતો નહોતો. આખો દહાડો ઘણું કરીને વિચારમાં નિમગ્ન રહેતો હતો. જ્યારે તેનું મન સ્થિર રહેતું હતું, ત્યારે નીરદાને સમજાવતો હતો.

એક દિવસ મેઘથી આકાશ છવાયલું હતું, ધીરે ધીરે વૃષ્ટિ પડવા લાગી. શરતચંદ્ર વિચાર કરવાની વેળાએ ઘરમાં બેસીને વિચાર કરતો નહોતો, ઘરમાં બેસીને વિચાર કર્યાથી નીરદા આવીને તેને કંટાળો આપતી હતી. તેથી તે નિર્જન સ્થાનમાં જઇને વિચાર કરતો હતો. આજે બહાર જઇ શકયો નહિ. વરસાદ

ધીરે ધીરે વધ્યો, તેથી શરત્ચંદ્રે બહાર જવાની ઇ-ચ્છા છોડી. થોડીવારમાં નીરદા આવી.

શરત્ચંદ્રની પાસે નીરદા બેઠી, શરત્ચંદ્ર કંઈક વિચારમાં મશગુલ હતો. નીરદા બોલી, "ભાઇ."

શરત્ચંદ્ર ચમકીને બોલ્યો, "શું નીર ?"

નીરદાએ કહ્યું, "તમે આગલે દહાડે મને જે સમ-જાવતાં સમજાવતાં ઉઠી ગયા હતા, તે આજે બાકીનો ભાગ શું મને સમજાવશો ?"

શરત્ચંદ્રે કહ્યું, "તે બાકીનો ભાગ કિયો છે, તે મને યાદ નથી; તને કિયા વિષયમાં કહ્યું હતું, તે જો બ્યાદ હોય તો કહે, હું સમજાવીશ."

નીરદા બોલી, "મન કેમ ઠીક રહેતુ નથી? તમે કહ્યું હતું કે મારા જીવનનું સુખ દુઃખ આ બધું સર્વથા જ છે. જો કદી પણ સુખી થાઉ તો ઈશ્વર-ની સેવાથીજ, તેમ ન થાય તો સમજીશ કે મારી મતિ સંસારમાં ગુંથાયલી છે; તે સારીપેઠે સમજી છું. તમે કહો છો કે રાત્રદિવસ તે એકમાત્ર અનાથ સરણ દીનબંધુને બોલાવ, તે તારૂં મન સારૂં રાખ-શે. હું તેમ કરૂંછું પણ ભાઈ મન ઠીક રહેતું નથી, દરરોજ તેના ઉપર મન લગાડવા માટે તૈયાર રહુંછું આ બજ્યું મન સંસાર ભૂલીને ક્ષણુ કાળ પણ રહેવા

ઈચ્છતું નથી. જ્યારે રાત્રે નિર્જનમાં દીનબંધુને બો-
લાવું છું, ત્યારે પણ નાનાપ્રકારની સંસારની ચિંતા
આવે છે, સંસારના વિચાર આવીને ખડા રહે છે,
મનને આજે પણ સ્થિર રાખી શકતી નથી, મન
ઠીક થતું નથી, ભાઇ, એનો ઉપાય શો ?"

શરતૂચંદ્ર બોલ્યો "નીર, ગભરાઇશ નહિ. પ્રાર્થ-
નાનું અંગ ભકિત, વિશ્વાસ, વિનય અને ધૈર્ય આ
કેટલાંક અંગ હોય તો પ્રાર્થના સફળ થાય છે કેવ-
ળ ભકિત હોય તો તે થતી નથી; કેવળ વિશ્વાસ
હોય તો તે થતી નથી, કેવળ વિનય હોય તોપણ તે
થતી નથી; બીજું કંઇ જોઇએ, તે ધીરજ છે. બે
દિવસ ગયા એટલામાંજ મન ઠેકાણે આવ્યું નહિ
એવું કહીને તું ચંચળ થાય છે. પુષ્કળ સાધકો સ-
ર્વદા યોગ, ધ્યાન કર્યા છતાં પણ મનને સંપૂર્ણ ઠીક
રાખી શકતા નથી. જે સંસારમાં નાનપણથી આજ
સુધી ડૂબેલો છે, તે સંસારને એકદમ ભૂલી શકે એ
વી આશા રાખવી નહિ. વળી નિરાશ પણ થવું
ન જોઇએ, આજેજ ન થાય તે કાલે થશે, કાલે ન
થયાથી પરમદહાડે થશે, નહિ તો આવતે મહીને
થશે, નહિ તો આવતે વરસે થશે, નહિ તો મરવાની
વખતે થશે, તોપણ થશે ને થશેજ. આવો વિશ્વાસ

મજબુત કર! પ્રાર્થનાનો અર્થ શો છે? નીર, તું તો તે જાણીતી નથી. ખરેખર ઇશ્વર શું આવીને મનને બળવાન કરે છે? નહિ નીર, એવો વિશ્વાસ રાખીશ નહિ. પ્રાર્થના સાંભળ્યાથી જે છે, તે ઇશ્વર છે, વળી પ્રાર્થનાનું ફળ જેનાથી થયું છે, તે માનવ છે! પ્રાર્થનાનો જો કંઇ ગુણ હોય તો આ છે-મન સેંકડોવાર પાપ પંકમાં પડ્યા છતાં પણ પ્રાર્થના વળી તે મનને બળવાન કરે છે. વળી ઉદ્ધાર કરે છે. આજે પ્રાર્થના કરી પ્રાર્થના કર્યા પછી પાપ કર્યું; એવું કર્યાથી મન કદી પણ સબળ થતું નથી. થોડોક યત્ન જોઇએ, જરા ઇચ્છા જોઇએ. આજે પાપ કર્યું-કાલે જેનાથી ન કરૂં તે ઇચ્છા, તે યત્ન માણસનો છે! ઇશ્વર તે યત્ન કરતો નથી. પ્રાર્થનાનો ગુણ એ છે કે પ્રાર્થનાજ મનને સબળ કરે છે. પણ નીર ધીરજ જોઇએ. સંસારમાં પાપનો પ્રવાહ એટલો પ્રબળ છે કે સંસારની આકર્ષણ શક્તિ એવી પ્રબળ છે કે વારં વાર છેતરાઇને પ્રતિજ્ઞા કર્યા છતાં પણ તે સ્રોતમાં ખેંચી લઇ જાય છે. હું અને તું કિયા બિશારદમાં. પ્રાર્થના કરીએ તે પૂર્ણ થશે, ધીરજ પકડ તો જલદીથી મન ડગશે નહિ; તો જોઇશ કે જે ન થવાનું હતું તે પણ થતું આવશે. આજે જે કરી શકતી

નથી, વખત જતે તે અભ્યાસ થતું આવશે, અને મન આતરફ પેલીતરફ જશે નહિ. ચિંતાનો સમય, વિચારનો સમય, ધ્યાન આરાધનાનો સમય, પાપનો સંચાર કયાં જશે તે શોધીશ છતાં પામીશ નહિ.

નીરદાના મુખે ગંભીર ભાવ ધારણ કર્યો. લાંબો શ્વાસ નાખ્યો, અને પછી બોલી, "ભાઇ, મેં તમારી આગળથી આ વાત સાંભળ્યાથી મન શાંત થયું. અસ્થિર મનમાં કંઇ પણ ઠીક જણાતું નથી, ચારે બાજુએ અંધારૂં જોઉછું. તમારી પાસે રહેવાથી મારૂં મન સારૂં રહેછે. તમે કેટલાક દહાડા અહિં રહેવાના છો?"

આ વખતે ટપાલના સિપાઇએ એક કાગળ શરત્ચંદ્રના હાથમાં આપ્યો, શરત્ચંદ્રે પત્ર જોઇને વિંધવાસિનીનો કાગળ સમજ્યો. ઉત્સુક મનથી પત્ર અથથી ઇતિસુધી વાંચ્યો. નીરદાએ એકબેવાર પત્ર વાંચી સંભળાવવાની વિનંતિ કરી, પણ શરત્ચંદ્રે સંભળાવ્યો નહિ. પત્ર વાંચ્યો—શરત્ચંદ્રનું મન ગાઢા વિચારમાં નિમગ્ન થયું. ક્ષણ કાળ પછી નીરદા તે ઠેકાણેથી ઉઠી ગઇ।

# પ્રકરણ ૧૧ મું.

## મંત્રની સાધના.

ઘાત, પ્રતિઘાત, મનુષ્યના હૃદયની વૈચિત્રનું ઉ-ત્કૃષ્ટ ઉદાહરણ છે. અમે આટલી વારે જે પ્રકરણની અવતારણા કરવા બેઠા છીએ, એ તેનું એક દૃષ્ટાંત છે. સંસારના મારથી કાલે કરીને મનુષ્યના ચરિત્રમાં સર્વદા જે ઘાત પ્રતિઘાત થાય છે, તે વાંચ્યાથી ની-તિના શિક્ષણમાં કંઇ મદદ આપે છે કે નહિ તેનો અમે આ જગાએ વિચાર કરીશું નહિ. જેઓ સ-માલોચક છે, તેઓ આ વિષયની મોટી ચર્ચા કરી શકે છે; અમે ફકત મનુષ્યના ચરિત્રની વૈચિત્રતાના વર્ણનમાં પ્રવૃત થઇએ છીએ; તેનું બ્યાન કરીને મુંગા બેસીશું. અમને બીજી ખબર રાખવાનું પ્ર-યોજન શું છે ?

સહાનુભૂતિ, સહૃદયતા, પરદુઃખમાં દુઃખ, દયા, દાક્ષિણ્ય, વિનય, ભકિત, સ્નેહ, ચાહવું આ બધા ઉત્કૃષ્ટ સામાજિકના અંગનાં ભૂષણ સ્વરૂપ છે. જ્યાં સમાજ છે, ત્યાં બીજાના દુઃખથી મન પીગળી જાય છે, ત્યાં બીજાના રોવાથી હૃદય ચીરાઇ જાય છે. વળી જ્યાં રાજનીતિ છે, ત્યાં કઠોરપણું, કપટતા આવેછે.

રાજનીતિ મનની તમામ સારી વૃતિને જડમૂળમાંથી નાશ કરી મૂકે છે, હજારો રોવાથી પણ રાજનીતિજ્ઞનું મન ડગતુ નથી.

પાછી આગલા પ્રકરણની વાત કહીએ છીએ. શરત્ચંદ્રના હાથમાં વિંધવાસિનો કાગળ છે. શરત્ચંદ્રે આખો દહાડો વિચારમાં ગાળ્યો છે. વિંદુનું અદૃષ્ટ, પોતાની ભવિષ્યની સ્થિતિ, પરંતુ વિચાર કરીને કંઇ પણ ચોકસ કરી શકયો નહિ. શરત્ચંદ્ર કેવળ સામાજિક હોત તો વિંદુના વિલાપથી પીગલ્યો હોત, વળી કેવળ રાજનીતિજ્ઞ હોત તો વિંદુના લખવાપર કામ ન આપતાં પોતે નિશ્ચય કહેલું કામ પૂર્ણ કરવામાં આગળ પડત. શરત્ચંદ્ર સામાજિક નહોતો, તેમજ રાજનીતિજ્ઞ પણ નહોતો તે છતાં તેમાં આ એની ખોટ નહોતી. ચિંતા, વિચાર, ઘાત, પ્રતિઘાત આ વખતે થવા અસંભવ નહોતા.

જ્યારે શરત્ચંદ્રના મનમાં વિંદુના કાગળની દરેક લીટીઓ આવવા લાગી, ત્યારે તેણે વિચાર કર્યો કે અસહાય વિંદુને સંસાર સમુદ્રમાં તરાવીને જઇશ નહિ. પણ તરત જ્યારે મનમાં આવવા લાગ્યું કે સર્વદા વાસના મનમાં ઉત્પન્ન થાય છે તેથી જીવનની આશામાં પાણી મૂકવું જોઇએ, ત્યારેજ હૃદય અવસન્ન થવા લાગ્યું કે

વિંદુ તણાય તો છો તણાય, મારી વાસના હું પૂર્ણ કરીશ. એક એક માર્ગ પકડીને વિચાર કરતાં કરતાં હજારો વિચારનો માર્ગ શોધવા લાગ્યો, વિચાર કરવા લાગ્યો, જો પહેલાં જાણુત કે વિવાહ કરવો એ ગુલામગીરી છે તો કેદી પણ વિવાહ કરત નહિ, ચિરકાળ મનની આશા પૂર્ણ કરત. સંસારનો જે કાંટો છે, તે મનની આશા પૂર્ણ કરવા દેતો નથી, તે કાંટો દૂર કરવા માટે પાછો હટું? વિંદુ તુ જન્મી છે તે રોવા માટે, મરશે તે પણ રોવા માટે; તે માટે હું મારૂં જીવન ઉત્સર્ગ કેમ કરૂં નહિ? ઉત્સર્ગ કરવું જોઇએ, તે હું લગ્ન થવાની પહેલાં જાણતો નહોતો; જો જાણત તો શું પાપી ઇચ્છા પુર્વક જાળમાં ફસાત? વળી કિયો મૂઢ સંસારનો આશ્રય લેત? વિંદુ, શા સારૂં મારે માટે રૂવે છે? તને કોણ જાણતું હતુ? વિવાહ કોને કહે છે તે જાણતો નથી. જો જાણત કે અજાણતા ઝેર પીવાનું નામ વિવાહ છે; જો જાણત કે છુપી રીતે શિકારીની જાળ વિવાહ છે, જો જાણત કે મનની વાસના પૂર્ણ કરવાનો મોટો કાંટો વિવાહ છે, તો જે પળે વિવાહનું નામ કાનમાં પ્રવેશ થયું હતુ, તે પળે આપઘાત કરત! પણ તે વેળાએ વિવાહ એ શું તે હું જાણતો નહોતો. તે

વેળાએ નાનપણ હતું, સંસારથી સંપૂર્ણ અપરિચિ-ત હતો. તે અજાણ્યા પીંજરામાં જ્યારે પ્રવેશ કર્યો, ત્યારે કંઇ પણ જાણતો નંહોતો. ભોળવીને સગાં વ-હાલાંએ આ સાપના દરમાં મને મોકલ્યો હતો, આ વખતે કાળ–સર્પના દંશથી પ્રાણ જાય છે. કયાં સગાં વહાલાં અને કયાં સ્વાર્થપર સંસાર છે?

ન સમજીને ખરાબ કામ કર્યું છે, ન સમજતાં જાળમાં પગ નાખ્યો છે, ન સમજતાં સાપના દરમાં આવ્યોછું, હવે જો મારામાં શક્તિ હોય તો હું જરૂર તેનાથી બચીશ. સંસાર હસે તો ભલે હસે; નિર્લજ સ્વાર્થપર સંસાર ખરાબ કહે તો ભલે કહે; તેમાં શો ભય? નિરપરાધિ વિંદુનો હવે ઉપાય શો કરવો? હૃદય ચીરાઇ જાય છે! હું તેમાં શું કરૂં? બધું જીવન ઉત્સર્ગ કરવું એ કંઇ જેવું તેવું કામ નથી. કરી શકીશ નહિ; તે પ્રાણાન્તે પણ કરી શકીશ નહિ; હું નિશ્ચય જા-ણુંછું કે પાપનો ભાગી હું થઇશ નહિ.

વિંદુ, જે તારી ઇચ્છા હોય તે કહે, હું શું કરૂં? મારામાં શક્તિ નથી. મેં મારૂં જીવન ઉત્સર્ગ કર્યું છે. તારે માટે જીવન લઇ શકતો નથી. પહેલાં જાણ્યાથી તને ચહાત નહિ."

ઘણીવાર વિંદુને સમજાવી હતી કે, સંસારનું

સુખ દુઃખ કંઇજ નથી, કેવળ મનનો ભાવ છે, તે સમજ્યા છતાં સમજી નહિ, આટલા દહાડા થયાં તે સમજી નહિ. હવે તે નિશ્ચય સમજવાની નથી. તે ન સમજે તો હું શું કરૂં? એક શક્તિ છે, મરી શકું છું, મરી શકું છું, તોપણ વિંદુના સુખને માટે પૈસાની શોધ કરવામાં, બીજાના પગરખા માથા ઉપર લઇ શક્તો નથી. હું મરીશ તો વિંદુને સુખ થનાર નથી, મારા જીવનનો ઉદ્દેશ કળીથીજ નાશ પામશે; આમ છે તો હું કોને માટે મરૂં?

શરતચંદ્રે ફરી વિચાર કર્યો, વિચાર કર્યો કે મારો આ સમય છે, વિંદુ મને રોકશે નહિ, મનુષ્યના મનમાં આશાજ એક માત્ર અવલંબન છે. મનુષ્યનું મન ભ્રમથી બીજે કયાં પણ જતું નથી. વિંદુને ઘણું કહેતો હતો, ઘણું સમજાવતો હતો, ઘણાં દૃષ્ટાંતો દેખાડતો હતો, સ્ત્રીઓનાં ચરિત્ર ચર્ચા કરવાના બહાને ઘણીક વાતો કહેતો હતો. વિચાર કરતો હતો કે મારી આશા પૂર્ણ કરવાની વેળાએ વિંદુ મને રોકશે નહિ. એ આશાથી આટલા દહાડા ખુશીમાં હતો; અહા દુર્ભાગ્ય! કેવી વિડંબના!

વિંદુએ મને રોકયો, તોપણ મને વળી મમતા કયાં છે? આમ નથી તો હું જાઉ છું! સંસારને

પડતુ મૂકું છું. સગાંવહાલાં હું તમને આશીર્વાદ આપુ છું કે તમે બધા સુખમાં રહો. જો મારી આશા રાખતા હોય તો તે ભુલી જાંઓ. નીરદા, તને વળી સુખ દુઃખ તે શું ? તને બે સરખા છે. મારૂં જીવન દુઃખમય છે! જો જાણુત કે મારાથી તારૂં દુઃખ દૂર થઇ શકે છે તો હું જાત નહિ. પણ બહેન, તેમ થતું નથી. જો તું સમજી હોય કે હું તારી ઉપર આશા રાખું છું તો તુ ભૂલેછે, તુ દુઃખનો કીડો છે—દુઃખજ તારૂં સુખ છે. નીર ! વૃથા સુખ મેળવવાની આશા રાખીશ ના ! મને જવાની રજા આપ.

આ વખતે શરત્ચંદ્રની આંખમાં આંસુ પડવા લાગ્યા; શરત્ચંદ્રના સંસારમાં નીરદાના જેવું બીજુ કોઇ નહોતું, તે નીરદાને ત્યાગીને જવાની વખતે તેનું હૃદય ચીરાવા લાગ્યું!

અડધી રાત થઇ ગઇ છે, પશુ પક્ષીઓ મુગાછે, જ્યોત્સના હવે નથી, પંચમીનો ચંદ્રમા અસ્તમિત થયો છે ઓસનાં ટીપાં દુર્વાદલ પર પડીને ભીંજાય છે. તલાવમાંના માછલાં વખતો વખત પાણીના ઉપર તરે છે. શરત્ચંદ્ર વિચાર કરતો કરતો ઘરમાંથી બહાર નીકળીને તળાવની પાસે આવ્યો; ઘરમાંથી નીકળવાની વખતે એક કુતરો એકવાર ભસીને

શરતચંદ્રની પાસે આવતાંજ કંઇ વિચાર કરીને મુંગો મુંગો પાછો જતો રહ્યો. તળાવને કિનારે એકલો શરતચંદ્ર છે, શરતચંદ્રનું મન ઉત્તેજિત છે; શરતચંદ્ર વિચાર કરે છે અને પછી મનમાંને મનમાં બોલે છે–કાલે જઇશ. એવું મનમાં નક્કી કર્યું છે, ત્યારે હવે માયા વધારવાની જરૂર શી છે? મધુપુર, આજે હું રજા લઉ છું! જો કદી આ મુખ પ્રસન્ન થશે તો પાછો આવીશ. જન્મભૂમિ, પ્રસન્નચિત્તથી આજે જવાની રજા આપો!

શરતચંદ્ર આગળ વધ્યો. એક ધોતિયું પહેરેલું હતુ અને એક પીછોડી શરીર ઉપર હતી. પોતાની પાસે ફક્ત પાંચ રૂપિયા હતા; શરતચંદ્ર આગળ જવા લાગ્યો. ઘર, તળાવ, મેદાન, ગામ ધીરે ધીરે સર્વને મૂકીને શરતચંદ્ર આગળ વધવા લાગ્યો. જે માર્ગે જતો હતો તેનું ભવિષ્યમાં શું પરિણામ નીપજશે તે કોણ કહી શકે? શરતચંદ્રે પરિણામનો ઉપર વિચાર કર્યો નહિ. ધીરે ધીરે મધુપુર અંધકારવત્ જણાવવા લાવ્યું. શરતચંદ્ર હિમ્મત ઉપર આધાર રાખીને ચાલ્યો; એક વખત પણ વિચાર કર્યો નહિ,–વિચાર કર્યો નહિ કે, નીરદા ઘરમાં એકલી સૂતેલી છે, કાલે સવારે તેના માથાપરઆકાશ કોશળશે!

# પ્રકરણ ૧૨ મું.

## આ શું સ્વપ્નું છે?

રાત પૂરી થઇને પ્રભાત થયું નથી; પક્ષીઓ મા-ળામાં બેસીને ભ્રમથી વખતો વખતો ચીચીઆરી મારતા હતા. અને પછી મુંગા બેસતાં હતાં, થોડી-વાર પછી પાછા બોરડતાં હતાં. ગામના કુતરાં જ-રા શબ્દ સાંભળીને એકવાર ચમકીને ભસતાં હતાં, વળી ચુપ થંઇ જતાં હતાં, આસપાસના કુતરાં ત-રત ભસીને એકતાની ઓળખાણ આપતાં હતાં. એક બે ઘરમાં એક બે દીવા બળતા હતા, એક બે ઘરમાં નાના બાળકો રોઇ ઉઠતાં હતાં, માતૃસ્નેહ તરત ભય દેખાડીને તેઓને શાંત કરતાં હતાં. એક ઘરમાં રોગી છે, તે ઘરમાં આખી રાત દીવો બળ્યો હતો, હમણા પણ બળે છે. એક બે ઘરમાં એક બે બાળક બાળિકાની નિદ્રા ભંગ થઇ છે, તેઓ હર્ષથી ગમત કરીને ગીત ગાય છે, વળી મોટેરાથી તિરસ્કૃત થાય છે, જે ઘરમાં સ્વામી સ્ત્રી સૂતાં છે, તે ઘર હમણા નિસ્તબ્ધ છે. પૂર્વ તરફ સારી પેઠે સ્વચ્છ થયું નથી. શીતળ હવા મૃદુ મૃદુ આવે છે. કેળાનાં ઝાડનાં પાતરાં વાયુની સાથે નૃત્ય કરે છે. એક પ

ક્ષી ઓરડીને મુંગુ થતાંમાંજ બીજું એક પક્ષી બો-
લે છે. ઘણીવારે બધા મુંગા રહે છે. શરત્ચંદ્રના ઘ-
રમાં દીવો હોલવાઈ ગયો છે. ઘરમાં એક બિછાના
ઉપર નીરદા એકલી સૂતી છે અને બીજી જગાએ
બે દાસીઓ સૂતેલી છે. પરસાળની પાસે શરત્ચંદ્ર
સૂતો હતો. પણ તે બિછાનું જેમનું તેમ પડયું છે,
બીજી જગાએ બીજાં બે સગાંવહાલાં સૂતાં હતાં.

થોડી રાત્રે નીરદા જાગી ઉઠી, ત્યાર પછી ગાઢી
ઊંઘ આવી નહિ. જૂદાં જૂદાં વિચારો એક બાજુએ
આવતા હતા, ઊંઘ બીજી બાજુએ આવતી હતી,
બંને વચ્ચે લઢાઇ થઈ; કોઇ દલની કામના પૂર્ણ
થઇ નહિ. નીરદાના આંખમાં ગાઢી નિદ્રા આવી
નહિ, આંખની સામે કંઈ ફરવા લાગ્યું; થોડીવારે
સ્વપ્નુ જોયું, શરત્ચંદ્ર એક મેદાનમાંથી કયાં ચાલ્યો
જાય છે. નીરદા ઝબકી ઉઠી, પણ નિદ્રા એકીવારે
ગઇ નહિ: ક્ષણકાળ પછી ફરી જોયું, શરત્ચંદ્ર જા-
ણે નીરદાને કહે છે કે નીર? હું જાઉં છું, તુ રહેજે.

આ વખતે નીરદાની ઊંઘ ભાંગી; સ્વપ્નુ જોઇને
તેણે મોટી ચીસ પાડી અને કહ્યું, "ભાઇ, કયાં જા-
ઓ છો?"નીરદા જાગૃત થઈ, ભાઇ, ભાઇ કહેતી
બોલવા લાગી, ભાઇએ જવાબ દીધો નહિ. નીરદા-

એ રોવાનો આરંભ કર્યો, ઘરમાં બીજાં માણસો જાગ્યાં. બીજા લોકો જાગ્યા, રજની પ્રભાત થયું. શરત્ચંદ્રનો પત્તો મળ્યો નહિ, નીરદા એકીવારે અસ્થિર થઇ પડી.

---

## પ્રકરણ ૧૩ મું.

### નદીની અંદર.

જ્યારે રજની પ્રભાત થયું, ત્યારે શરત્ચંદ્ર મધુમતીના કિનારા સુધી જઇ પહોંચ્યો હતો. દિવસ વધવા લાગ્યો. શરત્ચંદ્ર જરા ચાલે અને જરા બેસે; એવી રીતે ધીરે ધીરે જવા લાગ્યો, જેમ જેમ દિવસ વધતો ગયો, તેમ તેમ મનની અવસ્થા ખરાબ ભાવ ધારણ કરવા લાગી, શામાટે આવ્યો; કયાં જાઉ? આ બધા વિચાર આવવા લાગ્યા. મન જવાબ આપવા લાગ્યું, વાસનાને પૂર્ણ કરવા માટે આવ્યો છું—ઉત્સાહ માર્ગ દેખાડવા લાગ્યો—"ચાલ આ માર્ગે; શરત્ચંદ્ર આટલી વાર સુધી ભૂખથી દુઃખી થયો નહોતો. ઉત્સાહ જે માર્ગ દેખાડતો હતો, તે તરત અજાણ્યા માર્ગે જતો હતો. એક બે માણસો

રસ્તામાં મળ્યાં હતાં પણ તેણે પૂછ્યું નહિ કે આ રસ્તો કયાં જાય છે? શરતૂચંદ્ર પછી વિચાર કરવા લાગ્યો, પહેલાં કલકત્તે જાઉં, ત્યાર પછી જ્યાં ઇચ્છા થાય ત્યાં જવું ઠીક. કલકત્તામાં અવિનાશચંદ્ર છે, બીજા સગાંવહાલાં તથા મિત્રો છે, એની યાદ આ-વી, ત્યારે ફરી વિચાર કરવા લાગ્યો, નહિ ત્યાં જવું ઠીક નથી. એવી રીતે એકનો પણ નિશ્ચય કરી શ-કયો નહિ, વળી તેને ખંડન કર્યું. ચંચળ મન કોઇ વિષયમાં સહેલાઇથી પ્રવેશ થવા ઇચ્છતુ નહોતું.

જ્યારે સૂર્યનું તેજ પડયું, ત્યારે નીરદાનું સ્મરણ શરતૂચંદ્રને થયું. તેથી તે વિચાર કરવા લા-ગ્યો, અસહાય નીરદા હમણા શું કરતી હશે? નીર-દાને જોવાની ઘણી ઇચ્છા થઇ તેથી પાછો ફર્યો, થોડેક છેટે આવીને ફરી વિચાર કરીને પાછો બી-જી તરફ ચાલ્યો. એકવાર વિંધવાસિનીને જોવાનો વિચાર કર્યો કે એકદમ વિંદુની પાસે ગયાથી વિંદુ આકાશમાંનો ચંદ્રમા હાથમાં મળ્યો તેમ સમજીને આનન્દિત થશે. વિંદુના આનંદની વાત શરતૂચંદ્રના મનમાં જગા થઇ નહિ, બીજી તરફ ચાલ્યો. ચા-લતાં ચાલતાં નદીના કિનારા ઉપર આવી પહોંચ્યો. ત્યાંથી પાછો ફરીને એક ગામની પાસે ગયો, વળી

ત્યાંથી નદી કિનારે આવ્યો. ફરી સામે ચાલવા લાગ્યો, ચાલતાં ચાલતાં ગામનો દેખાવ જતો રહ્યો. એક બાજુએ સૂર્યનો સખ્ત તડકો શરીર ઉપર પડતો હતો, પેટમાં ભૂખ લાગ્યાથી ગભરાતો હતો. ત્રણ જાતના પાણીના પદાર્થ હોજરીના દરવાજામાં આવીને તર્જન ગર્જન કરવા લાગ્યા, હૃદય યંત્રનું બળક્ષય થવા લાગ્યું; લોહી લઇ જનારી નસોમાં લોહી ધીરે ધીરે ઓછું થવા લાગ્યું; બીજી બાજુએ નાના પ્રકારની વિચારોથી માથું ભમતું હતું. નદીનો પ્રવાહ અવાજ કરે છે, માર્ગ ગરમ છે, રેતીની કરજો વાયુથી ઉડીને શરત્ચંદ્રની આંખમાં પડે છે, શરત્ચંદ્ર થાકી ગયો, ભૂખથી ટળવળતો હતો, પણ બીજી તરફ મન હોવાથી બરાબર ચાલતો હતો. હાલની અવસ્થા તેના મનમાંથી નીકળી ગઇ હતી. એવી રીતે કેટલેક છેટે જતાં જતાંમાં જે ઠેકાણે નદી વાંકી થઇને બીજી તરફ જતી હતી, ત્યાં આવી પહોંચ્યો. તેણે એક માટીના કકડા ઉપરથી આ વખતે જવાની ઇચ્છા કરી, માટીના કકડા નીચે તરંગ આવીને તે કકડો પોળો થઇ ગયો હતો; શરત્ચંદ્ર જેવો તે માટીના ખંડ ઉપર કુદીને બીજી ધરતીનો આશ્રમ લેવા જતો હતો એટલામાં તે માટીનો ક-

ડક્કો ભાગીને નદીમાં પડ્યો, શરત્ચંદ્ર પણ તેની જોડે પાણીમાં પડયો. ઘણી મહેનત કરી પણ શરત્ચંદ્ર કિનારા ઉપર જવામાં સમર્થ થયો નહિ. કિનારા ઉપરની માટી લંબ ભાવથી જે ઠેકાણે પાણીને સ્પર્શ કરતી હતી, તે ઠેકાણે ઊંડુ પાણી હતુ, શરત્ચંદ્ર એકીવારે ડૂબીને તણાઈ ગયો, પ્રબળ સ્રોત તેને તણાવીને લઇ ચાલ્યો.

એ વખતે એક હોડી જતી હતી; તેમાંના ખારવાઓએ શરત્ચંદ્રને તણાતો જોઇને તરત હોડીના હલેસા જલદીથી મારીને શરત્ચંદ્રને ઉપાડીને હોડીમાં દીધો. તે વખતે શરત્ચંદ્ર ઘણોજ ભૂખ્યો હતો તેમજ ઘણું પાણી પીધું હતુ તેથી તે બેશુદ્ધ થઇને પડયો હતો; મછવાના વિષય તે કંઇ જાણતો નહોતો.

તે જગાએ નદીના ત્રણ મુખ હતા. મછવામાંના ઉતારૂંઓ સઘળા સૂતા હતા, કેવળ હલેસા મારનારાઓ ફક્ત હલેસા મારતા હતા. શરત્ચંદ્રને હોડીમાં લીધો. હલેસા મારનાર ભયથી હોડી ચલાવીને નદી પાર થઇને બીજી એક નાની નદીનો આશ્રય લઇને જવા લાગ્યા. તેઓ શરત્ચંદ્રને મરેલા જેવો જોઇને નદી કિનારે મૂકી જઇ શકત પણ તેઓ તેને લઇને ચાલ્યા.

# પ્રકરણ ૧૪ મું

## જગદીશ બાબુ.

ઢાકાનો રહેવાસી જગદીશ ચટોપાધ્યાય પટના-માં ૪૦૦ રૂપીઆના પગારે ચાકરી કરતો હતો. તે ઘણોજ કાયર પુરુષ તેમજ ડરવાવાળો માણસ હતો. નદીને રસ્તે જવામાં તે ઘણોજ ડરતો હતો. કલકતા માં તેનું એક ઘર હતું શારદીય પૂજાના સમય તે ઘર વિલાસ ગૃહ થતુ હતું. એપ્રિલ ઇ. સ. ૧૮૫૫ માં તેના પિતાનું મૃત્યુ થવાને લીધે તે સ્વદેશમાં ગયો હતો. પટનાથી જવાની વખતે તેની જોડે ૪ હિંદુસ્તાની ભઇયા સિપાઇઓ આવ્યા હતા; દુર્ભા-ગ્યથી તેમાંથી ૩ ના ઢાકામાં મરણ નીપજ્યા હતા. કામની જગાપર જવાની વખતે સ્વદેશમાંથીજ દેશી સિપાઇઓ લઈને કલકતામાં જતો હતો. તેનું કુટુંબ કોઇ વેળાએ કલકતામાં રહેતું હતું તો કાંઇ વેળાએ તેની જોડે રહેતું હતું.

જે હોડીના ખલાસીઓએ શરતૂચંદ્રને હોડીમાં ઉપાડી લીધો હતો, એ પેલા જગદીશ બાબુની હોડી હતી. જગદીશ બાબુ કુટુંબની સાથે કલકતે જતો હતો. જે વખતે શરતૂચંદ્રને હોડીમાં ઉપાડી લીધો

હતો, તે વેળાએ તે સૂતો હતો. થોડી વારે તે ઉઠયો, ઉઠીને જોયું તો એક અજાણ્યો માણસ હોડીમાં સૂતો છે, તેના મુખમાંથી પાણીના ફીણો નીકલે છે. આશ્ચર્ય પામીને તેણે ખારવાઓને પૂછયું પછી તેઓએ અજાણ્યાં માણસને જે સ્થિતિમાં મેળવ્યો હતો તે બધું કહ્યું. જગદીશ જરા ખુશી થઇને ખારવાઓને થોડુંક ઇનામ આપ્યું.

જગદીશ પોતે અપરિચિત શરત્‌ચંદ્રની સેવા ચાકરી કરવા લાગ્યો; પણ તેના મનમાં જરા વિચાર થવા લાગ્યો. અપરિચિત અવસ્થામાં માણસને હું લઇ જાઉછું; તે માણસ કયાં જવાનો છે, તે હું જાણુતો નથી, એ વિષય વિચાર કરવા લાગ્યો. પણ બીજી પળે વિચાર કર્યો કે જીવી શકે તો જ્યાં પણ રહે તેમાં નુકશાની શી છે? આવો વિચાર કરીને હોડી થોભાવવા કહ્યું નહિ, ખારવાઓ પોતાની મરજી પ્રમાણે હોડી ચલાવવા લાગ્યા.

ધીરે ધીરે શરતચંદ્રને ચેતના આવવા લાગી. પેટમાંનું પાણી, કેટલુંક મુખમાંથી નીકળવા માંડયું, કેટલુંક પીસાબને માર્ગે નીકલ્યું. શરત્‌ચંદ્રે આંખ ઉઘાડીને જોયું તો તેની આગળ એક અપરિચિત માણુસ બેઠેલો છે. શરત્‌ચંદ્ર બોલ્યો નહિ; તેની આં-

ખ પાછી બંધ થઈ, વળી ક્ષણકાલ પછી શુદ્ધિમાં આવીને પાસે બેઠેલા અપરિચિત જગદીશ બાબુને તેણે સંબોધીને કહ્યું, "મહાશય, આપ ગમે તે હોય પણ મને ક્ષમા કરજો; ભૂખથી મારૂં શરીર થાકી ગયું છે, કૃપા કરીને મને કંઈ ખાવાનું આપો."

જગદીશ બાબુની હોડીમાં ખાવાની વસ્તુ પુષ્કળ હતી; તેણે પોતે નાના પ્રકારની ખાવાની વસ્તુ લાવીને તે શરત્‌ચંદ્રને ખવાડવા લાગ્યો. આથી શરત્‌ચંદ્ર જરા ટટાર થયા. પછી જગદીશ બાબુએ તેની બધી હકીકત પૂછી. શરત્‌ચંદ્ર તેની પાસે પોતાનો પરિચય આપવામાં કુંઠિત થયો નહિ. બધી હકીકત કહ્યા પછી તે બોલ્યો, "મહાશય, આપની તરફથી મેં જીવન મેળવ્યું છે. આપના આ ઋણમાં હું સર્વદાને માટે બંધાયલો છું. આપ હમણાં કલકત્તે જાઓ છો, કૃપા કરીને મને આપની જોડે લઇ જશો તો હું મોટો આભારી થઇશ."

જગદીશ બાબુએ કહ્યું, "તમે જ્યારે કહ્યું હતું કે હું કલકતામાં રહું છું, ત્યારેજ મેં મનમાં નક્કી કર્યું હતું કે તમને મારી જોડે આવવાને વિનંતિ કરૂં. તમે મારી જોડે આવવાનું સ્વીકાર કરોછો, તેથી હું ઘણોજ ખુશી થયો છું."

વાતચીતથી જગદીશ બાબુની સાથે પહેલે દહાડે-થીજ શરત્ચંદ્રની મિત્રતા થઇ. જગદીશ બાબુએ પોતાના જીવનના બનાવો શરત્ચંદ્રને કહ્યા. શરત્ચંદ્રે પણ પોતાના ઉપર ગુજરેલા બનાવો કહ્યા. ભવિષ્યના પરિણામનો અંધકારમય ભાગ છુપો રાખ્યો. જગદીશ બાબુએ શરત્ચંદ્રને તરવાર, પટાબાજી શિખવાની વાત સાંભળીને તે ઘણો ઉત્સાહિત થયો.

અમે આ વખતે કહી રાખીએ છીએ કે જગદીશ બાબુની એકમાત્ર સ્ત્રી હતી, તેનું નામ માલતી હતું. માલતી આ વખતે ગર્ભવતી હતી, તેની ચાકરડીનું નામ દીનમણી હતું. જગદીશ જે હોડીમાં જતો હતો, તે હોડીના ટન્ડેલનું નામ બકાઉલ્લા હતું, તે જાતનો મુસલમાન હતો. બકાઉલ્લાની ઉમ્મર આશરે ૫૫ વર્ષની હતી.

---

# પ્રકરણ ૧૫ મું.

## લુટારાના હાથમાં સપડાવવું.

તે દહાડો ગયો, રાતે શરત્ચંદ્રની જોડે જગદીશ બાબુની જે વાતચીત થઇ હતી તે અમે આપતા નથી, તે છતાં ટૂંકામાં કહી રાખીએ છીએ કે,

જગદીશ બાબુ અવિનાશચંદ્રના મામાનો એક સગો થતો હતો તેથી શરત્ચંદ્રનો એક વિશેષ મિત્ર હતો.

ત્યારપછી હોડી ચાલી, ખારવાઓનું મન પ્રફુલ્લ હતું. હોડી તીરની પેઠે ચાલવા લાગી. દહાડો ચઢતો ગયો; અને તેની જોડે હવા આવવા લાગી. જગદીશ જે તરફ જવાનો હતો તે તરફનો વાયુ વાતો હતો. તેથી ખલાસીઓએ શઢ ચઢાવ્યો, નૌકા પવનના વેગથી ઘણા ઝપાટાથી દોડવા લાગી, પાણીના તરંગમાં પાણી મળવા લાગ્યું, હોડી તેઓને ચીરીને નાચતી નાચતી જવા લાગી. જગદીશ બાબુ ખાવા પીવાનું ઘણું કરીને હોડીમાંજ કરતો હતો, યથાસમયે ખાવાનું ખાધું. ખાધા પછી જગદીશ બાબુ સૂતો, શરત્ચંદ્ર બેશીને જીવનના કામપર વિચાર કરવા લાગ્યો.

સાંઝ પડતાં મછવો એક જગાએ નાગર્યો. આકાશમાં જરા મેઘ વધતો હતો, તે સર્વ ધીરે ધીરે એકત્ર થઇને મોટો આકાર ધારણ કરવા લાગ્યો. સામાન્ય મેઘ આવીને સૂર્યને ઢાંકયો. વૈશાખ મહીનો હતો, સૂર્યના ઉપર લંબભાવથી પશ્ચિમ ગગનમાં પાતળો મેઘ પસરેલો હતો. પૂર્વ તરફ મેઘ હતો, પણ પશ્ચિમ તરફ મેઘ નહોતો, પશ્ચિમની અડધી દુનિયા હસતી હતી. સૂર્યના મેઘાવૃત ક્ષીણ કિરણ પાણીના

ઉપર વિજળીના પ્રમાણે ચમકીને ક્રીડા કરતા હતા; તે ચકમકમાં વાયુ હિલ્લોલોત્પન્ન પાણી હિલ્લોલ આહત થતુ હતું. કયાં કયાં બહુ દૂર—વિસ્તીર્ણ મેઘમાળાની ઘનીભૂત છાયા પાણીની ઉપર કાળા મેઘના જેવી શોભા આપતી હતી. જોતાં જોતાંમાં દિનમણિ અસ્તમિત થયો, મછવાના ખલાસીઓએ મછવો બાંધ્યો. એકીવાર બધા કિનારે જઇને પાછા મછવામાં આવ્યા, થોડીવાર પછી મછવાની પાસે એકાએક ઘણા માણસો આવીને પાછા ગયા. શરત્ચંદ્ર હોડીમાંજ બેઠો હતો, સારૂં નરસું તેણે કંઈ પણ પૂછ્યું નહિ.

સૂર્ય અસ્તમિત થયો, નદીનું રૂપ બદલાયું. એકદમ અંધારૂ છવાઇ ગયું, અને નદીના ઉપર વાયુ પ્રબળ વેગથી વહેવા લાગ્યો. તેમાં તરંગ ઉત્પન્ન થવા લાગ્યા. તરંગના ઘાત પ્રતિઘાતથી બીજા તરંગ ઉત્પન્ન થવા લાગ્યા. તે તરંગો એકના પછી એક આવીને કિનારા ઉપર પૂરા થવા લાગ્યા, મછવો હાલ્યાથી જગદીશ બાબુ જાગી ઉઠયો. તેણે શરત્ચંદ્રને ચુપચુપ બેઠેલો જોઇને પૂછ્યું, "શરત્, તુ શા વિચારમાં બેઠો છો?"

શરત્ચંદ્રના કહેવા ઉપરથી જગદીશ બાબુ તું ક-

હોને બોલાવતો હતો.

શરતચંદ્રનું મન નાના પ્રકારની ચિંતાથી ચલાયમાન થતું હતું, દહ્યમાનજ્વરથી રોગી માણસની પેઠે શરતચંદ્ર બેસીને નાના પ્રકારના સ્વપ્ન જોતો હતોઃ જગદીશ બાબુના વચનથી એકદમ તે ચમકીને બોલ્યો, "આજે શું આ ઠેકાણેજ મછવો રહેશે? આનો વિચાર કરતો હતો."

જગદીશ બાબુ ઘણોજ ભય કરનારો માણસ હતો. તેણે કહ્યું, "આ જગાનું નામ શું છે?"

શરતૂચંદ્રે તેનું નામ કહ્યું, તે સાંભળીને જગદીશ બાબુ ઘણોજ ભયભીત થઇને મોટી વિપત્તિનો ભય કરવા લાગ્યો.

એ વખતે તેઓ બે જણા મછવાની બહાર આવીને જોવા લાગ્યા, ત્યાં એક પણ મછવો નહિ, ચારે બાજુએ નદીનું ઊંડુ પાણી કલ કલ અવાજથી વહેતું હતુ; સામે નદીનાં ત્રણ મુખ હતાં, તે ભયાનક સ્થાન જણાયું.

જગદીશે ખારવાને સંબોધીને કહ્યું, "ખલાશિયો, આ ઠેકાણે શા સારૂ મછવો બાંધ્યોછે?"

ખારવાઓએ કહ્યું, "આકાશ મેઘથી છવાયું છે, સામે મોટી નદી છે, તમે સૂતા હતા, તમારો હુકમ

હોય તો હમણા હોડીને હંકારીએ."

જગદીશ્ આ સાંભળીને જરા આશ્ચર્ય પામ્યો, ખલાસીઓનાં કહેવાથી તેનો સંદેહ જરા ઓછો થયો, પણ શરત્ચંદ્રે કહ્યું, "જ્યારે મછવો આવ્યો હતો, ત્યારે મછવાને છોડી દીધો હોત તો ઠીક હતુ. હમણાં મછવો બાંધ્યા છતાં જે ભય છે, છોડયા છતાં પણ તે રહેવાનોજ; સામે મોટી નદી છે." વળી ઇશારતથી કહ્યું, ખારવાઓ દગાખોર હોયછે જગદીશ બાબુ મોટા વિચારમાં પડયો.

બકાઉલ્લાની ટન્ડેલ તરફથી જગદીશ બાબુ કંઈ પણ જવાબ નહિ મળ્યાથી તે વિચાર કરવા લાગ્યો કે બાબુની તેમાં સંમતિ છે, તેથી મછવો છોડયો. થોડીવારમાં મછવો ત્રિમુખને વટાવીને ગયો. ત્રણ નદીનું સંગમ સ્થળ. બે નદીનું પાણી સમભાવથી વહીને ત્રીજી નદીની તરફ જતું હતું, તે નદી સાગરની સાથે મળતી હતી. તેથી આ વખતે ઓટ છે. ઓટ આ ઠેકાણે છે અને કલકતાને ભરતી છે. મછવો ઉલટી તરફ સ્રોતની સાથે તણાતો ચાલ્યો, ખારવાઓની ધાનત ખોટી હતી તેથી તેઓએ મછવો ફેરવ્યો નહિ."

બીજી કોઇપણ હોડી નહોતી. આકાશ મેઘથી ઘ-

નધોર થયું હતુ. જરા જરા વરસાદ વરસતો હતો, શરત્ચંદ્ર અને જગદીશ વૃષ્ટિની પહેલાં ભંડારીઆ માં આશ્રય લીધો હતો. એકાએક એક હોડી તીરની પેઠે ત્યાંથી દોડતી ગઇ, શરત્ચંદ્રે પૂછયું "મછવો કયાં જાય છે?" કોઇએ પણ જવાબ આપ્યો નહિ. આથી શરત્ચંદ્રનું પહેલેથી મન સંદેહવાળું હતુ તે હમણાંના બનાવથી તે સંદેહથી પૂર્ણ થયું, આથી જગદીશને તેણે કહ્યું, "આપણે એકલા આવ્યા તે સારૂં કર્યું નહિ"

જગદીશે ભયભીત થઇને પૂછ્યું, "હવે શો ઉપાય કરવો ?"

શરત્ચંદ્રે કહ્યું, "ઉપાય ઇશ્વર છે! તમે ભય કરશો ના, કેટલીક બંદુકો અને કેટલીક તરવારો કાઢો. આમ કહીને શરત્ચંદ્ર ખારવાને કહ્યું, "ખારવાઓ હવે શું હોડી દેખાય છે? ખારવાઓએ કંઇપણ જવાબ આપ્યો નહિ, તે જોઇને શરત્ચંદ્રે હવે રાહ જોઇ નહિ, શરત્ એક તરવાર હાથમાં લઇને ભંડારીઆમાંથી બહાર નીકળ્યો, બહાર આવીને જોયું તો નદીના કિનાર ઉપર મોટું જંગલછે; એ માર્ગ હું કોઇ વેળાએ આવ્યો છું એવું જણાયું નહિ; ખારવાને પૂછ્યું, "ખારવાઓ, તમે કયાં લઇ જાઓ છો? "ખા-

રવાઓએ કહ્યું, "આલ્લા આલ્લા હો" ખલાસીઓની બુમથી એક પળ પછી શરતૂચંદ્રે જોયું તો ચારે બાજુથી આઠ નવ હોડીઓ આવીને ઘેરી હતી, દરેક હોડીમાં સાત આઠ માણસો હતાં, હોડીઓ પાસે આવતાંજ સર્વ એકત્ર થઇને બુમ પાડી. "અલ્લા અલ્લા હો."

હવે વખત નથી. શરતૂચંદ્રને વિચાર કરવાનો અવકાશ મળ્યો નહિ, સિપાઇઓને બંદુક લાવવાને કહીને પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢીને ખારવાઓને આ દુઃખ પૂર્ણ સંસારમાંથી વિદાયગીરી આપવા લાગ્યો. તરવાર પરિચાલત કરવાનો સમય ગયો, ચારે બાજુએ લાકડીના ફટકા આવીને મછવામાં પ્રહત થવા લાગ્યા; શરતૂચંદ્રે બંદુક લઇને પોતાની શક્તિથી મછવો બચાવવામાં ગુંથાયો, સાથેના સિપાઇઓએ પહેલા એકવાર મહેનતકરી હતી પણ અન્તે તેઓ પ્રાણ જવાના ડરથી નાશ ભાગ કરવા લાગ્યા અને કેટલાકો નાશી ગયા, એકલો શરતૂચંદ્ર વીર પુરુષની પેઠે લગભગ ૪૦–૪૫ માણસોને આવતા રોકવા લાગ્યો. જગદીશ બાબુ ભયથી જડ બનીને માલતીનું લુગડું ઝાલીને રોવા લાગ્યો.

થોડીવાર સુધી એવી રીતે થયું. લુટારાઓની પાસે એકલી લાકડીઓ હતી. શરતૂચંદ્રે લગભગ અ-

ડધા લુટારાઓનો નાશ કર્યો હતો; શરત્ચંદ્રની મદદને માટે એક માણસ પછવાડે હતો તે હિંદુસ્તાની લાગટ શરત્ચંદ્રને બંદુક ભરીને આપતો હતો.

લુટારાઓમાં મતભેદ પડયો, કેટલાકો કહેવા લાગ્યા કે હવે ચાલો આપણે અહિંથી જતાં રહીએ. કોઇ દંભ કરીને છેલ્લો યત્ન કરીએ તેથી એકજણ કુદીને જગદીશ બાબુના મંછવામાં ચઢયો, પેલા હિદુસ્તાનીના માથા ઉપર લાકડીનો ફટકો માર્યો તેથી તે તરત પડી ગયો. શરત્ચંદ્ર પણ હાથ લંબાવીને જેવી ભરેલી બંદુક લેવા જતો હતો, એટલામાં તેને પાણીમાં નાખ્યો, શરત્ચદ્ર પોતાનો બચાવ કરી શકયો નહિ; લુટારાઓ મોટે અવાજે પાછા 'અલ્લા અલ્લા હો' કરી ઉઠયા કાંટો ચાલ્યો ગયો, લુટારાઓ એક પછી એક જગદીશ બાબુના મછવામાં આવવા લાગ્યા જગદીશબાબુ અને માલતી જે ભંડારીઆમાં હતા તેનો દરવાજો બંધ હતો.

લુટારાઓ પોતાની મરજી પ્રમાણે મછવાની વસ્તુઓ લુટવા લાગ્યા; તેઓ વૃથા બુમો અને પગના અવાજે કરીને હોડીને કંપાયમાન કરતા હતા.

માલતી જગદીશનો હાથ ઝાલીને કહેવા લાગી, "નાથ, હવે બીજો ઉપાય કંઇ હું જોતી નથી; શું

કરૂં, શું થશે? હવે વખત નથી. એ મા જે! પેલી તરફથી આવે છે!"

જગદીશ બાબુનું શરીર ધ્રુંજવા લાગ્યું, અને ઉત્તેજિત થયું, પછી કરૂણુસ્વરથી બોલ્યો, "હું હોવા છતાં તને ભય શું કરવા કરવો જોઇએ?"

દિની એક બારી ઉઘાડીને જોતી હતી; એકદમ લુટારાઓને ભંડારીઆની તરફ આવતાં જોઇને કહ્યું, "બાબુ, પેલા આવે છે! હવે શો ઉપાય? જગદીશ બાબુ એ સાંભળીને હતચેતન થયો. દિનીએ એક છુરો માલતીની સામે રાખીને બોલી, "પકડો, હવે જુઓ છો શું? ફક્ત રોવાથી શું વળનાર છે?"

લુટારાઓએ દરવાજા તોડીને ઓરડામાં આવ્યા. તેઓમાંના એક જણે કહ્યું "આ જગદીશ બાબુછે." દિનીએ ઓળખ્યો કે તે મછવાનો એક ખલાસી હતો.

જગદીશ બાબુ નાના પ્રકારથી વિનંતી કરવા લાગ્યો, પછી તે બોલ્યો, "તમે મછવામાંની તમામ વસ્તુ લઈ જાઓ, ઇચ્છા હોય તો મને મારી નાખો, પણ માલતીને કંઇ કરશો ના. લુટારાઓ તે ન સાંભળતાં જગદીશ બાબુના હાથ પગ મજબુત બાંધીને મારતાં મારતાં બીજા ભંડારીઆમાં લઇ ગયા. કેટલાક લુટારાઓએ માલતીને ઘેરવાને

આગળ વધ્યા.

દિનીના હાથમાં એક તીક્ષ્ણ કટારી હતી, તેણે કહ્યું કે જો તમારામાં હિમ્મત હોય તો મારી પાસે આવો, નહિ તો આ ઓરડામાંથી ચાલ્યા જાઓ."

એક લુટારો હિમ્મત કરીને દિનીની પાસે આવ્યો, પણ આવતાંજ વીંછુના ડંખની પેઠે ડંખ ખાઇને પાછો ચાલ્યો ગયો.

થોડીવાર બીજા કેટલાક લુટારાઓ પાછા તે ઓરડામાં આવ્યા. દિની જોતી હતી કે જગદીશ બાબુને કયાં લઇ જાય છે. એટલામાં તેઓએ માલતીને ઓરડામાંથી ખેંચી લઇ ગયા.

દિની પાછી આવીને જુએ છે તો ચાલતી તે ભડારીઆમાં નથી. મછવામાં જઇને જોઇ આવો તો જણાયું કે માલતીને લઇને નાસી જાય છે; તે જોઇને મન બળવા લાગ્યું.

જ્યાં દિની ઉભી હતી, ત્યાં જગદીશ બાબુને બાંધેલો હતો. જગદીશ બાબુએ દિનીને કહ્યું, "દિની, મારા હાથ પગના બંધન છોડ. દિનીએ તેમ કર્યું. જગદીશ ઉઠવાની તજવીજ કરતો હતો, પણ શક્તિ નહોતી. દિની તે ઠેકાણે બેઠી. જગદીશ બાબુ નિરત બ્ધભાવથી ત્યાં પડી રહ્યા.

દિની બેસીને વિચાર કરવા લાગી; માલતી ન મળે તો હું રહીને શું કરૂં? એવો વિચાર કરીને ચો તરફ જોવા લાગી, મછવો કિનારા ઉપર લાગેલો હતો, હવે વિલંબ ન લગાડતાં, દિની મછવામાંથી ઉતરીને માલતીની શોધ માટે ચાલી ગઇ.

હવે બીજા કોઇ માણસ નથી, જગદીશ બાબુ એકલો છે. ભરતી આવ્યાથી મછવો તરતો તરતો ઉત્તર તરફ જવા લાગ્યો.

પછી બીજે દહાડે જ્યાંથી મછવો તણાતો તણાતો જતો હતો તે એક સારી વસ્તીનું ગામ હતું. ત્યાં હાલમાં એક તાલુકો સ્થાપિત થયો છે. લગભગ સવારે ગામમાંથી કેટલાક સારા માણસો આવીને જગદીશ બાબુને કિનારે લઇ ગયા. જગદીશ બાબુ ત્યાં આવીને માલતી અને શરત્ચંદ્રની શોધ કરવા લાગ્યો. તે ગામના માણસોએ જગદીશને ફરિયાદી માંડવા કહ્યું, તેથી લુટારાઓને યથા યોગ્ય સજા થઇ, પણ માલતી અને શરત્ચંદ્રનો પત્તો મળ્યો નહિ. એક મહીના પછી જગદીશ બાબુ બીજી એક હોડી ભાડે કરીને કલકતામાં ગયો. કલકતામાં જઇને શરત્ચંદ્રની ખોળ કરવાનો અવકાશ મળ્યો નહિ, તરત રાણી ગંજની ટ્રેનમાં તે પટના તરફ જવા નીકળ્યો.

પેલી મ્હાજાુએ શરત્ચંદ્ર પાણીમા ડૂબીને ક્ષણ-કાળ તરવા પછી આશ્રય મળ્યો નદીના કિ-નારા ઉપર જંગલ હતું, તે રાત્રિ ત્યાં જ રહ્યો. બીજે દહાડે કેટલાક કઠીઆરાની સાથે જંગલમાં એક આશ્રમમાં ગયો. બીજી કંઇ ગોઠવણ ન હોવાને લીધે ત્યાં કેટલાક દહાડા રહ્યો હતો. જ્યારે કઠીઆરાઓના લાકડાં કપાયાં, ત્યારે તે તેઓના મછવામાં ચઢીને કલકતામાં આવી પહોંચ્યો. ત્યાં પહોંચીને તે પોતા-નાં સગાંવહાલાં કે મિત્રોને મળ્યો નહિ. લગભગ બે મહીના સુધી જગદીશ બાબુની તપાસમાં કાઢયા.

માલતી અને દિનીનું શું થયું તેની હકીકત આગ-ળ આપવામાં આવશે. હવે અમે પહેલાં વિંધવા-સિનીના વિષય લખીએ છીએ.

---

# ખંડ ૨ જો.

---

## પ્રકરણ ૧ લું.

### જેને દુઃખ થાય છે તેજ સમજે છે.

સંસારમાં સુખ ક્યાં છે? પૈસાને સંસારી માણ-સો સુખની ખાણુ તરીકે કહે છે; પણુ જેની પાસે પૈસા છે, તેના મનમાં પ્રવેશ કરવાની જો તમારામાં શક્તિ હોય તો તપાસ કરો, તેના જેવો અસુખી જીવ બીજો કોઇ પણુ જણુાશે નહિ. આમ છે તો સુખ ક્યાં છે? નિર્ધનના મનમાં સુખ નથી, કારણુ તેની પાસે પૈસો નથી; વળી ધનવાને સુખ નથી, કારણુ ધનની તૃષ્ણા સળગેલી હુતાશનના જેવી સર્વ-દા બળતી હોયછે, કદી પણુ હોલાતી નથી. ત્યારે સુખ ક્યાં છે? નીરદાને સુખ નથી, કારણુ કે તેનો પતિ નથી, વિંધવાસિનીનો પતિ છે પણુ સુખ ક્યાં છે? વિંદુનું સુખ શરત્‌ચંદ્ર છે, તેથી શરત્‌ચંદ્રના અદર્શનથી વિંદુ કષ્ટ પામે છે. ગ્રન્થકાર કહેછે કે જેના મનમાં સુખ નથી, આ પૃથ્વી તેની પાસે દુઃખનું રહેઠાણુ જેવું છે!!

આશાજ મનુષ્યના જીવન ધારણ કરવાનું એક માત્ર અવલંબન છે. જેનામાં આશા નથી, તે જીવન શૂન્ય છે; શરીર ધારણ તેને વિડંબના માત્ર છે, તે જીવતો હોવા છતાં મરેલા સરખો છે. પેલી પુત્ર શોકથી દુ:ખિત વૃદ્ધ સ્ત્રી રાત્રદિવસ જમીન ઉપર પડેલીછે, જો શકિત હોય તો જઈને જુઓ; એને પણ આશા સ્વપ્ન દેખાડે છે. વિંધ્યવાસિનીને શરત્ચંદ્રનો કાગળ પહોંચ્યાથી રાત્રદિવસ તે આંખમાંથી આંસુ પાડે છે, મનમાંને મનમાં વિચારે છે કે સુખ નથી; પરંતુ તે વળી પળેપળ ભાવાંતર જુએછે, એ શું જાણો છો? એજ આશાનું સ્વપ્નુ છે શરત્ચંદ્રના પત્રથી વિંધ્યવાસિનીની આશાની વેલ કચરાઈ ગઈ હતી, માત્ર એકીવાર જડમૂળમાંથી ઉખડી ગઈ નહોતી. પણ જ્યારે શરત્ચંદ્રના જવાની વાત વિંદુના કાનમાં પ્રવેશ થઈ, ત્યારે વિંદુની શી આશા હતી?

સ્ત્રીઓની પાસેથી સાંભળ્યું છે કે 'સ્ત્રી જો કંઇક સુખમાં રહે તો તે સુખ જુવાનીમાં સ્વામીના સહવાસમાંજ છે.' આ કહેવું જો ખરૂં હોય તો અમે ખાતરી પૂર્વક કહી શકીશું કે બંગાળાની સ્ત્રીઓના ભાગ્યમાં સુખ નથી. બંગાળામાં નાનપણમાં વિવાહ થાય છે, જેઓ દુધપીનારી છોકરીઓની જોડે લગ્ન

કરે છે, તેઓ સ્કૂલના વિદ્યાર્થીઓ હોય છે. છોકરી-
ઓની "જવાની" ન આવતામાંજ છોકરાઓનો અભ્યાસ
પૂરો થાય છે, તેઓ સ્ત્રીની 'આગળથી પ્રશંસા' મે-
ળવી શકે છે, પણ અમે તેઓને સમાજના નુકશાન-
કર્ત્તા તરીકે નિંદવામાં કુંઠિત થતાં નથી, અને જે-
ઓ તેમ કરતા નથી, તેઓ સ્ત્રીના શાપથી પરજી-
વનમાં ગુલામગીરીનું વ્રત પકડવામાં બાધ્ય થાયછે.
ટુંકામાં અભ્યાસ કરવાની વેળાએ વિવાહ કરવાના જેવું
ગેરવાજબી કામ બીજું પૃથ્વીમાં એકે નથી.

વિંધવાસિનીનું આવું ઇચ્છિત યોવન ફૂલ જે જી-
વતમાં એકવાર શિવાય બીજુ ફુટયું નથી, તે અસ્પ-
ર્શ ભાવથી ઝાંખું થયું; ભમર ગુંજર્યો નહિ, મધુકરે
મધુ પીધુ નહિ, વિંધ્યવાસિનીનું યોવન ફુલ ફૂટ્યા
છતાં તેણે સુખ દીધું નહિ. વિંધવાસિનીનું યૌવન
ફીકુ થઇ આવ્યું હતું; પણ આશા તો ઝાંખી થઇ
નહિ, આશાનું સર્વદા નવજીવન છે; આશા તો વિં-
દુને યૌવનહીન કરતી નથી. વિંદુ દહાડો ગણતી હતી,
વર્ષ ગણતી હતી, અને વિચાર કરતી હતી કે હવે
વધારે વિલંબ નથી; શરતને ચાકરી મળ્યાથી દુઃખ
જશે. વિંધવાસિની શરત્ચંદ્રને પુછતી હતી કે હવે
ક્યારે અભિયાસ પૂરો થશે. શરત્ચંદ્ર વર્ષમાં એક વ-

ખત પોતાના ગામમાં આવતો હતો, તે પણ કંઇ દર વર્ષે નહિ, વળી સર્વ વેળાએજ વિંધ્યવાસિનીની જોડે મળવું થતું નહોતું. જે વખત મેળાપ થતો હતો તે ચાર પાંચ દહાડાથી વધારે થતો નહોતો. આખું યૌવન આવી રીતે ગયું હતું; વિંદુનું કષ્ટ શેનું હતું, તે વિંદુજ જાણતી હતી.

સૌંદર્ય જુવાનીનો સોબતી છે. તમે યત્ન કરો અથવા ન કરો, માશુકને પ્રેમના દોરાથી બાંધવા માટે જે શકિતની જરૂર છે, તે તમારી જુવાનીમાં ખીલશે ને ખીલશે. એ વાસ્તે જ ઘણા ઓ કરેછે કે આપવું દેવું એજ જીવનનું સુખ છે. મારૂં મન તમને આપ્યું, તમારૂં મન મને આપ્યું; એ જણા અકૃત્રિમ પ્રેમમાં બંધાયા, તો શુ આપણે સુખી થઈ શું? થોડીવાર થોભો, જોશો, વિચ્છેદથી એ મનનો મેળાપ વળી તુટશે, વળી ઇચ્છાપુર્વક પણ તમારૂં મન ગ્રહણ કરી શકશે નહિ. તે વાસ્તેજ આશુક માશુકનો વિલાપ સર્વદા સ્વર્ગના વાયુને ગરમ કરેછે; યુવક યુવતીના વિચ્છેદાનલમાં સંસાર બળીને રાખ થાય છે. અમે કહીએ છીએ કે જેઓ લેવાની આશા છોડીને આવી શકે છે, જો સંસારમાં સુખ થતું સંભવ હોય તો તે સુખ તેઓનુંજ છે. તમે મન

મન આપો અથવા ન આપો, પણ મારૂં મન તમને આપ્યું, એથી જો સુખ ન થાય તો સંસારમાં બીજુ સુખ નથી.

પ્રાચીનકાળથી લઇને ઓગણીસમી શદી સુધી આવો અવાજ સાંભળતા આવીએ છીએ કે વિચ્છેદ સહન થતો નથી. એનું કારણ શું છે? જે પ્રેમ પળે પળે પ્રલય જુએછે, તે પ્રેમ ગાઢો નથી; જે પ્રેમમાં ઉંડા સમુદ્રના પાણીના જેવી ગંભીરતા નથી, જે પ્રેમ થોડા વાયુથી તરંગ આવે છે, તે પ્રેમ બંગાળામાંથી તિરોહિત થવા છતાં પણ દેશનું અમંગળ થનારૂં નથી.

જે કહેતા હતા તે લોકોના સૌંદર્યનો હતો. સૌંદર્યની જરૂર શા માટે છે તે અમે હમણા કહીશું નહિ. પણ જાણીએછીએ કે હાલના બંગાલમાં પ્રેમના મૂળમાં સૌદર્ય જોઇએ છીએ. ઘણી વખતે જોઇએ છીએ કે નવ દંપતિઓમાં તે ઇચ્છિત સૌંદર્યની ખોટ થવાથી તેઓ બનાવટી સુંદરતાથી ભૂષિત થઇને એક જાતના પશુની પેઠે સંસારમાં ફરે છે. પણ શું કેવળ સ્ત્રીઓજ સૌંદર્ય પ્રિય હોય છે? નહિ તેમ નથી. ત્યારે આવું શામાટે કહીએ છીએ? અમારા મનમાં વિંધવાસિનીનું સૌં-

દર્ય આવેછે! જેની ઇચ્છા હોય તેઓ એકવાર વિંદુની તરફ જોય.

જે દહાડે શરત્ચંદ્રના ભાગી જવાના સમાચાર વિંદુના કાનમાં ગયા, તે દહાડેથી તેમાં ફરક પડ્યો. રમણી કુલની હમેશાંની શોભા ચિકણા વાળ છોડીને પીઠ ઉપર વિસ્તારેલા પડેલા છે, માથામાં તેલ નથી, કપાળમાં ચાંડલો નથી, ઇચ્છાપૂર્વક વિંધવાસિની હવે પાન ખાઇને હોઠ લાલ કરતી નથી. જે મરજીમાં આવે છે, તેજ કરતી હતી. કોઇની પણ વાત સાંભળતી નહોતી. મરજીમાં આવે, તો ખાતી હતી, નહિ તો ઉપવાસ કરતી હતી. શરીર ધીરે ધીરે સૂકાવા લાગ્યું, તેની જોડે બળ પણ ઓછું થયું. વિંદુનાં માબાપ તેને ઘણું સમજાવવા લાગ્યાં, તેઓનું કહેવું વિંદુને કડવું લાગ્યું, તેથી તે સાંભળતી નહોતી. સરળા વિંધવાસિનીએ આ વખતે કપટ ભાવ ધારણ કર્યો હતો, કોઇની પાસે મનની વાત ખોલીને કહેતી નહોતી, સર્વદા વિચારમાં નિમગ્ન રહેતી હતી. વિચાર કરતાં કરતાં મસ્તક ગરમ થયું, ઉન્મત્ત અવસ્થાના પૂર્વ લક્ષણ ધીરે ધીરે પ્રકાશ થવા લાગ્યા. આવી રીતે છ સાત દિવસ ગયા.

એક દહાડો સાંઝે વિન્ધવાસિની એકલી પાસેના

તળાવની તરફ આંખ રાખીને જે ઈચ્છા થતી હતી તે બોલતી નથી, —"પાણી, તુ ચુપ થઈને શા માટે રહ્યો છે? મારી છબી તેં ચોરી છે, એટલા માટે હું તને મારીશ, માથું ખણછે શામાટે, તેં તું શું જાણછે? ન જાણતો, ન જાણતો, હું તેને ચાહુંછું ઈત્યાદિ ઘણો બકવાદ કરતી. વિંધવાસિનીની માએ આ બધા વચનો સાંભળીને રોવાનો આરંભ કર્યો, વિંધવાસિની તે જગાપરથી દોડતી દોડતી એક વનમાં પેઠી, તેની મા તેની પછવાડે જઇ શકી નહિ કારણકે તે ઘરમાં ગોધાયલી હતી.

વિંધવાસિનીમાં વખતોવખત મનમાં ફેરફાર થતો હતો. જ્યારે સારી પ્રકૃતિમાં રહેતી હતી, ત્યારે શરતૂચંદ્ર મનમાં આવતો હતો, અને જ્યારે માથુ ફરતું હતું ત્યારે ઉન્મત્તના જેવી અસ્થિર થઈ જતી હતી. જ્યારે વનમાં ગઇ હતી, ત્યારે મન જરા સારૂં હતું. તે વિચાર કરવા લાગી, ઘરમાં રહેવાથી ઘણું દુ:ખ થાયછે, તેમ જો નહિ હોત તો મારી આવી દશા કેમ બની હોત! સંસાર ઝેરી છે, નહિ તો મારૂં હૃદય અસ્થિર શા માટે થાય? મને શું દુ:ખ છે? ધનનું કષ્ટ નથી, માબાપની અદૃસ્ય વેદના સહન કરવી પડતી નથી, તથાપિ મારો પ્રાણ અસ્થિર છે.

પ્રાણ અસ્થિર કોને માટે થાયછે? શું શરત્ચંદ્રને માટે? નામ કેવું મધુર છે? જવા દે, તેમને કોણ ઓળખતું હતું? શરત્ચંદ્ર કોનો છે? મારો શરત ત્યારે મારૂં કષ્ટ શું? શરત્‌ને શું જોઇશ નહિ? શરત્ચંદ્રનું પ્રતિબિંબ વિંધ્યવાસિનીના હૃદયમાં પ્રતિફલિત થયું, વિંધ્યવાસિની અસ્થિર થઇને સ્ત્રી ગૌરવ કેશપુંજને જમીનને અડકાવી નૈસર્ગિક વ્યાપારથી ભાંગલાં ઝાડના પ્રમાણે જમીન ઉપર પડી.

શરત્ચંદ્રની વાત મનમાંથી જતી રહી; કાનનની વાત મનમાં આવી. કાનનની વાતનો વિચાર કરતાં કરતાં વિંધ્યવાસિનીને જરા ઉંઘ આવી. નિદ્રાવસ્થામાં સ્વપનુ જોયું,—તે જાણે એક અપૂર્વ કાનનમાં ફરતી હોય એવું જણાયું. ત્યાં નાના પ્રકારના ઝાડ, ફળ અને ફૂલના ભારથી નમીને જોનારાઓની આંખ મનને તૃપ્ત કરે છે. અનેક ઝાડપર નાના પ્રકારની વેલ વીંટાયલી છે. જોતાં જોતાંમાં વિંદુનો જાણે ભાવ બદલાઇ ગયો હોયની તેમ જોયું, પુષ્કળ નવા ખીલેલા સુગંધવાળા પુષ્પાધારને કાંટાવાળા દુર્ગંધમય વેલાથી વીંટાએલી છે, વૃક્ષની અપૂર્વ શોભાને પોતાના ધા કાંટાથી ઘેરી રાખે છે; ઝાડમાં આવી જગા જણાતી નથી કે જે જગાએ વેલ વીંટાયલીનાં ચિહ્નથી અચે-

સી હોય. વળી પુષ્કળ સુન્દર વેલ, જેને એકવાર જો વાથી જેના ફુલનો વાસ એકવાર નાકામાં પ્રવેશ થયાથી સંસારે છોડીને તેના આશ્રયમાં જવાની અભિલાષા થાય છે, એવી કેટલી લતિકાને કેટલા ખરાબ ઝાડ, એકીવારે રસહીન લગભગ સૂકું કરી નાખ્યા હતા.

વળી જોયું, એકા આ વન એક પળમાં કયાં ચાલ્યું ગયું. વળી એક બાગ દૃષ્ટિની સામે ઉભો થયો. એ બાગમાં ઘણા સુન્દર ઝાડ છે, ઝાડપર ફૂલો છે, શોભા છે, ફૂલો છે; પણ વેલો નથી, કાંટા નથી. કેટલાક ઝાડપર એક બે પક્ષીઓ નિસ્તબ્ધ ભાવથી બેઠેલા છે, કેટલાક ઝાડપરના પક્ષીઓ જૂદા જૂદા સ્વરથી ગાય છે. જાણે વિંધવાસિનીને દિવ્યજ્ઞાન મેળવ્યું હોય એવું જણાયું. પક્ષીઓના વાકય સાંભળવા માટે આતુર થઈને નિસ્તબ્ધભાવથી બેસીને પક્ષીઓને પૂછ્યું, "કુંજવિહારી પક્ષીઓ, તમે શામાટે બોલતા નથી? તેઓએ જાણે જવાબ આપ્યા હોયની—"અમે પક્ષીજાતિ છીએ, બીજાના ફળથી અમે અમારૂં પેઠ ભરીએ છીએ, અમે યત્ન કરતા નથી, અહિં બેઠા રહીએ છીએ, ઝાડ અમને ફળ આપે છે, અમે આનંદથી ખાઈએ છીએ, બીજી જગાએ જતા નથી.

ઘણા દહાડાથી અમે આવી રીતે સુખમાં છીએ, પણ કેટલાક દિવસ થયાં આવો ઘુમાટ ઉડયો છે કે, આ બધા ઝાડ વેલથી ઘેરાઇ જશે. તેથી અમે નિરાનન્દશી નિસ્તબ્ધ ભાવથી બેઠા છીએ। વિંધવાસિનીએ આશ્ચર્ય બનીને પૂછ્યું, "વેલ વીંટાશે તેમાં તમને નિરાનન્દ થવાનું કારણ શું? પક્ષીઓએ જવાબ દીધો, "ઝાડને વેલો વીંટાયાથી ઘણાખરા ફળની મીઠાસ જતી રહેશે. વખતો વખત બેઉના મિલનથી સારાં ફળ થાય છે ખરા, પણ ઘણું કરીને ઝેરી ફળની ઉત્પત્તિ થાય છે; અમે તે ખાધાથી મરી જઇશું, તેથી નિરાનંદમાં છીએ.

જોતાં જોતાંમાં એક મનોહર ઝાડ નજરે પડયું; વિંદુના હૃદય સાગરનો લીનતરંગ એકાએક ઉછળ્યો. વિચાર કર્યો કે મેં ઘણું સહન કર્યું છે, ઘણે છેટે ફરતી ફરી છું, તથાપિ વિશ્રામ કર્યો નથી. વિચાર કરતાં કરતાં વિંધવાસિની પેલા ઝાડની પાસે જઇ પહોંચી; સુસ્નિગ્ધ વાયુ આવવા લાગ્યો; તેથી શરીર શીતલ થયું, તે ઝાડના પાકેલા ફળ ખાવા માટે તે આતુર થઇ. વિંધવાસિની હવે ધીરજ રહી શકી નહિ; થોડા વખતમાં ધર્મભય અને સમાજનો ભય જતો રહ્યો, તેથી તેને ફળ તોડવાની ઇચ્છા

ઉત્પન્ન થઇ.

ઇચ્છા અપૂર્ણ રહેતી નથી, હાથ લંબાવીને ઝાડ ઉપર ચેઢવા લાગી. કેવિ અજાયબી—પછવાડેથી તરત કાનમાં શબ્દ પ્રવેશ થયો. વિંધવાસિનીના મનમાં ભય ઉપજ્યો, એકદમ તે ઉતરી પડી, થોડીવારે સાંભળ્યું કે, "વિંદુ! તું આટલી ટુકી મુદતમાં સંસારની માયા અને સૌન્દર્યથી મોહિત થઇને સંસારનું ઝેર ફળ ખાવાને ઇચ્છુક થઈ, એ સ્વપ્નાથી પણ અગોચર હતું. ગમે તેમ હો પણ જાણ્યું કે આ સંસારારણ્યમાં સતી સ્ત્રી ઘણીજ ઓછી છે."

વિંધવાસિનીથી કંઇ બોલાયું નહિ. શરમાઇને એકી ટસથી જ્યાંથી શબ્દ આવતા હતા, ત્યાં નજર કરીને જોતી હતી—જે જોયું તેનાથી સારૂં સમજી શકી નહિ. મનમાં એક વિચાર હતો, તે વિચારનાં પ્રતિબિંબ કલ્પનામાં ઉદિત થયો. જોયું કે શરત્ચંદ્ર જાણે નાસતો હોય એવું જણાયું જોઇને ઉન્મત્તના પ્રમાણે દોડી, હાલની સ્થિતિ તેના મનમાં નહોતી, અરણ્યમાંથી નાસીની જેવી લોકાલયની તરફ જતી હતી, એવામાં કેટલીક સ્ત્રીઓ આવીને બિંદુને પકડી. વિંધવાસિની અવાક થઇને પૂછવા વાગી, "શા માટે તમે મને પકડો છો?"

જવાબ મળ્યો, "શા માટે ! તમે દોડતા ક્યાં જાઓ છો ?"

વિંધ્યવાસિનીએ કહ્યું, "હું બળી મરવા જાઉં છું"

સ્ત્રીએ પૂછ્યું, "ક્યાં બળવા જાઓ છો ?"

વિંધ્યવાસિએ જવાબ દીધો, "અગ્નિમાં"

સ્ત્રીએ કહ્યું, "અગ્નિ શું ? તે અમે સમજતા નથી. જો આગમાં આ દેહ બાળવાની ઇચ્છા રાખો તો ઘેર ચાલો, આગમાં બાળી નાખવામાં આવશે."

વિંધ્યવાસિની બોલી, "હું જે અગ્નિમાં બળી મરવા ચાહું છું તે ઘરમાં નથી. ઘરમાં હોત, તો હું શા દુ:ખથી ઘર છોડીને જાઉ ?'

સ્ત્રીએ કહ્યું, "તમારી તે અગ્નિ ક્યાં છે ?"

વિંધ્યવાસિનીએ કહ્યું,"તેવી અગ્નિ મારા હૃદયમાંછે."

સ્ત્રી બોલી, "તમારા હૃદયમાં છે, ત્યારે શા માટે બળી મરતા નથી ?"

વિંધ્યવાસિની બોલી, "હું પણ એ અગ્નિથી બળી મરવા ઇચ્છું છું પણ મરી શકતી નથી. મને એટલું જ દુ:ખ થાય છે કે હૃદયમાં અગ્નિ હોવા છતાં હું મરી શકતી નથી. તે અગ્નિ મારા હૃદયમાં પ્રજ્વલિત થતી નથી. તમે મને શા માટે પકડી છે ? છોડી દો—હું જાઉ છું—જઇશ ને જઇશ.

સ્ત્રીએ કહ્યું. "વિંદુ ! શું તું ઉન્મત્ત થઇ છે, તને બધા માણસો નિંદે છે તે શું તુ જાણુતી નથી! ચાલ હમણા ઘર ચાલ.

વિંધવાસિની જરા શરમાઇ! શરતૂચંદ્રનું રૂપ તેના મનમાંથી ખસી ગયું; તે બોલી. ચાલો દેર આવું છું. આવું કહીને વિંધવાસિની ઘર તરફ જવા નીકળી. તેના પછવાડે બીજી સ્ત્રીઓ હારબંધ જવા લાગી.

સ્ત્રીઓના સ્વભાવ એવા હોય છે કે બે ત્રણ જણા એકત્ર થયાથી તેઓ મૂંગા બેસી શકતા નથી. વાત વાત પરથી તેઓ નાના બનાવને મોટું રૂપ આપે છે. આ બનાવ પછી આખા ગામમાં પસર્યું કે વિંધવાસિની ઘેલી થઈ ગઈ છે. જેના મનમાં જે આવતું હતું તે બોલવા લાગ્યા. ઘણાકો વિધવાસિનીને જોવા આવવા લાગ્યા.

પેલી બાજુએ વિંધવાસિની ઘરમાં આવીને થોડો વખત સુધી મૂંગી બેસી રહી, થોડીવારે તેમાં ફેરફાર થયો, પહેલાં જે સ્વપ્નુ જોયું હતું, તે સ્વમાની વાત મનમાં વિચાર કરવા લાગી, વિચાર કરતાં કરતાં જરા ઊંઘ આવી; વળી સ્વપ્નુ આવ્યું. સ્વમાની વાત સારી પેઠે હૃદયમાં ધારણ કરી શકી નહિ, એકદમ વિંધવાસિનીની મારી આવી તે બોલી,

વિંદુ ! વિંદુ ! તું એકીવાર ધીરજ વિનાની થઈ. તને બધા ખરાબ કહે છે, તે શું સમજે છે?"

અંધારા ઓરડામાં દીવો સળગી ઉઠ્યો, વિંધવાસિનીને શુદ્ધિ આવી; માસીને પોતાની સામે જોઈને જરા ખુશી ઉપજી; વળી એકાએક તે આનંદ નિરાનંદમાં મળી ગયો. વિંધવાસિનીએ પૂછ્યું, "મેં તમને જે વિષયમાં લખ્યું હતું, તેનો કંઈ પત્તો મળ્યો છે?"

માસી બોલી, "નહિ વિંદુ ! હું તારી આવી સ્થિતિની વાતચીત સાંભળવા અહિં આવી છું; તેનો કંઈ પત્તો મેળવી શકી નહિ."

વિંધવાસિનીનું માથું ફરવા લાગ્યું, વળી કંઇ પૂછવાની ઇચ્છા કરી હતી, પણ વાકય નીકળ્યા નહિ.

માસી બોલી, "વિંદુ આમ શું કરે છે?" વિંધવાસિની બોલ્યા ચાલ્યા વગર માસીના ખોળામાં પડી ગઇ; પડતાં પડતાં આંખ મીચી લીધી. વળી જોયું તે જાણે એક મોટા મેદાનમાંથી જાય છે. મેદાનનો વચલો ભાગ ઘણોજ સુન્દર છે. તે સુંદર સ્થળમાં તેણે પહેલા એક પહોળો રસ્તો જોયો. તે માર્ગ જોયો, તે માર્ગ પકડીને જતી હતી, રસ્તામાં એક અપૂર્વ બીલાડી નજરે પડી, તે જોઇને તેનું મન ભૂલી

ગયું, તે બીલાડીની પછવાડે જવા લાગી. બીલાડી તેના પાળેલી જેવી થઈ, તેથી તેને પ્યારી થઇ. તે રસ્તે જઇને જોયું તો તે સીધો રસ્તો જૂદા જૂદા રસ્તામાં વહેચાઇને નાના પ્રકારના રૂપ ધારણ કર્યા છે, ત્યાં આવીને ઊભી રહી, કિયે માર્ગે જવું તે નક્કી કરી નહિ શકયાથી અવાક થઇ. તે બીલાડી તેને માર્ગ દેખાડતી ચાલવા લાગી, તેથી બીલાડીના ઉપર શ્રદ્ધા થવા લાગી, તે બીજી તરફ જોવા લાગી એટલામાં એકદમ બીલાડી બીજે રસ્તે ત્યાંથી ચાલી ગઇ, તે તેણે જોયું નહિ. પાછી ફરીને બીલાડીને ન જોયાથી તે ઘણી અસ્થિર થઇને જેવી તે બીજી બાજુએ જતી હતી, તેટલામાં કાનમાં "વિંદુ! વિંદુ!" ના શબ્દ સંભળાયા તેથી વિંધ્યવાસિની ઉઠીને બેઠી થઇ. માસી કહેવા લાગી, "વિંદુ! તું આટલા સમયમાં અસ્થિર થઇ જાય છે? તારામાં જે પ્રકારનો પ્રેમ છે, તેનાથી મારી ખાતરી છે કે શરત્ચંદ્ર તને છોડીને રહી શકશે નહિ."

વિંધ્યવાસિની બોલી, "માસિ! મેં તમને ટુકામાં પત્ર લખ્યો હતો, આ પત્ર જુઓ." આમ કહીને શરત્ચંદ્રનો કાગળ તેના હાથમાં આપ્યો.

માસીએ આખો કાગળ વાંચ્યો, વાંચીને બોલી,

"વિંદુ ! તને શીખામણ આપું, એવી મારામાં શક્તિ નથી, તે છતાં એકવાર તારી પાસેથી જે ઉપદેશ સ્વરૂપ સાંભળ્યું હતું, તેજ તેને યાદ દેવાડું છું. સંસાર સમુદ્રમાં સ્ત્રીઓને ધીરજ જોઇએ, તે શું તું જાણતી નથી ? સ્થિર ભાવથી બેસી રહ્યાથી હોડી વગર હરકતે વાયુને ભેદીને તુફાનને વટાવીને ચાલી જશે. જ્યારે શઢ ફાટી જાય, ત્યારે શું કરવું જોઇએ ? શઢ ફાટી જવાથી હોડી પોતાની મેળે હાલેછે, તુફાનમાં ડોળાં ખાય છે. જો તું આ વેળાએ ધીરજ ધરીને સ્થિર ભાવથી રહે, તો હોડી ઘણી વિપત્તિથી બચશે. પણ જો ચંચળ થઈશ તો જીવનતરી પાણીમાં ડૂબશે. તારો હમણા શઢ ફાટયો છે, શું તુ ધીરજ ધરશે નહિ ?"

વિંદુ બોલી, "માસિ ! હું જીવીશ નહિ, મરીશ, આ પ્રાણ રાખવાની હવે જરૂર શી છે ?"

માસી બોલી, "વિંદુ ! તારા આવાં વચન સાંભળ્યાથી મારો પ્રાણ ઘણોજ અસ્થિર થાય છે. જો તારી ઉમ્મરની કેટલી છોકરીઓ વિધવા થઇને હમેશાંને માટે સુખાશાથી વંચિત થઈ રહેલી છે. તેઓને જીવીને શું સુખ છે ? સુખ નથી, તોપણ તેઓ જીવે છે. તને તેમાંનું કંઇ નથી. હજુ તને

સુખના દહાડા મળી શકશે. "શરત્ચંદ્ર" ચતુર પુરુષ છે. તે જાણે છે કે સ્ત્રીઓનો સ્વભાવ ઘણોજ ખરાબ છે, ઘણી માયા બાંધી શકે છે, તેથી તને છોડીને પરદેશમાં ગયો છે, તેથી તું શા માટે ગભરાય છે?"

વિંદુ બોલી, "માસિ! તમે મને જે જે કહ્યું તે હું બધું સમજું છું; પણ આ વખતે હું કંઇ કરી શકતી નથી, માણસ મને ઘેલી કહે છે, પણ તે સમજ્યા છતાં પણ છોડીને ચાલી શકતી નતી. જ્યારે મારા મનમાં ફેરફાર થયો છે, ત્યારે હું ઘણી કોશેશ કરૂં છુ તોપણ હું સ્થિર ભાવથી રહી શકતી નથી. જ્યારે અચૈતન થઇ પડી છું, ત્યારે સ્વપ્નુ જોતું છું. માસિ! આ વખતે બીજો કંઇ ઉપાય નથી!"

મારી બોલી, "વિંદુ! દિવસ જાય છે. અને જશે. તુ કષ્ટ પામે છે, તારૂં હૃદય બળે છે, પણ માણસ તે સમજતો નથી. તેઓ કેટલાક તેને ઘેલી કહે છે, કેટલાક તને ભૂત વળગેલી કહે છે. તું જે વેદના સહન કરે છે, તે વેદના સતીઓજ સહન કરે છે. વિચ્છેદની વેદના બધાને સહન કરવી પડે છે, પણ ઘણાકો ધીરજ રાખે છે. ભરતીના પછી ઓટ, ઓટના પછી ભરતી આવે છે, એ તેઓ જાણે છે,

તેથી સહન કરેછે. દુઃખ સહન ન કર્યાથી સુખ મળતું નથી, એ જાણીને તેઓ સર્વ પ્રકારનાં દુઃખ અમ્લાન મુખથી મસ્તકપરં ઓરી લે છે. તેઓ જાણે છે, પિંજરામાંના પક્ષીઓનું મનોદુઃખ અને વેદના કોઇ સમજી શકતા નથી, તેથીજ સહન કરે છે. સહન ન કરે તો બીજા કોણ કરે ? અસ્થિર ચિત્તવાળાને લોકો ઘેલા કહે છે.

તું પિંજરામાંની પક્ષિણી છે, તેથી અસ્થિર થાય છે. તને એટલું કષ્ટ જણાય છે કે હવે ધીરજ રહી શકતી નથી, પણ લોકો તે સમજી શકતા નથી, તેથી તેઓ તને ઘેલી કહે છે. તારૂં કષ્ટ તારા શિવાય બીજું કોણ સમજે ? દિવસ ચાલ્યા જશે, પણ ખરાબ નામ જશે નહિ. હવે આ ઠેકાણે ધીરજ ન રાખીશ, તો બીજું શું કરવાની છે ?"

વિંધવાસિનીનું માથું ફરવા લાગ્યું. પાછી અસ્થિર થઈ ગઇ, માસી તેની સેવાચાકરી કરવા લાગી, વિંધવાસિનીએ ફરી સ્વપ્નુ જોયું—"એક ઝાડપર ચઢીને તેણે જાણે એક પક્ષી પકડ્યું હોય એવું જણાયું; પક્ષી ઘણુંજ સુન્દર હતુ. તે પક્ષીનો અવાજ તેને ઘણો મીઠો જણાતો હતો. પક્ષી પણ તેની સાથેને સાથે રહેતુ હતુ. આવી રીતે તે ઝાડને ઘણે ઉચ્ચે ચઢી,

એવામાં એક શિકારીએ આવીને જાળ પાથરી, ઝાડપરના બધાં પક્ષીઓ ઉડી ગયાં; તે વખતથી તેનું પેલું સુન્દર પક્ષી જણાયું નહિ."

પક્ષી નહિ જોયાથી વિંદુએ રોવાનો આરંભ કર્યો.

માસી બોલી, "વિંદુ! શું તુ ભયને પામી છે.

વિંધવાસિનીને ચેતના થઇ, રોતી રોતી કહેવા લાગી, "આ જુઓ માસિ, વળી સ્વપ્નુ જોયું; હવે મારો કંઈ ઉપાય નથી. હું સ્વપ્નમાં જે જે જોઉં છું, તે જીવનમાં પણ છે. મારા જીવનની છેલ્લી સીમામાં વિચ્છેદાનલ બળે છે, વળી સ્વપ્નુ પણ તેજ છે. હવે મારો કંઈ પણ ઉપાય નથી, હવે સહન થતુ નથી, હું મરીશ, પાણીમાં ડૂબીશ—સ્રોતમાં તણાઇશ, શરીરને થંડુ પાડીશ."

માસી બોલી, "વિંદુ! લોકો તને ધિક્કારે છે, ઘેલી કહે છે, જરા ધીરજ રાખતી કેમ નથી?"

વિંદુ બોલી, "ધિક્કાર એ શું છે? જેની ઇચ્છા હોય, તે ભલે ધિક્કારે. માણસનું બોલવું તેમાં શું આવી જાય છે? મને ધિક્કારનો ભય નથી; જો તેમ ન હોત તો હું અહિં રહેત નહિ. બાપ ઘણા કંટાળી ગયા છે, તેમને જે કોઇ કહેછે તે ખરૂં માને છે. માસિ! બીજાઓ જે કહેછે, તે પણ બાપા મને

જ્યારે કહે છે, ત્યારે સહન થઈ શકાતુ નથી. માસિ! મને સમજાવ્યાથી શુ થનારૂં છે? તમે મારે માટે ઘણું કષ્ટ સહન કર્યું છે, હું એ માટે આભાર માનું છું. હું સમજવા પામી છું કે મારા મનની વેદના કોઇ પણ સમજી શકશે નહિ. સહન કરવું ઉચિત છે, તે હું જાણું છું, પરંતુ હમણા સહન કરી શકતી નથી. મારૂં મન ધીરજ ધરવા ચહાતુ નથી. હું શું કરૂં? તમને કહું છું, તમે કહેશો ના, મને રોકશો પણ નહિ. હુ આ વખત પિંજરૂં તોડીશ. તમે કહેશો, તો મને લોકો ખરાબ ચરિત્રની ધારશે. ધારે તો છો ધારે, લોકોના કહેવામાં મને ભય નથી. શરત્-ચંદ્ર મને કદી દોષી ધારશે નહિ, બીજાની વાતની મારે શી પચાયતી છે? તે સારી પેઠે જાણે છે કે હું તેના ચરણ શિવાય બીજું કંઇ પણ જાણતી નથી. મને હવે શીખામણ આપશો ના. મારૂં મન જે ચાહે છે, તે ન મળ્યાથી સામાન્ય શીખામણ-થી મારૂં કંઇ વળશે નહિ. હું નિશ્ચય પિંજરૂં ભાગીશ.

માસી વિંદુની વાત સાંભળીને આશ્ચર્ય થઇ, ઘણો વખત સુધી વિચાર કરીને બોલી, "આમ છે તો મારી જોડે આ છેલ્લી મોલાકાત છે કે શું?"

વિંદુ બોલી, "નહિ માસિ! જીવતી રહીશ તો

પાછી મળીશ."

માસી કહેવા લાગી, "હવે શું કહું? તારી જે ઇચ્છા હોય તે કહે."

આવું કહીને માસીએ લાંબા નિશાસો નાખીને તે જગા ઉપરથી ઉડીને જતી રહી. વિંધ્યવાસિની પણ તે દિવસે વેદનાથી અસ્થિર થઇને પોતાનું પિયર છોડીને નાશી ગઇ.

---

## પ્રકરણ ૨ જું.

## પતો મેળવવામાં જવું.

જે રાત્રિએ વિંધ્યવાસિની પોતાના બાપનું ઘર છોડીને નાશી ગઇ હતી, તે રાત્રિ, સમયાનુસારે ગઇ. પક્ષીઓએ પોકાર કર્યો, પાણીની વરાળ પાણીના ઉડતાં ફરવાં લાગ્યાં, શીતળ વાયુ તેઓને લઇને ઘરે ઘર પ્રવેશ કરવા લાગી. વહુ વાત કહો. પક્ષીઓ ઘાટના કિનારા ઉપરના ઝાડ ઉપર બેસીને વિષાદથી ઘાટપર બેઠેલી સ્ત્રીઓની શરમ ભાગવાની કોશેશ કરવા લાગી. વળી એક જાતના પક્ષી, વિલાસપ્રિય લોકોને આંખ ગઇ આંખ ગઈ, કહીને સાવચેત કરવા લાગ્યા. યવનના ઘરની પાસે કવંશના દુ:ખથી

દુ:ખિત થઇને કુકડા કવંસાર સાર સાર કહીને વિ-
નંતિ કરવાનો આરંભ કર્યો. મુસાફરોએ રસ્તામાં
ચલાવવાનો આરંભ કર્યો. વૃક્ષો દુ:ખના પાણીથી
તેઓને ભીજાવવા લાગ્યા. ફૂલના બગીચામાં કુમારીઓ
દેવાર્ચ્ચાને માટે ફૂલ વીણીને ટોપલી ભરવા લાગી,
ફૂલનાં ઝાડ ગુસ્સાથી તેઓના શરીરપર પાણી છી-
પવા લાગ્યાં. પ્રભાત થયું, ઘરના ખુણામાંની બઈ-
રાઓ વાસણ માજવા માટે નદીના ઉપર જવા
લાગી, નવં વિવાહિતા વરલજ્જાથી મુખ નીચું કરીને
નવવિરહિનીને વિષાદ સાગરમાં તણાવીને જલદીથી
જવા નીકળી. ચાકરડીઓ હાથમાં બેડા લઇને છાણ
માં પગ મૂકીને રસ્તાની અપવિત્રતા દૂર કરવા
લાગી. તળાવને કિનારે બ્રાહ્મણ મંત્રાદિ ઉચ્ચારણ
કરીને પોત પોતાના કાર્યના ઉપયોગી થવા લાગ્યા.
ખેડુતો સવારમાં ખાઇને ખુશીથી ખેતર તરફ જવા
નીકળ્યા. ગોવાળે ગાય છોડી. ગામના જમીનદારોએ
કોનું સત્યાનાશ વાળવું જોઇએ, એનો વિચાર કરતા
કરતા શયનગૃહ ત્યાગ્યું, ગામ જાગ્યું—પાસેની નદીના
સ્નાતપર આસ્તે આસ્તે મછવા તરવા લાગ્યા, મા-
છીઓ ખુશીથી સુંદર ટપ્પા ગાવા લાગ્યા. પ્રભાત
કાળે, બધા કાર્યમાં તત્પર થયા, પેલી તરફ વિધવા-

વાસિનીનું કેદખાનાના જેવું શયનગૃહ દુઃખનાં ચિહ્ન પ્રકાશ કરવા લાગ્યા.

આસ્તે આસ્તે સૂર્યદેવ પ્રકાશિત થઇને તીક્ષ્ણતા દીપ્તિરાશિ નાખવા લાગ્યો. વિંદુનો દરવાજો બંધ હતો, પહેલાં કોઇપણ એ ઓરડા તરફ જોતા નહોતા. કેટલીક સ્ત્રીઓ વિંધવાસિનીને મળવા આવ્યાથી ગડબડ થવાનો આરંભ થયો, બારણા બંધ જોઇને જેના મનમાં જે આવવા લાગ્યું, "તે કહેવા લાગી. જેઓ લખતાં વાંચતાં જાણતી હતી, તેઓ આવીને દરવાજા ઉપર લખેલું જોઇને આશ્ચર્ય બની ગઇ.

• જ્યારે વિંધવાસિની ઘરમાંથી નીકળીને નાશી ગઇં હતી, ત્યારે દરવાજાના ઉપર આવું લખીને ગઇ હતી—"મેં દુઃખરૂપી સાગરમાં જીવનની નાવ તરાવી છે. મને મારા પીતા, માતા ભાઇ બેહેને યાદ રાખવી."

ધીરે ધીરે વિંધવાસિનીનાં સગાંવહાલાં આવી પહોંચ્યાં. જેઓ વાંચતા જાણતા હતા તેઓએ વાંચીને જોયું. જેઓ વાંચતાં જાણતા નહોતા, તેઓએ બીજાની તરફથી સાંભળ્યું. કેટલાક દુઃખિત થયા, કેટલાક ભવા ચઢાવીને ચાલ્યા ગયા, કેટલાકે તમાસો ન જોયાથી તે દલગીર થયા, વળી કેટલાકના માથા ઉપર આકાશ કોશળી પડ્યું.

એકાએક રોવાનો અવાજ ગગનભેદ કરીને ચો તરફ પસરી ગયો.

માના સ્નેહના જેવું જગતમાં બીજું આકૃત્રિમ પ્રેમનું બીજું ઉદાહરણ એકે નથી; એની પાસે સર્વ હાર ખાય છે. પૃથ્વી સર્વમાં એક જણું તે પરિત્યાગ કરી શકતી નથી, અને એક જણના વિયોગની વેદના સહન કરી શકતી નથી, પણ મા શક્તી નથી. છો-કરાં મૂર્ખ હોય, ગાંડાં હોય, બુદ્ધિ અને જ્ઞાનહીન હોય, અથવા પૃથ્વીમાંના સર્વ જાતના દોષથી દૂષિત હોય, પણ માની પાસે તેજ આદર પામે છે. ટૂંકામાં પૃથ્વીની તમામ માતાની પાસે સંતાનના કલ્યાણને માટે પરિહાર્ય છે. વિંધવાસિનીની માએ જ્યારે પો-તાની દીકરીના નાશી જવાના ખબર સાંભળ્યા, ત્યારે તે એકીવારે અસ્થિર થઇ. થોડીવારૂ સ્થિર રહીને પછી તે માટે આવાજ રોવા લાગી.

અડોશી પડોશીઓમાંથી જેઓ તમાસો જોવા આવ્યા હતા, તેઓ દલગીર થઇને પાછા ગયા, હવે કેટલીક મિત્રતા દેખાડવા માટે વિંધવાસિનીની માને દીલાસો આપવા લાગી. ખેદીત મનથી કોઇ બાળ સહચરી ઓરડામાં જઇને વિંદુની પથારીપર એક કાગળ પડેલો જોઇને આગ્રહપૂર્વક તે કાગળ લઇને

જલદીથી ઓરડામાંથી પાછી આવી. તે કાગળનું શરનામું નીરદાનું હતું. બહાર નીકળીને લાચારીથી પત્ર ઉઘાડયો. પત્ર આવો હતો–

"હું જાઉ છું પતિ અનુસરણમાં જો હું સુખ નહિ મેળવીશ તો આ દેહ ત્યાગીશ. જીવીને શું કામ છે? કોને માટે પ્રાણ રાખું?"

તમારી–વિધવાસિની.

---

# પ્રકરણ ૩ જું.

## રાજનીતિ એ શું છે?

એક મહીનો, બે મહીના, ત્રણ મહીના ગયા, તોપણ શરતચંદ્રને જગદીશ બાબુના કંઇ પણ સમાચાર મલ્યા નહિ; હવે વાટ જોવાનો સમય નહોતો, શરત્‌ચંદ્રે વિચાર કર્યો કે કદાચ જગદીશ બાબુને લૂટારાઓએ મારી નાખ્યો હશે, નહિ તો તે પટનામાં ગયો હશે. પટના શરતૂચંદ્રને જવાના માર્ગમાં આવતું હતુ; શરતૂચંદ્ર હવે રાહ નહિ જોતાં ગમ્ય સ્થળમાં પોતાની ઇચ્છા પૂર્ણ કરવાનો નિશ્ચય કર્યો.

શરતૂચંદ્રની શી ઇચ્છા છે તે તેના કાગળમાં પહેલાં જણાવી ગયા છીએ, જવાનું સ્થાન કયાં છે?

તે કોણ કહી શકે ?

અમીરખાંના અન્તરમાં જે આગ બળતી હતી, તે પણ એક દહાડો પ્રકાશ પામી હતી; તેના જીવનનું ઉત્કૃષ્ટ ઇનામ આડામાન ટાપુ છું ! હતભાગ્ય નેપાલિયનની કીર્તિ સેન્ટ હેલનામાં રાખ થઇ ગઇ હતી; તેના જીવનનું ગમ્યસ્થાન દંડ શું હેલના છે? રાજનીતિની વિડંબના છે! રણજિતસિંહની વિધવા રાણી ઝીન્દનને દેશનીકાલ કાશીમાં છે. એ બધાનું સ્મરણ કર્યાથી શું થવાનું છે? ઇંગ્લંડમાં પહેલા જેમ્સના સમયમાં ચક્રાન્તકારીઓનું છેલ્લું ઇનામ–સ્મરણ કરતા શરીર થર થર કંપે છે, જો શરત્‌ચંદ્રના મનમાં કોઇને પણ પ્રવેશ કરવાની શક્તિ હોય, તો તે સમજી શકશે કે શરત્‌ચંદ્રનું ગમ્યસ્થાન કયાં છે, અને તેના જીવનમાં ઇનામ શું છે? જ્યારે અમે શરત્‌ચંદ્રના મનમાં પ્રવેશીને તેના જીવનના ભવિષ્ય અંકને ભજાવવાની ચર્ચા કરીએ છીએ, ત્યારે અમારા મનમાં બ્રિટિશ સરકાર આવે છે. અને સેન્ટ હેલના મનમાં આવે છે. અમે ક્ષીણ દેહધારી બંગાલી છીએ, અમે રાજનીતિના ગૂઢતત્વમાં પ્રવેશ કરી શકતા નથી; શરીર થર થર કંપે છે.

રાજનીતિનો મૂળ મંત્ર કપટતા છે. તમારા મનમાં

જે બળે છે, તે બહાર પ્રકટ ન કર્યાથી તમે રાજ-
નીતિજ્ઞ છે. પૃથ્વીનો સોનાનો મુકુટ તમારે માથે શોભશે,
અને જો તે જાહેર કરો તો આડામાન બેટમાં ત-
મારૂં રહેઠાણુ છે ! ! પ્રવંચના કરતા શીખો અથવા
ન શીખો, કપટી થતાં ન શીખ્યાથી રાજનીતિના
લાયક તમે નથી ! આ રાજનીતિની વાત મનમાં
આવ્યાથી અમારૂં શરીર વિકંપિત થાય છે. પેલા જુ-
વાન માણસના માર્ગપર ઉભા રહીને મનની આગ
બીજા હૃદયમાં સળગાવવાની ઇચ્છાથી મનની વાત
ઉઘાડી કરે છે, સાવચેત રાજનીતિ એને માટે નથી.
એની દેશહિતૈષણા કેદખાનામાં પૂરી થશે ! વળી પે-
લા તલાવને કિનારે બે જુવાનિયા બેસીને મનની
વાત કહે છે, અને લાંબા શ્વાસ ખેંચે છે, એઓનું
ગમ્યસ્થાનનો વિચાર કર્યાથી અમારૂં હૃદય દુઃખથી
અવસન્ન થાય છે. તેથીજ કહીએ છીએ કે રાજની-
તિનું શિક્ષણ વિડંબનાની હદ છે; બંગાળીનું સરળ
મન રાજનીતિના લાયક નથી!

જે કહેતા હતા તે પેલા તળાવને કિનારે બે જુ-
વાનિયા છે. એક ગંભીર ભાવથી બેઠેલો છે, બીજો
શું નું શું બોલે છે. છેલ્લો યુવક જે બોલતો હતો,
તેમાં નવું કંઇજ નથી, તે બધું કવિની કલ્પના છે,

જાણે તણાતાં તણાતાં હૃદયરૂપ તલાવમાં તરંગ નાખતો હોય એવું જણાતું હતું, વળી એક એક બેવાર લાંબો નિશોસો નાંખતો હતો, અને મનની આગથી બળતો હતો. કલકતા મહાનગરી પશ્ચિમ તરફ બ્રિટિશ શાંસનનો જયનીશાન હૃદયમાં ધારણ કરીને મહા ધુમધામથી મત્ત છે, બીજી બાજુએ નિર્જીવ બંગાલીનું રહેઠાણ છે, તે શહેર છે.

જ્યાં બે જુવાન પેઠા હતા, ત્યાં ઝાડથી ઘેરાયલી જગા હતી. રાત્રિ પ્રહરાતીત, તે જગાએ બીજા કોઇ પણ માણસ નહોતા. છેલ્લો છોકરો કહે છે,—"મારે હવે વિલંબ કરવો ન જોઇએ. પાંચ વર્ષની વાત કહી, આ પાંચ વર્ષમાં કદાચ બીજા પંચીસ માણસ જશે; પણ તમે જો માર્ગ ન દેખાડો, તો બીજા પાંચ વર્ષ પછી કેવળ માત્ર તમે એકલા રહેશો. વળી જુઓ, ત્યાં ગયાથી કદાચ તમે તનદરોસ્ત શરીરે રહેશો કારણ કે મન પ્રફુલ્લ રહ્યાથી શરીર સુખાકારીમાં રહે છે; પણ અહિં રહ્યાથી કોણ જાણે છે કે આ પાંચ વર્ષ પછી પણ તમારી સુખાકારીમાં કંઇ હરકત ન પહોંચે? માન્યું કે ત્યાં ગયાથી તમને પીડા થાય, અહિં પણ થઈ શકે, પણ ત્યાં ગયાથી તમારા મનની વાસના પૂર્ણ થશે, તેથી તમારા મનમાં

જે સુખ ઉપજશે, અહિં તે કદી પણ થશે નહિ;–અહિંયાં રહેવાથી તમે મૃતવત્ થઇ રહેશો. તેથીજ કહેતો હતો કે જેમ બને તેમ જલદીથી જાઓ. હવે સહને થતુ નથી. મુસલમાનનું રાજત્વ જુલમી હતું તે કબૂલ કરૂંછું, પણ તે વેળાએ પૈસો પરદેશમાં જતો નહોતો; હિંદુસ્તાનનું ધન હિંદુસ્તાનમાંજ રહેતું હતું. વળી જુઓ આપણા દેશના માણસો ઉપર મુસલમાન બાદશાહો કેટલો વિશ્વાસ રાખતા હતા. અકબરનો સેનપતિ માનસિંહ, ખજાનચી આપણા દેશનો અને મોટામાં મોટો પ્રધાન તોદરમલ્લ તે પણ આપણા દેશનો હતો. સિરાજદૌલાના વારામાં દેશ જુલમથી પીડાતો હતો; પણ મોહનલાલ, બિરબલ અને જગતશેઠ વગેરેને કેવી રીતે વિશ્વાસ કરતા હતા, હમણા આપણા દેશીઓના ઉપર તેવો વિશ્વાસ કોણ રાખે છે? મોટા મોટા હોધા પરદેશીઓને આપવામાં આવે છે. આપણો દેશ છે, તેના સાસન સંબંધમાં આપણે કંઈ પણ કહી શકતા નથી. વળી હતભાગ્ય બંગાલી–દેશને માટે રક્તપાત કરવું એ તેઓના અદષ્ટમાં નથી." બોલતાં બોલતા યુવકનું નિસ્તેજ શરીર ઉત્સાહથી કંપિત થઇ પડયું, કહ્યું, "ઇચ્છા થાયછે કે હું પણ તમારી સાથે આવું.

હવે આ દેશમાં રહેવાનું મન કરતું નથી."

પહેલા કહેલા યુવકે ગંભીર ભાવ ધારણ કરીને કહ્યું, "ધીરજ ધર, તુ અને હું શું કરી શકીશું ! આપણું કુદવું, ઉડવું કીડીની પેઠે છે. અંગ્રેજોનું રાજ્ય જે પ્રકારે ત્વરાથી વિસ્તાર થાય છે, તેઓની છેલ્લી હદ શી છે તે શું તુ જાણે છે? જ્યારે હિમાલયથી કુમારિકા સુધી મનમાં આવે છે, ત્યારે સ્વપ્નમાના જોવુંછું કે આખા હિંદુસ્તાનમાં પસરીને અંગ્રેજો પ્રબલપ્રતાપનો વિજય ભેરી વગાડે છે. ભાઇ ! અધૈર્ય થઇશ ના. તુ ક્ષુદ્ર પ્રાણી છે, શું કરીશ તે કહે? આ વિસ્તારેલા હિંદુસ્તાનમાં વિશ કરોડ અધિવાસી બધા ઊંઘે છે; તુ શું કહી શકીશ? આપણી આશા શી છે? આ જીવન રહેતા કંઇ દેખાડીશું નહિ, ભવિષ્ય કોઇ વંશ પાછી ભારતની સ્વતંત્રતા દેખાડશે કે નહિ તે કોણ કહી શકેછું? ત્યારે શામાટે જાઉ? સ્મશાન છોડીને કેમ જાઉછું? આ પ્રશ્ન પૂછશો ના. ઉત્તર મળશે નહિ. શું જવાબ આપું? આ મનમાં સર્વદા જે આગ બળે છે તે પ્રકાશ કર્યાથી જેઓ સમજશે, તેઓ ઇનામ આપશે–કેદખાનું–નહિ તો દીપાન્તર; વળી જેઓ સમજશે નહિ, તેઓ કંઇ પણ કહેશે નહિ, ઉલ્લટું મારી જે આગ હોલવવા માટે છેતરશે.

કહેતાં કહેતાં જુવાનીની આંખ લાલચોળ થઇ. બીજા જુવાનિયાએ હાય મારી, જણાયું કે જાણે હાયની સાથે આગના તણખા નીકળતા હોયની.

બીજા જુવાને કહ્યુ, "ભાઇ, તમારા મનમાં પેશવાની મારામાં શક્તિ નથી, હિમાદ્રિશેખરના કરતા પણ તમારૂં મન ઊંચુ છે. ઈશ્વર જરૂર તમારી મનોવાંછા પૂર્ણ કરશે. ઇચ્છા થાય છે કે હું પણ તમારી જોડે આવું, હાલ તમે કયાં જશો. તેનું શું નક્કી કર્યુંછે?

પહેલા જુવાનિયાએ કહ્યું, "ભાઇ! તમે કયાં જશો? સંસારમાં કષ્ટ જેના અસ્પૃશ્ય છે, તેઓને આ કાર્યમાં વ્રતી થવું એ વિડંબના માત્ર છે. જેઓનું મન પથ્થર કરતાં પણ વધારે સખ્ત તથા મજબૂત છે. જેઓએ પૃથ્વીની દયા માયાને ત્યાગી છે, એ ભયાનક માર્ગ તેઓને માટે છે, તું આવીને શું કરીશ? ચઉદ વર્ષની છોકરી તારી સહધર્મિની છે, વૃદ્ધ મા હજીપણ તારી તરફ જોય છે, સંસાર તને સંપૂર્ણ રીતે અપરિચિત છે, તું શામાટે સંસાર ત્યાગે? આજ તું સંસાર છોડે તો કાલ બે પગ આગળ થતાં ન થતાંમાંજ વિચાર આવશે કે સંસારમાં રહ્યાથી જે સુખ મળત, તે સુખ કયાં છે, આત્મીય પરિજન કયાંછે, સુખનું સ્વપ્નું કયાં છે? આમ છે તો હું જાઉ છું

શા માટે? મેં સંસારને ઓળખ્યો છે, ઝેરી સંસારના ઝેરની જ્વાળાથી શરીર અસ્થિર થાય છે. તેમાં વળી આગ બળે છે, આ આગ જે દહાડે હોલાશે, તે દહાડે ફરી સંસારમાં પ્રવેશ કરીશ. ક્યાં જઉં છું ભાઇ! હમણા શું પૂછે છે? શ્મશાન છોડીને જઇશ. જ્યાં શ્મશાન નથી, જ્યાં શ્મશાનના ભૂતપ્રેત નથી, જ્યાં અગ્રેજ નથી, જ્યાં અંગ્રેજનું રાજત્વ નથી, તે સ્થાન ક્યાં છે? તે હિમાળયનું ધવળ શિખર, જે આજ પણ સ્વતંત્રભાવથી મસ્તક ઉન્નત કરીને પુષ્કળ રાજ્ય ઉપરાજ્યને ઉપર ચઢતા અને પડતા જુએ છે, જે આજ પણ ભારતીને અતલ સમુદ્રમાં નિમગ્ન જોઇને અશ્રુપ્લાવનથી ભીંજાવે છે, વળી ઉત્સાહ તથા આશાને છાતીમાં બાંધીને આજ પણ ભવિષ્ય પરિણામના દહાડા જાણે છે. હું તે ઠેકાણે જઇશ. ભાઈ! નીરદા અને વિંધ્યવાસિનીને તારે હવાલે કરૂ છું, નીરદા જન્મથી દુઃખી છે, વિંદુના જીવનને ભવિષ્યના અંકમાં સુખ નથી; તેઓને જોજે."

બીજા જુવાનિયાએ ફરી કહ્યું, "ભાઈ! તમે કેટલે દહાડે પાછા આવશો?"

જવાબ આપ્યો, "કોણ જાણે કેટલે દહાડે પાછો આવીશ. ભાઇ! આ વાત કોઇને પણ જીવ જતાં

કહીશ ના."

બીજા જુવાને કહ્યું, "કહું તો શું થશે? ભાઇઓને કહીશ નહિ, ઠીક, શું તમે વચન્ના ભાઇની જોડે મળીને જશો નહિ, ?"

બીજાએ કહ્યું. "નહિ, હું કોઇને પણ મળીશ નહિ". સ્વેચ્છાથી કોણ સગાં વહાલાંને ત્યાગવા ચાહે ? મનની વાત મનમાંજ રાખજે; કોઇને પણ કંઇ કહીશ ના"

આવી રીતે વાતચીત પૂરી થયા પછી જેઓ બે જુવાનિયાઓને જાણતા હતા, તેઓ શરત્ચંદ્રને બીજે દહાડે જોઇ શકયા નહિ.

---

## પ્રકરણ ૪ થું.

### સતીત્વનો આદર્શ.

શું જોયું, વળી કેટલું જોઇશું. બાલ્યકાળથી આ-જ સુધી સંસારમાં ફરીને જોયું કે, સંસારમાં સુખ નથી, પહેલા સાંભળતું હતું કે વિરહિનીઓ, અધી-રી બનીને વિષમ અનલકુંડમાં શરીર ત્યાગીને સ્વા-મીની જોડે સ્વર્ગમાં જાય છે, અને હમણાં જોઉંછું કે પશ્ચિમના સુધારાની અભિમાની બંગાળી સ્રીઓ વિધવાપણામાં પણ ભોગવિલાસમાં રહિત હોતી ન-

થી. વળી પચાસ વર્ષ જીવતો રહ્યાથી જોઈશું કે તે સાહેબ વળી આ બંગાળી, તે સાહેબની સ્ત્રી અને આ બંગાળીની સહધર્મિની; આ બધા વિષય વિચાર કરતાં કરતાં જ્યારે બંગાળીનો પરિણામનો વિચાર કરવાનો આરંભ કરૂં છું, ત્યારે સતીત્વ ભૂલી જાઉં છું—મનમાં વિચાર આવે છે કે સતીત્વજ જાણે સંસારમાં અસુખ છે—આ અતીત્વની દશા ભવિષ્યમાં શું થશે તે કોણ જાણે!

બંગાળીની હાલની સામાજિક અવસ્થાના જેવી દુઃખદાયક સ્થિતિ બીજી કોઇ નથી. ઘુમટાવાળી સતીઓ હમણાં ઘુમટો ત્યાગીને સ્વતંત્રભાવથી ચાલવાની ઇચ્છા રાખે છે, પુરુષો ઇચ્છાના વિરુદ્ધ થયા છતાં ભયથી, વિષાદથી અને આશંકાથી તેઓને પાછા પીંજરામાં બંધ કરવાનો યત્ન કરે છે. લજ્જા સતીના અંગનું ભૂષણ છે; જે સતી છે, તે લજ્જાશીલ છે, પણ હમણાં તે બદલાઈ ગયું છે. બંગાલમાં સુધારાનો પ્રવાહ જે રીતે ચાલે છે, તેનાથી કાલે કોને સતીત્વ રહેશે કે નહિ તે કોણ જાણે? જો સતીત્વ ન રહે તો મહત્વ પણ રહેશે નહિ એ નક્કીછે.

એક વર્ષ થયું અવિનાશચંદ્રનું લગ્ન થયું છે. તેની ઉમ્મર ચઉદ વર્ષની છે, તે અતિ પવિત્ર, અતિ નિ:

ષ્કલંક છે; રૂપ અને સૌન્દર્યમાં તે ખીલેલા ધોળા પ-
દ્મના જેવી છે. તે છોકરી અવિનાશને બહુ ચાહેછે,
એક પળ પણ અવિનાશને ન જોતા તેને ચેન પડતું
નથી. વિવાહ કર્યા પછી અવિનાશ સસરાના ઘરમાં
જ રહે છે. 'જ્યારે તે સ્કૂલમાં જાય છે, ત્યારે તે
છોકરી રસ્તાની તરફ જોતી રહે છે, ઘરમાં આવ્યા-
થી અવિનાશની પાસે જઇને તૃષિત હૃદયને શીતલ
કરે છે. બાલિકાના મનમાં લજ્જા નથી, અવિનાશ
ચંદ્રને અવિનાશ કરીને બોલાવે છે.' પહેલા અ-
વિનાશચંદ્ર તેથી જરા શરમાઈ જતો હતો, થોડા
દહાડામાં તે ભાવ જતો રહ્યો. ધીમે ધીમે અવિનાશ
ચંદ્ર પણ તે બાળિકાનો ઘણો ચહાવા લાગ્યો.

જે દહાડે વિંધ્યવાસિનીના નાશી જવાના સમા-
ચાર અવિનાશચંદ્રે સાંભળ્યા, તે દહાડે સાંઝે સ્કૂલ-
માંથી આવીને અવિનાશચંદ્ર ગંભીરાઇથી એક પુ-
સ્તક લઇને બેઠો બેઠો વિચાર કરતો હતો, એટલા-
માં બાલિકા આવીને અવિનાશનો નિસ્તબ્ધ ભાવ
જોઇને ઉત્કંઠિતા થઇને બોલી, "અવિનાશ! શો વિ-
ચાર કરો છો?" આવું કહીને અવિનાશનું પુસ્તક
લઇ લીધું, અને બોલી, "અવિનાશ! કેમ બોલતા
નથી?"

અવિનાશ હવે મૂંગો બેશી રહી શક્યો નહિ, તેથી તે બોલ્યો, "નલિન! દુઃખની વાત સાંભળીને શું કરીશ? આજ મારૂ હૃદય અસ્થિર થાય છે; હું જલદીથી મારે ગામ જવા ઇચ્છું છુ."

છોકરી સહૃદયથી કરૂણ સ્વરથી બોલી, "તમારા દુઃખની વાત સાંભળીને શું કરૂં? હૃદય હોય તો રોવું, તમારા દુઃખનો કાંટો જો આ હૃદયમા ન ખુંચે તો અવિનાશ મારા જીવનનું કામ શું?"

અવિનાશચંદ્ર અકૃત્રિમ પ્રેમનો બદલો આપવામાં કુંઠિત થયો નહિ.

નલિની કહેવા લાગી, "તમે તમારે ગામ જશો, હવે શું અહિં રહેશો નહિ? હું પણ તમારી જોડે આવીશ."

અવિનાશચંદ્ર હસીને બોલ્યો, "તું ક્યાં આવીશ? દુઃખ તને અસ્પૃશ્ય છે–સુખનું બિછાનું તારા જીવનનું સહાય છે, તું કંટકમય માર્ગમાં મારી જોડે શા માટે આવીશ? તું તારા માબાપનું આદરનું ધન છે, અને લાડથી ઉછરેલી છે, અયત્નપ્રતિપાલિત આ અધમને તું શા માટે ચાહે છે, તે હું જાણતો નથી. પણ તું મારી જોડે આવીશ તો તને કષ્ટ થશે, તે વેળાએ હું શું કરૂં નલિન? તે વેળાએ હું કેવી

રીતે તારૂ કષ્ટ દૂર કરૂં ?

નલિનીનું જરા જરા લાલ મુખ વધારે લાલ થયું, દુઃખથી બોલી, "સુખના બિછાનામાં સૂવું છું, અહિં પણ તમારી આશા ત્યાગીને એક દહાડો પણ રહી શકતી નથી. હું માબાપનું આદરનું ધન છે. તેઓ મને છોડીને રહી શકશે નહિ ખરાં, પણ તમે મારા જીવનનું આદરનું ધન છો, હું તમને શા માટે છોડું? શું તમે દુઃખની વાત કરો છો? તે તો કંઇ નથી? મેં તમને મન પ્રાણ હવાલે કર્યા છે; તમે જે માર્ગે જશો હું પણ તે માર્ગે આવીશ. અવિનાશ ! મેં શું કોઇ વખતે પણ તમારો બોલ ઉથાપ્યો છે? ત્યારે તમે મને આમ શા માટે કહ્યું ? તમે જ્યાં જશો ત્યાં હું પણ આવીશ, તેમાં ડરશો ના ? તમે મારી જોડે રહેશો તો હું કોઇને પણ ભય કરીશ નહિ."

શરત્ચંદ્રની તે રાતની વાતચીત અવિનાશચંદ્રના મનમાં આવી, ચઉદ વર્ષની છોકરી તારી સહધર્મિની છે, દુઃખ તારા અસ્પર્શ્ય છે, "તું સંસાર શામાટે છોડે? વિચાર કરતા લાગ્યો, "ચઉદ વર્ષની છોકરીના મનમાં જે તેજ જોઉં છું. તે વિંધ્યવાસિનીના મનમાં જોતો નથી. એકદમ મનમાં એક અપૂર્વ ભાવનો ઉદય થયો, શરત્ચંદ્રનું જીવન કાંટા પાથરેલા માર્ગ

તું સ્મરણ થયુ. જે વાતના પ્રસંગમાં આટલી વાત કહેવી પડી તે સર્વ મનમાંથી ચાલી ગઇ, પછી બોલ્યો, "નલિન ! તારા હૃદયમાં જે શક્તિ છે, તે નારી ચરિત્રનો ગૌરવ છે તેમાં સંદેહ નથી, પણ સ્થિર થા, જરા વિચાર કરીને જો. શું તું મારી જોડે આવીશ? ધાર કે હું યુદ્ધ વિદ્યા શીખવાની મતલબથી જાઉંછું એવી વખતે તું મારી સાથે હોય, તો તે વેળાએ શું ત્હને ભય ઉપજશે નહિ.

નલિની મૃદુ સ્વરે ગંભીર ભાવથી બોલી,—

*ભીષણ રણે વા વિજન વનમાં આવું હું નિર્ભય થઇ,
જે માર્ગમાં ચાલો ત્હમે ત્યાં દુખ મ્હને કાંઈ નહિ;
નહિં ભય મ્હને રણમાં તમારી સાથ જાતાં લાગશે,
સમરાગ્નિમાં તમસંગ પડું યાહોમ કરિ નિશ્ચલ મને. ૧
હું નલિનીનું જીવન ત્હમે અવિનાશ પ્રાણાધાર છો,
નિશ્ચય મરૂં હું સત્ય કહું રક્ષણ ત્હમે જો ના કરો;
રણક્ષેત્રમા હું મત્ત થઇ તમ પેઠ ઘૂમું નિર્ભયે,
સમરાગ્નિમાં તમસંગ પડું યાહોમ કરિ નિશ્ચલ મને. ૨
કોમલ કરે આ વીરનાં ભૂષણ હત્રે તો શોભશે,
રમણીય પૃથ્વી માહરા પગભારથી આ ધ્રૂજશે;
સમશેર સાહું આજથી દૃઢબળથકી કંકણસ્થળે,
સમરાગ્નિમાં તમ સંગ પડું યા હોમ કરિ નિશ્ચલ મને. ૩
સજશો તપસ્વીવેશ જો નિશ્ચય તપસ્વિની થઇશ હું,

---

* હરિગીત છંદ.

ભૂષણ તજી જલઅંજલિ સુખઆશાની તો દઇશ હું;
ઐશ્વર્ય ધન સર્વે પિતાનું તુચ્છ જાણું આજથી,
સર્વસ્વ નલિનીના તમે નિશ્ચય બિજાથી સુખ નથી. ૪
સૌદામિની આકાશની ઘનઘટામાં ચમકતિ દિસે
ત્યમ સમરમાં ચળકંત મુજ સમશેર ઘૂમી ચમકશે;
નિર્જીવ ને ક્ષીણકાય હું બળશૂન્ય દીસું છું ખરે
પણ તમબળે બળવતી થઈ મુજ બાહુબળ દાખું રણે. ૫
પર્જન્ય જેમ રમે પ્રબળ વાયૂનિ સાથે ગગનમાં,
ત્યમ શત્રુદળ સામે રમું ઉત્સાહ શૌર્યે સમરમાં;
ચાલો ત્હમે એ માર્ગમાં નથિ મરણભય મુજને હવે,
અવિનાશ! તમસંમુખ મરૂં તો સ્વર્ગવાસ ગણું ખરે. ૬

અવિનાશચંદ્ર સ્ત્રીના ઉત્સાહપૂર્ણ વાકય સાંભળીને બહુ સંતુષ્ટ થયો, આવી સોબતણ મળી છે, એનો વિચાર કરીને સેંકડો ધન્યવાદ પોતાને આપ્યો. બંગાલામાં આવા રત્ન મળે છે એવી તેની પહેલા ધારણા નહોતી; નલિનીના જવલંત જીવની વાકયથી તે વિચાર દૂર થયો. પછી બોલ્યો, વિંધવાસિનીની શોધ કરીને પછી ભાઇ શરત્ચંદ્રની જોડે જવાની ઇચ્છા કરી છે. જો સ્વામીના જીવનનો સાર તરીકે સમજી હોય, તો મારી જોડે હમણા ચાલ.

આવું કહીને ઉત્સાહથી અવિનાશચંદ્ર જવાની તૈયારા કરવા લાગ્યો, નલિનીએ પણ અવિનાશચંદ્રની

જોડે જવાનું ઠરાવ્યું, તે ઇચ્છાથી ખુશી થતી પોતાની જોડે વસ્તુઓ એકત્ર કરવામાં ગૂંથાઇ. સૂર્ય અસ્ત પામ્યો. રાત્રે અવિનાશચંદ્ર નલિનીનો હાથ પકડીને ઘરમાંથી બહાર નીકળ્યો. પરન્તુ થોડે છેટે એક પહેરેગીર બેઠેલો હતો તેને જતાં રોકયા. વિંધવાસિનીનો પતો મેળવવાને અવિનાશની જવાની મુખ્ય મતલબ હતી, પણ આડંબરથી તે પૂર્ણ થઇ નહિ. ઘણા દહાડા સુધી ત્યાં તેવીજ રીતે રહેવાને બાધ્ય થયો. અવિનાશચંદ્ર શરત્ચંદ્રની અરજ કબૂલ કરી શકયો નહિ તેથી તે દલગિર થયો.

---

## પ્રકરણ ૫ મું.

## વિજન અરણ્યમાં.

લખનારાઓ કલ્પના ન કરી શકે એવી કઇ પણ વસ્તુ નથી. જીવનના વિગત બનાવો તેઓને મોં છે. તેઓની તીક્ષ્ણ દૃષ્ટિમાં વર્તમાન જીવનના સામાન્ય બનાવ પણ છુટી શકતા નથી; ભવિષ્ય જીવન તેઓનું એક હાથ કરેલું હોય છે અંધકારી રાત્રિયે હોડીને અનિર્દિષ્ટ માર્ગ પણ છોડો, લખનારાઓ હોડીનું પરિણામ કહી આપશે. જે બને તેને જે કહી

ન શકે તે કવિ નથી, અસાધારણ કલ્પનાનો માર્ગ છોડીને જે અમાનુષી પ્રતાપના જેવા માણસો ચંડા કરી શકે છે, તેજ કવિ છે. જન્માંધની આંખ ખીલવીને અસંપૂર્ણ અંગહીન કાવ્યનું સૌન્દર્ય વર્દ્ધન કરી શકે છે, તે નવલકથા લખનાર હોવા છતાં પણ કવિ છે, અને જેઓ એવી કલ્પનાથી અતીત છે, તેઓ કવિતા લખે તોપણ તે કવિ નથી.

વિપદમાં આશ્રય, મંદવાડમાં આરોગ્ય, દુઃખના પછી સુખ આવા બનાવ લખનારાઓના મોટા અવલંબન હોય છે. જે વિખુટાના દુઃખમાં બળે છે, તેને ગમે એટલી વિપત્તિ આવી પડે, તોપણ લખનારાઓ મિલન સુદ્ધાં તેને તમામ વિપદથી બચાવીને પુસ્તકની શોભા વધારે છે. એ વાસ્તે સુખ તથા દુઃખનો કાયમનો ભાવ આજકાલના બંગાળી પુસ્તકો વાંચવાથી અમારા મનમાં સ્થાન મળતું નથી. જ્યારે પુસ્તકમાં લખેલા માણસ વિશેષની વિપદના બનાવ સાંભળીને આંખમાંથી પાણી આવવાનો સમય થાય છે, ત્યારેજ હળવે હળવે આવીને કોઈ કહેતું હોય કે "આ દહાડા જશે, ભાનુદય થશે." દહાડા જાય છે, રોગ આરોગ્ય થાય છે, વિપદમાં આશ્રય મળે છે, આ કોણ કબૂલ કરશે નહિ? આ બોહાળા જીવનક્ષેત્રમાં

કોઈ શું, વિપત્તિમાં પડીને સમયનો સ્રોત મળી જતો નથી ? રોગથી પુષ્કળ માણસો મરે છે, પણ પુસ્તકમાં ઘણાજ ઓછા દૃષ્ટાંત હોય છે, મહૌષધ નાયક નાયિકાની ભારે પીડા પણ આરામ કરી દે છે. આ સંસારમાં સઘળાના શું દિવસ જતાં નથી, કોઈના શું દહાડા જતા નથી ? ખોટી વાત. વિશ્વાસ કરી શકતા નથી-જે ચૈત્રવાયુ–વિલોડિત–તરંગમાળામાં કપાલકુંડલાને અગાધ જળમાં ડૂબાડી, તે તરંગમ વળી તેને બચાવ્યો. હાલના બંગાળમાં સ્થાયીભાવનો ઉત્તેજન આપનારા પુસ્તક ઘણાંજ ઓછાં છે. તેથીજ વિચાર કરીએ છીએ કે લખનારની કલ્પનાથી કંઇ કરે નહિ એવું કંઇ કામ નથી.

અમે કવિ નથી. સામાન્ય હોડી ચાલે છે, જ્યારે પ્રતિકૂલ વાયુથી સમુદ્રમાં મોટા મોટા તરંગ આવશે, જ્યારે દુર્દૈવથી હોડી ડૂબશે, અથવા હોડીનો સામાન તરંગમાં તણાશે, ત્યારે અમે તે ઉપાડીશું નહિ, કાળ સ્રોતથી ઉપાડવાની અમારામાં શક્તિ નથી. હોડી જાય છે, તેથી તરંગ ગણે છે, આશાની આંખથી સારા દહાડાની રાહ જુએ છે. દહાડા આવ્યા નહિ. તરંગથી તરી ડૂબી–અમે શ્વાસ છોડીને નાશી જઇશું, હોડી જવાની ઇચ્છા એકીવારે જતી રહેશે, વળી બીજી

હોડી જશે. ટૂંકામાં વિપદથી અમને ડર નથી, જે જોઇને જોતાં નથી, તે જોવા માટે અમારૂં મન આકુલ નથી, જે જોયું નથી, તે પણ દેખાડવાની ઈચ્છા નથી, જે ડૂબી જાયછે તેને ઉપાડવાનું અમારામાં સામર્થ્ય નથી. સંસારના મતની જોડે અમારો મત ન મળ્યા છતાં પણ અમે અમારો રસ્તો છોડીશું નહિ.

વિંધવાસિનીએ સંસારની જાળ તોડી છે—ઉન્મત્તા વિંદુ સંસાર સમુદ્રમાં તણાતી જાય છે. સમુદ્રમાં તણાય છે.—પણ તરંગ વિંદુને ડૂબાડતો નથી, વિંદુને ડૂબવાની ઇચ્છા હતી, પણ તરંગે ડૂબાડી નહિ. ડૂબાઆથી સંસારના દુઃખ ભોગ કોણ ભોગવે ? એ વાસ્તે વિંદુને સમુદ્રમાં પણ આશ્રય મળ્યો, તે આશ્રય કોણ હતો તેનું અમે હવે વર્ણન કરીએ છીએ

અપરિણામદર્શિતાનું ફળ તરત ફળે છે. કંટકિત સંસારમાં આધીનતાની સખ્ત શાંકળના જેવી કષ્ટદાયક વસ્તુ બીજી એકે નથી. પણ જેઓ નાની ઉમ્મરના છે, તે પિંજરૂં ભાંગવાનો યત્ન કરે છે, તેનું પરિણામ અંધકારમય—દુઃખને ઉત્તેજનકારક થાયછે.

કેટલાક દહાડા સુધી અજાણે માર્ગ અનાહારે ભ્રમણ કરીને આજે વિંધવાસિની જે સ્થળમાં જઇ પહોંચી, તે ગાઢું જંગલ હતું, વાઘ અને બીજા ઘાત-

ક્રી પ્રાણીઓનું રહેવાનું સ્થળ હતું. તે સ્થાનમાં બે તરફ નદી હતી, એક બાજુ જંગલમય નાનું મેદાન હતું, બીજી બાજુએ અરણ્ય હતું, મનુષ્યની વસતિ આન ઘણે છેટે હતું. એવી જગાએ વિંધવાસિની શા માટે આવી? મરવા માટે! અકૃત્રિમ પ્રેમનું છેલ્લું ચિહ્ન મનમાંથી દૂર કરવા માટે!

વિજનવન, મધ્યાહ્ન સમય-લીલામયી સૂર્ય દેવની રશ્મિ થોડીક જગાએ જમીન ઉપર પડે છે, બીજા સ્થલમાં રશ્મિ નથી. થોડો પ્રકાશ છે; કવિનું સૌન્દર્ય, સાધકની સાધનાનું યોગ્ય સ્થળ છે. વિંધવાસિની આ જગાએ આવે છે. બીજે દહાડે જ્યાં જે મળત, તે ખાત, આજે કંઇ ન મેળવતાં કેટલાંક ન જોયલા ફળ એકઠાં કરીને ખાધા. ફળમાંના એક ફળમાં કેફનો ગુણ વધારે હતો, તે ખાઇને વિંધવાસિની ત્યાં થોડીવાર પછી પડી.

સાંઝે વિંધવાસિની જરા સુધીમાં આવી. થોડીવારે કેટલાક શિકારીઓ શિકાર શોધતાં શોધતાં આવી પહોંચ્યા, શિકારીઓની પછવાડે એક વૃદ્ધ સાધક હતો, વાઘના ચાંમડાને માટે તે શિકારીની સોબતમાં ફરતો હતો. શિકારીઓ જંગલના પશુ જેવા હતા. તેઓ વિંધવાસિનીની તરફ તીક્ષ્ણ નજર કરીને આવછપડે-

નુમતિને માટે પછવાડે જોવા લાગ્યા, તેથી સાધકે કહ્યું–"ધીરજ પકડો, પ્રાણસંહાર કરશો ના." શિકારીઓએ તીરને નમાવીને જરા ખસીને તેઓ ઉભા રહ્યા. સાધકે ત્યાં જઇ વિંધવાસિનીનો હાથ ઝાલીને ઉપાડીને બોલ્યો, "બ્હેન! તમે આ નાની ઉમ્મરમાં શા માટે અહિં આવ્યા છો, તે હું સમજ્યો છું, દુનિયામાં આત્મઘાત કરવાના જેવું બીજું મોટું પાપ એકે નથી, તમે મરશો ના, મારી જોડે ચાલો."

એના ઉપર વિંધવાસિનીએ કંઇ કહ્યું નહિ, સાધક તે હાથ ઝાલીને ચાલ્યો. થોડે છેટે એક વાઘની ગર્જના સંભળાઇ, શિકારીઓ સાવચેત થયા, સાધકે વિંધવાસિનીને કહ્યું, "બ્હેન! જે ગર્જના હમણા સંભળાઈ તે વાઘની ગર્જના છે, જો અમે નહિ આવી પહોચ્યા હોત, તો વાઘ મારી નાખત; હવે કંઇ ડર નથી, અમારી જોડે ચાલો." થોડીવારમાં શિકારીઓએ પોતાના તીરથી વાઘને મારી નાંખ્યો, શિકારીઓએ તેનું ચામડું ઉતારી લીધું. સાધક વિંધવાસિનીનો હાથ ઝાલીને જવા લાગ્યો, શિકારીઓ પછવાડે પછવાડે ચાલવા લાગ્યા.

જંગલ છોડયા પછી એક નાની નદી દીઠામાં આવી, ત્યાં બે હોડીઓ કિનારા ઉપર બાંધેલી હતી;

સાધક એક હોડીમાં વિંધવાસીનીને લઇને બેઠા, શિકારીઓ વાઘનું ચામડું હોડીમાં લઇને બેઠા. વિંધવાસિની આશ્ચર્ય પામીને બોલી, "પિતા! મને ક્યાં લઈ જાઓછો? હું અબળા છું, આપની ભીષણ મૂર્ત્તિ જોઇને ડર ઉત્પન્ન થાય છે—આપની જોડે ક્યાં જઈશ?"

સાધકે કહ્યું, "બ્હેન! શું અમારી સાથે આવવાને તમને ભય થાય છે! જો આમ થતું હોય, તો હું તમને આ હોડી આપું છું, સંસારમાં જઇને મનની વાસના પૂર્ણ કરો, જો વિપત્તિમાં પડો, તો મને સંભારજો. તમારૂં શરીર દુર્બળ, માથું ગરમ જણાય છે, આ ફળ ખાઓ, તેથી તમે ટટાર થશો." વિંધવાસિનીએ ફળ ખાધું તેથી તે આગળના જેવી ટટાર થઈ; માનપૂર્વક તે બોલી, "પિતા! હું આપની જોડે આવીશ. આપ મારા મનની વાત સમજ્યા છો, મારી મનોવાંછા પૂર્ણ કરવાનું ઔષધ શું આપની પાસે નથી?"

સાધકે કહ્યું, "બહેન! હાલ તો આ હોડીમાં તમે જાઓ; હું એક વર્ષ જંગલમાં રહીશ, ત્યાર પછી એક વાર દેશ ભ્રમણ કરવા માટે નીકળીશ, એક વર્ષ પછી તમને લઈ જઇશ."

વિંધ્યવાસિની કંઇ પણ બોલી નહિ. તે રાતે સાધકની જોડે રહી, બીજે દિવસે સવારે સાધક બેઉ હોડીને રસ્તો દેખાડતો લઈ ચાલ્યો. જ્યાં નદીનાં ત્રણ મુખ હતા, ત્યાં જઇને સાધકે બીજી હોડીના ખારવાઓને કહ્યું, "તમે આ માર્ગ જશો, તો એક નાનું નાળુ જોશો તે નાળામાંથી ગયાથી ગોવિન્દપુરની નદી મળશે."

આવું સાંભળીને ભંડારીઆમાંથી એક માણસ આવીને સામે ઉભો,–"સાધકે કહ્યું," "રજનિ ! હવે હું જાઉછું; જે માર્ગે જવાનું મેં કહ્યું, તે રસ્તે ગયાથી ગોવિંદપુરની નદી મળશે. આ નાની ઉમ્મરની સ્ત્રીને તારી જોડે લઈ જા, એક વર્ષ પછી હું ગોવિંદપુરમાં આવીને મળીશ. પછી હું તેને મારી જોડે લઇશ." વિંધવાસિનીને કહ્યું. "બહેન ! શું તમે આ માણસને અપરિચિત સમજો છો ? કંઈ ડર નથી; એની જોડે જાઓ." વિંધવાસિનીએ સાષ્ટાંગ પ્રણામ કર્યા, સાધકે આશીર્વાદ દીધો; રજનીએ વિંધવાસિનીનો હાથ ઝાલીને પોતાની હોડીમાં લીધી. સાધકે ફરી માર્ગ દેખાડીને પોતાની હોડી ઉલટી તરફ ચલાવવાને કહ્યું, સાધકની હોડી થોડીવારમાં અદૃશ્ય થઇ ગઈ.

# પ્રકરણ ૬ ઠું.

## ટૂંકામાં ઓળખાણ.

સાધકની હોડી નજરથી બહાર ગઈ, રજની બાબુ હુકમ પ્રમાણે પોતાની હોડીને ચલાવવા લાગ્યો. પ્રવાહિત જળતરંગ ભેદીને હોડી ઝડપથી ચાલવા લાગી. કિનારો જંગલથી ભરેલો હતો. જેમ સાધકે કહ્યું હતું, તેમ કેટલેક દૂર જઇને એક નાનું નાળુ દીઠામાં આવ્યું, તે નાળાને રસ્તે ખારવાએ હોડી જવા દીધી. નાળુ પહોળું હતું પણ તેમાં ઘણોજ કીચડ હતો. આશરે એક દહાડાનો રસ્તો હતો. બપોરે આકાશમાં સફેદ મેઘ જણાવા લાગ્યો; જેમ જેમ સાંઝ પડવા લાગી તેમ આકાશમાંનો મેઘ સર્વ એકત્રિત થવા લાગ્યો. સૂર્ય મેઘથી ઢંકાયો. ઉત્તર તરફ પહેલા લાલ, ત્યાર પછી જરા કાળુ, આખરે બધુ આકાશ કાળુ થઇ ગયું. પક્ષીઓ ડરથી ભયભીત થઇને ઝાડ ઉપર ઉડયા. કિનારાનું પાણી ખળખળ કરવા લાગ્યું. મેઘની છાયા નદીમાં પડી, નદીનુ પાણી નીલવર્ણુ થયું. હોડીના ખલાસીઓ વિપત્તિ આવવાની દેહશત કરીને જોરથી હલેસા મારવા લાગ્યા. હોડી કિનારે પહોંચતાં ન પહોંચતાં વાયુ વાયો, ઝાડના પાંદડા

ઉડયાં. કિનાર ઉપરથી ધૂળ ઉડી. પાણી નાચવા લાગ્યું, તરંગ આવવા લાગ્યા, એક મોજા પછી બીજો મોજો આવીને જોરથી દોડવા લાગ્યો. પાણીના મોટા અવાજથી કાન બહેરા થવા માંડયા, ધૂળ ઉડવાથી દિશા અંધારી થવા લાગી. ખારવાઓનો યત્ન ફોકટ ગયો, હોડી વેગથી દોડીને બીજી જગાએ જઈ પહોંચી. વિંધવાસિની આટલીવાર સુધી મૂંગી બેઠી હતી, હમણાં ડરતી પૂછવા લાગી, "આ કિયી જગા છે? આપણે કયાંથી કયાં જઈએ છીએ?

રજનીએ કહ્યું, "કંઈ ડર નથી, આપણી હોડીનો બચાવ થશે. આવું કહીને ભંડારીઆમાંથી બહાર નીકળીને હોડીને કિનારે બાંધવાને ખલાસીઓને કહ્યું. થોડીવારે પ્રબળ વેગથી વાયુ વહીને આકાશમાંનો મેઘ જતો રહ્યો; વરસાદ પડયો નહિ, વાયુનો વેગ પણ બંધ થયો, હુકમ પ્રમાણે હોડીને ચલાવી, નૌકા પાછી ચાલવા લાગી. રજની બાબુ ભંડારીયામાં આવીને બેઠો.

વિંધવાસિનીએ પૂછયું, "આપ શું સાધકને ઓળખો છો?"

રજની બાબુએ ઉત્તર આપ્યો, "નહિ, હું કંઈ તેના વિષય વધારે જાણતો નથી; બે દહાડા થયાં અમે

રસ્તો ભૂલા પડ્યા હતા, એકાએક એક દહાડો સાંઝે તેમની જોડે મુલાકાત થઇ, તેની જોડે વાતચીત કરીને જાણ્યું કે તેઓ એક સિદ્ધ મહા પુરુષ છે. આપની જોડે કેવી રીતે તેમની ઓળખાણ થઇ?"

વિંધ્યવાસિનીએ પોતાની બધી હકીકત કહી. રજની બાબુ તે સાંભળીને બોલ્યો, "સાધકની જોડે મુલાકાત ન થાત, તો આપનો પ્રાણ જાત."

વિંદુએ પૂછ્યું, "આપ ક્યાં જાઓછો? મને ક્યાં લઇ જાઓછો?"

રજનીએ કહ્યું, "હું ગોવિંદપુરમાં જવાનોછું, ગોવિંદપુરમાં મારા મામાની જમીન છે, તેનો હું વારસદારછું; મારૂં અસલ ગામ કૃષ્ણપુર છે. આપને સાધકની આજ્ઞા પ્રમાણે મારી જોડે ગોવિંદપુરમાં લઇ જઇશ. એક વર્ષ પછી સાધક આવશે, આપ મારી સાથે આવો. આપની ઓળખાણ પૂછવાનો મને સંકોચ થાય છે. સાધક મહાપુરુષ છે, તેની આજ્ઞા મારે દેવવાણીના સરખી છે; આપની ઓળખાણ ન મળે, તોપણ હું મારા ઘરમાં આપને રાખીશ. પણ આપ આપની ઓળખાણ આપશો તો હું બહુ ખુશી થઇશ."

વિંધ્યવાસિનીએ પોતાના જીવનની બધી હકીકત કહી સંભળાવી. નાની ઉમ્મરમાં શરતચંદ્રની જોડે

લગ્ન, વિવાહની પહેલાની પ્રીતિ, વિવાહના પછી અ-
કૃત્રિમ પ્રેમ, શરતૃચંદ્રનું નાશી જવું, તેનો પત્ર, એ
બધું કહ્યું. ત્યારપછી પોતાની ઉન્મત્તતા, પિતાનું કઠોર
આચરણ, ઘર ત્યાગ કરવું, રસ્તાનું કષ્ટ એ સર્વ કહ્યું.

રજની બાબુએ લાંબો શ્વાસ લઇને કહ્યું, "આપ
કેમ આટલા ગભરાવો છો? સર્વ પ્રકારે જરૂર આપની
મનોવાંછના પૂર્ણ થશે."

વિંદુએ કહ્યું, "જ્ઞાનબુદ્ધિ વિનાની અબળા જાતિ,
શું સમજે? આ માર્ગપર આવ્યાથી આટલું કષ્ટ પ-
ડશે તે હું જો પહેલથી જાણુત, તો હું આ રસ્તે
આવત નહિ."

રજની બાબુએ કહ્યું, "જ્યારે આપ ઉન્મત્ત થયાં
હતા, ત્યારે આપને કેવું જણાતું હતું? હવે આપને
શું કંઈ ઉદ્વેગ નથી?"

વિંદુએ કહ્યું, "હું તે વખતની વાત કરી શકતી
નથી. કાલે સાધકે મને એક ફળ ખવાડયું હતું, એ
ફળ ખાધું ત્યારથી જરા સારીછું, પરંતુ ધીરેધીરે
કોણ જાણે શુંનું શું થાય છે."

રજની બાબુએ કહ્યું, "આપ ગભરાશો ના.
સંસાર ઝેરી છે. સુખ કે દુ:ખ વળી શું? બે સ-
રખા છે. જો દુ:ખ આટલું કષ્ટદાયક નહોત

તો સુખ પણ આટલુ સુખપ્રદ થાત નહિ. જેઓ સતત સુખ ભોગવે છે, તેઓ દુઃખના પછી સુખ, કેટલું સુખકારક છે તે જાણતા નથી. જગતમાં અંધારૂં ન હોત, તો પ્રકાશની કીંમત આટલી થાત નહિ. ખોટ ન હોત, તો કોઇપણ વસ્તુ મધુર જણાત નહિ. બાલ્યકાળમાં મારૂં જીવન એક નદીમાં તણાતુ હતુ, જાણતો નહોતો કે ભરતીમાં હોડી ચલાવવી. એ કષ્ટકર વ્યાપારછે. જુવાનીમાં તે હોડી બીજી તરફ વળી કે તરત હૃદય યંત્રમાં ધકકો પહોંચ્યો, કષ્ટ એ શું છે તે સમજ્યો. વિચાર કર્યો કે દુઃખના બદલે સુખ, સુખપ્રદ નથી. તેથીજ કહુંછું કે દુઃખજ સુખ છે. આપ દુઃખમાં પડ્યાછો, ખરેખરૂં સુખ આપનુંજ છે. અને હું? હું જે નાની હોડી લઇને સમુદ્રમાં કુદી પડ્યોછું, મારા મનમાં એક પળને માટે પણ સુખ નથી. ધન, જન, ઐશ્વર્ય આ સર્વ હોવા છતાં પણ મારા મનમાં સુખ નથી, સુખ નથી, બાલ્યકાળ હવે આવતો નથી, જીવનના અંધકારમય ભાગ દહાડે દહાડે પાસે આવતા જાય છે. બાલ્યકાળમાં જે સુખ હતુ, તે હમણાં નથી, જુવાનમાં જે હતું, હમણાં તે પણ નથી. ગ્રંથકાર કહેછે કે, સર્વના સુખજ સીમાવાળા છે. તમે

ગમે એટલો પ્રયત્ન કરો પણ નિયમિત સુખના કરતાં વધારે મેળવી શકશો નહિ. કોના સુખની સીમા નથી? શરત્ કાળ, શરત્ સુન્દરીની શોભાથી શોભાયમાન છે, પણ એ શોભા કેટલા દિવસની છે! થોડા દહાડા પછી વળી અંધારૂં આવશે. ફૂલના બગીચામાં હજારો ફૂલો ફુટયાં છે, બીજાનાં મન હરણ કરે છે પણ એ શોભા કેટલા કાળને માટે હોય છે, ક્ષણકાળ પછી વળી કરમાશે, ફૂલનો વાસ વાયુમાં મળી જશે. સંસાર માર્ગના મુસાફર! કદાચ તમે કહેશો કે ફરી નવાં ફૂલ ખીલશે. તેમાં તમને અધિકાર શો? કાળની જોડે તમે પણ આગળ વધશો, એ બગીચાના ફૂલનો વાસ. તમે બીજા કેટલો કાળ ભોગવશો? દહાડો જાય છે, તમે પણ આગળ જાઓછો, એ બગીચાના બીજા ફૂલમાં તમને અધિકાર શોછે? અધિકાર નથી. જ્ઞાનરૂપી આંખ ઉઘાડીને જુઓ કાળની નિરંતરની ગતિ તમને કયાં લઇ આવ્યો છે? જુઓ તમારૂં જુવાનીનું ફૂલ ખીલીને સૂકાઇ ગયું છે, હવે પાછું ખીલશે નહિ. કાળની ગતિથી માણસ જે સ્થળ છોડે છે, તે પાછો ફરતો નથી, ફરતો નથી. જે વખત ગયો છે, તે હવે નયન મનને ભૂલાવવા આવશે નહિ. કયાં હતા, કયાં આવ્યા છે, વળી કેટ-

લાક દહાડા પછી ક્યાં જઈશું ? ગયલું જીવનને યાદ આણો, સાવચેત થાઓ, વૃથા આશા રાખશો ના, તમે શું કરી શકોછો ? રોવાથી શું થશે. ધીરજ વિનાના થયાથી શું વળવાનું છે, તમે સામાન્ય સીમાવાળા માણુસ છો, તમે શું કરી શકોછો? સૃષ્ટિનું કૌશળ શું તમે સમજી શકોછો? ત્યારે શામાટે ગાંડા બનો છો? ત્યારે ગયેલા સુખને યાદ આણીને શામાટે રૂવોછો ? જ્યારે જે થઈ ગયું છે તેની તરફ તાકીને શામાટે રહ્યો. છો? ભ્રાન્ત માનવો હવે ક્યારે તમારો ભ્રમ જશે?"

• રજની બાબુએ જોયું કે વિંધવાસિનીની આંખમાં ઝગઝગીઆ આવીને આંસુ પડે છે. તે જોઇને ખેદિત અવાજથી બોલ્યો, "ગઈ ગુજરી વાતનું સ્મરણ થયાથી જો આપને કષ્ટ થતું હોય, તો હું હવે કંઈ બોલીશ નહિ, આપ હવે બધુ વિસરી જાઓ."

આ સાંભળીને વિંધવાસિની બોલી, "અંતરનું દુઃખ બહાર કાઢયાથી દુઃખ ઓછું થાય છે. તે વાત યાદ નહિ કર્યાથી અંતર છુપી રીતે બળે. હૃદયની વાત યાદ ન કર્યાથી જો કષ્ટ ઓછું થાત, તો ગઇ ગુજરી વાતને વિસારત; ભૂલી શકતી નથી. છુપાવી રાખીને જોયુંછે, પણ તેથી દુઃખ ઘણુંજ થયું, માથા-

ની વેદનાથી શરીર અસ્થિર થયું."

રજની બાબુ સાન્ત્વનાના વાક્યથી સમજાવવા લાગ્યો, પણ વિંધ્યવાસિનીનું માથું ગરમ થયું; ઘેલીના જેવી બકવા લાગી.

— આથી રજની બાબુએ તેના માથે પાણી નાખ્યું અને પાણીના પોતા મૂકવા લાગ્યો; વિંધ્યવાસિની કહેવા લાગી, "કોને માટે મન ચંચળ થયું! ઇચ્છા થાય છે, અગ્નિ હોલવવાને ઉડી જાઉં હવે પ્રાણમાં વિરહની વેદના સહન થતી નથી. પ્રાણ પણ પ્રેમમાં ભૂલીને હવે હું મત્ત થઇશ ના. હાય જગદીશ! અભાગિયણના ઉપર જરા પણ દયા થઇ નહિ. પહેલા કેવી હતી અને હમણાં દહાડે દહાડે કેવી થંઇ ગઇછું. વિધાતા! તારા મનમાં શું આવું હતું? મારી દશા કેવી થઇ! અરે પ્રાણ જાય છે! રહેવા દે, રહેવા દે. હા, હા, હું શામાટે રોવું?"

રજની બાબુ આશ્ચર્ય પામતો વિંધ્યવાસિનીની બધી વાત સાંભળવા લાગ્યો અને તેના આચરણ જોતો જોતો વિચાર કરવા લાગ્યો. પતિ પરાયણ સતી નારીનું ચંચળ મન સાગરનું પાણી થોડી ભરતીથી ઉછળે છે. વિયોગરૂપી આગ ભયાનક છે, એકવાર સળગી ઉઠયાથી હોલવાતી નથી. સ્ત્રીની ઉન્મત્તતા દે-

વી રીતે દૂર થાય. આ બધાનો વિચાર કરતાં કરતાં-માં હોડી ઘણે છેટે આવી પહોંચી; સંધ્યા વખતે હોડી ગોવિંદપુરની નદીની સામે આવી. ખારવાઓ ખુશીથી નાચવા લાગ્યા. લગભગ પહેલી રાત્રે હોડી ગોવિંદપુરના ઘાટ ઉપર જઇ પહોંચી. રજની બાબુ ઉન્મત્ત વિંધ્યવાસિનીને લઇને પોતાને ઘેર ગયો-

---

## પ્રકરણ ૭ મું.

### આરોગ્ય.

રજની બાબુ ગોવિંદપુરમાં આવીને ઘણી મહેનત લઇને વિંધ્યવાસિનીની દવા દારૂ કરવાનો આરંભ કર્યો. વિંદુને બીજી તરફ મન લગડાવા માટે લોક લગાડયા; સારૂં ખાવાનું, સારાં કપડાં મેળવવા લાગી, લાયક વૈદ્ય આવીને માથાનો દોષ સુધારવાની યત્ન કરવા લાગ્યો. વિંધ્યવાસીનીને માટે રજની બાબુને પુષ્કળ પૈસા ખર્ચ થવા લાગ્યો.

ગોવિંદપુરની સારી હવા પાણીથી અને વૈદ્યના ઉત્તમ ઔષધથી વિંધ્યવાસિનીનાં દહાડે દહાડે ગાંડાઇનાં લક્ષણ જતાં રહ્યાં.

રજની બાબુ વિંધ્યવાસિનીને પોતાની કન્યાની પેઠે

પાળવા લાગ્યો. વિંદુનો રોગ મટવાથી રજનીબાબુને વિમળ આનંદ થવા લાગ્યો. ત્રણ મહિના પછી વિંધવાસિની સંપૂર્ણ આરોગ્યતાને પામી; આ ત્રણ મહિનામાં એક દહાડો પણ શરતૂચંદ્રની વાત મનમાં આવી નહિ.

એક દહાડો વિંધવાસિની રજનીબાબુના ઘરના એક નિર્જન ઓરડામાં એકાએક આવી. તે ઓરડામાં ફક્ત બે બારણા છે, એ પાસેના પુષ્પોદ્યાનની તરફ અને બીજું અંતઃપુરની તરફ છે. વિંધવાસિનીએ પહેલા બારીની આગળ બેસીને ચારે તરફ જોવા લાગી.

આસપાસ નિહાળીને જોયું તો બગીચો અપૂર્વ દીઠો, ચારે બાજુએ નાના પ્રકારનાં ઝાડની હાર છે. વચ્ચે વચ્ચમાં એક તળાવ છે. તળાવમાં અનેક પદ્મફૂલ છે, ભમરાઓ અભિમાનથી એકઠું થયલું મધ ચુસે છે,—સરોજિનીનાં મનપ્રાણ હરી લે છે. પાણીમાં માછલાં ક્રીડા કરે છે, તરે છે, ખુશીથી તળાવનું પાણી નાચે છે. પાણી અભિમાન શૂન્ય થઇને નાચે છે, એક તરંગના પછી બીજો તરંગ આવીને તેઓનો હર્ષ વધારે છે. પાણી કંપાયમાન થાય છે, શૈવાળ તેની જોડે હસે છે અને એક બાજુએ ખસે છે. નલિનીઓ પાણીની સાથે હળીને નૃત્ય કરેછે, ભમરાઓ તેઓને માનિની કહીને ઉપેક્ષા કરે છે, પાસે જતા

નથી. થોડીકવારે વિંધવાસિનીની નજર બીજી તરફ ગઇ. તેણે જોયું, વૃક્ષો નિસ્તબ્ધભાવથી ઉભેલા છે, વખતો વખત એક બે પાતરાં ઝાડ ઉપરથી ખરીને જમીન ઉપર પડે છે. છુપી રીતે શીતલ વાયુ મૃદુ-મૃદુ ભાવથી વૃક્ષોમાંથી ચાલે છે, તેમાં પલ્લવો કંપિત થાય છે; વિકંપિત પાંદડાંના મારથી એક જાતનો શબ્દ થાયછે, અને તે શબ્દ દૂરના નિર્જન કલકંઠના મધુર સ્વરમાં ભળીને આશ્ચર્યધ્વનિ ઉત્પન્ન થતો હતો. તે શબ્દ લઇને વાયુ આવતો. ફરી વિંદુના શરીરમાં વિલીન થાય છે,—નિઃસ્વાર્થ ભાવથી ફરી છેવટના પુષ્પોનો વાસ લાવીને નાકના છિદ્રમાં પ્રવેશ કરવા લાગ્યો. સુસ્વરવાળો મલયાનિલ તેના કાનમાં પ્રવેશ કરવા લાગ્યો; રમણિય વિચિત્ર શોભાવાળા પુષ્કળ દેખાવો આવીને આંખની દૃષ્ટિને અજ્ઞાતસારે રોકવા લાગી ! એ સર્વમાં વિંધવાસિની ભૂલી, એકાએક તેનું મન વિચારના વેગથી ઉછળ્યું, તેનું મન બીજી તરફ દોડયું, મનની સાથે ઇન્દ્રિયોનું ઐકય ન થવાથી ઇન્દ્રિય પરિતૃપ્ત થતી નથી, તેનું મન બીજી તરફ છે, તેથી તે બધું વિસરી ગઇ. વિચાર કરતાં કરતાં વળી વિચાર કરવાની ઇચ્છા થવા લાગી; ઇચ્છા અપૂર્ણ અવસ્થામાં હૃદયમાં વિલી-

ન થઈ નહિ, વળી વિચાર કરવા લાગી,, જોયા છતાં પણ મને વિચાર કરવાનું છોડયું નહિ, વળી વિચાર ઉત્પન્ન થયો, વસંત, મલયાનિલ, વળી કોકિલ તેથી જોનની તૃપ્તિ થઈ નહિ, વળી વિચાર કરવા લાગી.

મનની તૃપ્તિ થતી નથી, તે તે સમજવા, લાગી, પણ શા માટે મન તૃપ્ત થતુ નથી! જોતાં જોતાં આંખ ની તૃપ્તિ થઇ; સુંદર અવાજ સાંભળતાં સાંભળતાં કાન બહેરા થયા, સુવાસની સગંધથી નાકની આસ્વાદન શક્તિથી વંચિત થઇ, વિચાર કરતાં કરતાં મન નિસ્તેજ થયું તથાપિ મન તૃપ્ત થયું નહિ. તૃપ્તિ કેમ થતી નથી! તે વિંધવાસિની સમજી શકી નહિ; સમજવા પામ્યાથી ઇચ્છા અપૂર્ણ રહેત નહિ, વળી વિચારના તરંગમા શરીરને તરતુ કરીને ડોલા ખાવા લાગી.

દિવસ જવા આગ્યો, સૂર્ય દેવ લાલ લોચનથી પશ્ચિમ શિખરપર આરોહણ કરીને પોતાનો ગંભીરભાવ જગતમાં પ્રચાર કરવા લાગ્યો. રશ્મી ઉજવલ છતાં ઝાંખા છે; તીક્ષ્ણ છતાં કોમળ છે. ઉત્પત છતાં શીતળ છે; પ્રકાશમય તથાપિ નિર્વાણોન્મુખ થઇને પૃથ્વીમાંના બધાને મત્તાવી નાખવા લાગ્યો. અસ્તમિત સૂર્યની તે રાત્રિ, વૃક્ષોને છોડીને તળાવમાં પડી, તળાવે અપૂર્વ શોભા ધારણ કરી, સરોજિનીઓ તે

રશ્મિથી શોભિત થઇને નિર્વાણોન્મુખ પ્રદીપની પેઠે શોભા આપવા લાગી, માછલાં પાણીના ઉપર આવીને તરતા ફરવા લાગ્યા. ધીરે ધીરે ઉજ્વળતા વધારે ઝાંખી થવા આવી, પૃથ્વી સમયાનુસારિણી સાજમાં સજ્જિત થઇ.

વિંધ્યવાસિની એકાગ્ર મનથી જોવા લાગી, સૂર્યની છેલ્લી રશ્મિ પાણીની ઉપર વિસ્તારી પડે છે, પાણી કંઇક પવનથી હાલેછે, તે કંપિત પાણી મોતીના જેવું હસમસે છે. એકાએક એ ભાવ તિરોહિત થયો. ધૂળ ઉડી. પૃથ્વી એ દુઃખનો પોશાક પહેર્યો. પંકોજિની ઝાંખી પડી. તળાવની આનંદની લેહેરો પાણીમાં વિલીન થઇ ગઇ. ગંભીર ભાવ ચોતરફ વિરાજ કરવા લાગ્યો. પક્ષીઓ એકદમ ગોધાટ કરીને પાછાં મૂંગાં થયાં. જગત્ નીરવ છે, પ્રકૃતિ દેવીની શાંતિ ક્યાંથી પણ ભંગ થતી નથી. વિંધ્યવાસિનીના મનમાં શોક ઉત્પન્ન થયો, તેથી તે રોવા લાગી.

ગીત પૂરૂં થતાં ન થતાંમાં આંખ મીચવા આવી. દાસી ગુપચુપ ઓરડામાં દીવો સળગાવીને ચાલી ગઇ. રજની બાબુએ સાંઝની હવા ખાતા ખાતા વિંધ્યવાસિનીનો સુમધુર અવાજ સાંભળ્યો. તે હળવે હળવે પગલાં ભરતો ભરતો એક ફૂલના માંડવામાં છુપાઇને ઉભો રહ્યો.

સંગીત પૂરૂં થયું; વિંધ્યવાસિની પ્રાર્થના કરવા લાગી, "જગત્ જીવન! દાસીની ઇચ્છા તેં પૂર્ણ કરી નહિ. દહાડે દહાડે દિવસ ગયા, પરંતુ અતર હજીસુધી શુદ્ધ થયું નહિ. પાપલિપ્સા હૃદયમાંથી ગઇ નહિ; તારી આગળ કેટલીવાર રોઇ, પરન્તુ જન્મ દુઃખિનીના ઉપર કૃપાળુ થયા નહિ! જગદીશ! મારૂં આ સૂકુ હૃદય લઇને પ્રલોભન પૂર્ણ સંસારમાં રહેહેવાનું ફળ શું? દયામય! આધિનના ઉપર કૃપા દૃષ્ટિ કરવા છતાં પણ કરી નહિ, મારા મનને ફેરવ્યા છતાં પણ ફેરવ્યું નહિ. દુઃખમાં દહાડા ગયા પણ જો આ મન અસુખી હોત, તોપણ મનને સમજાવી શકત. પણ તેમ તો થતું નથી! આમ જે તો મને આટલું કષ્ટ શામાટે છે? નાથ! ત્યારે કેમ તારા તરફ મારૂં મન દોડતું નથી! સંસારની સેવાની ખાતર શામાટે હું તમને વીસરી જાઉંછું? તારો જે સુખનો ઝરો છે, તેમાં નિમગ્ન ન થતાં પાપ કીચડ સંસાર પાણીમાં આત્મ વિસર્જન આપીને કેમ સુખી થાઉંછું? સંસારમાં સુખ નથી, એ મે પુષ્કળવાર નજરે જોયું છે, તોપણ મન કેમ માનતું નથી? દીનબંધુ! દીનનો બીજો કંઇ ઉપાય નથી, તુંજ એકમાત્ર ભરૂસોછે."

વિંધ્યવાસિનીનાં વાક્ય અસ્ફુટ થવા આવ્યાં. હૃદય-

ના પ્રેમનો ઝરો જોરથી દોડવા લાગ્યો. વાક્ય સીમાવાળા છે, તેથી વાક્યથી બહારના ભાવ પ્રકટ થયા નહિ. વિંધવાસિની નીચે પડી. મીચેલી આંખમાંથી અવિરલ ધારાથી પ્રેમનો ઝરો નીકળવા લાગ્યો. રજની બાજુ ત્યાં બેસીને નિર્જન સ્થાનની ગંભીરતા ઉપલબ્ધ કરવા લાગ્યો.

પેલી બાજુએ સંપૂર્ણ રીતે ફેરફારવાળું થયું. આકાશમાં નક્ષત્રોએ ચંદ્રમાની સાથે દેદીપ્યમાન થઇને અપૂર્વ શોભા ધારણ કરી. તેની કોમળ જ્યોતિ સર્વત્ર વિસ્તારિત થવા લાગી. સૂર્યનું અજવાળું, ગરમી અને પ્રખર સૂર્યકિરણને બદલે પવિત્ર શીતળ કોમળ ચંદ્રની જ્યોતિ પ્રકાશ થવા લાગી, પૃથ્વીનું શરીર તાઢું થયું. સેંકડો અનિર્વચનીય શોભા પળે પળે પ્રકાશિત થઇને જગતના મનને ભૂલાવવામાં નાખ્યું.

ક્ષણકાળ પછી વિંધવાસિનીની આંખ ઉઘડી; ચદ્રની પ્રતિભા તેની આંખની સામે પડી, એકદમ તેના વિચારમાં ફેર પડયો. ઘણીવાર સુધી મૂંગી બેઠી. ગઇ ગુજરીના બનાવો એકના પછી એક તેના સ્મરણ પંથમાં આવવા લાગ્યા; અભાવ પૂર્ણ થયો; એકદમ બોલી, "આ શું શરત્ ચંદ્ર."

શરત્ ચંદ્રનું નામ મધુર જણાયું નહિ, નામ યાદ આવતાં આવતાં તેનું હૃદય કંપાયમાન થવા માંડયું. લોહી નસોમાં જોરથી ફરવા લાગ્યું. નામ ભૂલીને જે સુખ મેળવતી હતી, તેની જોડે સરખામણી કરવા લાગી; તે સુખ મેળવી શકી નહિ. તેણે નામ ભૂલી જવાનો યત્ન કર્યો, પણ તે મનમાંથી ગયું નહિ, અ-પસ્રત થયું નહિ. વિંદુની સર્વથી મોટી ખોટ પૂર્ણ થઈ. વિંદુના શરતચંદ્રે પાછું વિંદુના હૃદયમાં સ્થાન મેળવ્યું.

---

## પ્રકરણ ૮ મું.

### સમદુઃખી.

માલતી દેવી હમણાં ચાકરડી છે. લૂંટારાઓમાં મત ભેદ પકડવાની અને ફરિયાદી થવાના ભયથી બકાઉલ્લા ટેડલે માલતીદેવીને વેચી નાખી. જ્યાં લૂંટારાઓએ જગદીશ બાબુનો મછવો લૂંટયો હતો, ત્યાંથી બે કોશને છેટે એક નાનું ગામ છે ત્યાં હરગોવિંદ ચક્રવર્ત્તી નામના એક બ્રાહ્મણે તેને વેચાતી લીધી. હરગોવિંદ ગોવિંદપુરની ઑફિસમાં સિરેસ્તે-દારછે. માલતી દાસીને ઘરમાં રાખ્યાથી લોકો ખ-

રાખ કહેશે, એ ભયથી તેણે તેને ઑફિસમાં લાવીને રાખી. માલતીદેવીનું રૂપ જોઇને ઘણાકો કહેતા હતા કે કોઇ સારા ઘરની કુલવધૂ નશીબને લીધે દાસી થઇછે. આગલા પ્રકરણમાં એક ઠેકાણે જે ચાકરડીનો પ્રસંગ કર્યો છે, એ ચાકરડીજ હરગોવિંદની વેચાતી લીધેલી દાસી માલતી છે; માલતીએ પોતાની અવસ્થાની વાત આજ પર્યન્ત કોઇની પાસે પણ કહી નહોતી, કોઇ પણ આજ સુધી તે સારી પેઠે સાંભળવામાટે આતુરતા પણ પ્રકટ કરતા નહોતા.

એક દહાડો બપોરનું ભોજન ખાધાપછી વિંધવાસિની બેસીને પુસ્તક વાંચતી હતી. એટલામાં દાસી આવીને કહેવા લાગી, "શેઠાણી! આપને આમ શા માટે જોઉં છું? સર્વદા વિચારમાં રહો છો. મોંપર હસતું નથી, કોઇ જાતની ઇચ્છા પણ નથી. આપ આ વિપુલ ઐશ્વર્યની અધિશ્વરી છો, આપનો ખરો સુખનો સમય છે, આપ આટલા મલિન ભાવથી દહાડા કેમ ગાળો છો?"

વિંધવાસિની દાસીને તુચ્છકારતી નહોતી; પોતાની અવસ્થામાં કોઇને પણ ધિક્કારતી નહોતી, તેથી તે બોલી.—"હું ગરીબ છું, તેથીજ આવી રીતે મલિન ભાવથી દહાડા ગુજારૂં છુ."

દાસી બોલી "મારી પાસે પ્રપંચના કરવાની જરૂર શી?" કહીશ નહિ. એવું જો આપ કહેતે તો હું કંઇ પણ બોલત નહિ.

વિંધવાસિની બોલી, "તમને કહ્યાથી તમે શા માટે વિશ્વાસ રાખો? હું આ હવેલીમાં છું. રજની બાબુ મને ઘણોજ ચાહે છે, તમે ધારી શકો છો કે હુંજ ખરેખરી સુખી છું, ખરી રીતે જોતાં મારા જીવનની જે વાત જાણે છે તે સમજી શકે છે કે મારા જેવી દુઃખી બીજું કોઇ નથી." ગઇ ગુજરી વાતનું સ્મરણ થયાથી વિંધવાસિનીના આંખમાંથી આંસુ પાડવા લાગ્યા, અને ગાલ ભીંજવા લાગ્યા.

દાસી બોલી, "આપને ગઈ ગુજરી વાતનું સ્મરણ થયાથી જો હૃદયમાં કષ્ટ થતુ હોય, તો હવે કહેશો ના. જુઓ મારા જેવી હતભાગ્યણ બીજી કોઇ નથી; હું પહેલા કોણ હતી, હમણા શું થઇ છું પણ શું અદૃષ્ટમાં વિધાતાએ જે લખ્યું છે તે કોણ ખંડન કરે"

વિંધવાસિનીએ પોતાના લુગડાંના છેડાવતે આંખ લુછીને કહ્યું, "તમારી વાત સાંભળ્યાંથી જણાય છે કે તમે પણ મારા જેવી હતભાગિયણ છો; તમને જો તમારી વાત કહેવાની કંઈ હરકત નહોય, તો મારૂં હૃદય તમારી સમદુઃખની વાતથી શીતલ કરો.

દાસીએ સ્થિરભાવથી પોતાના જીવનના બધા બનાવ કહ્યા. હૃદયના પોપડે પોપડે જેટલી દુઃખની વાત સંચિત હતી, દાસીએ તે બધી કહી. વિંધવાસિની દાસીની વાત સાંભળીને શરમાઈ ગઈ; પહેલાં તેનો વિચાર હતો કે મારા જેવું દુઃખી જગતમાં બીજું કોઇ નથી; દાસીની વાત સાંભળીને તે ધારણાનો ભ્રમ દૂર થયો; સમજી કે સમદુઃખીની સંખ્યા આ દુનિયામાં ઓછી નથી; સમજી કે તે જે આગના અન્તર્દાહથી બળતી હતી, ચાકરડીના હૃદયમાં તેના કરતાં પણ ઝેરની આગ વધારે બળેછે, તે સમજીને તેણે પોતાના જીવનની વાર્તા ચાકરડીની પાસે કહી. દાસી અને વિંધ્યવાસિની બેઉની હાલત એક જાતની છે, તેથી બેઉઓએ પરમાત્મીય તરીકે જાણ્યું. ચહાવાનું મૂળ બીજ બેઉમાં વવાયુ; બેઉના જીવન એકમેકને દીલાસા સ્વરૂપ થયા.

માલતીદેવીએ વિંધ્યવાસિનીના જીવનની બધી હકીકત સાંભળીને મનમાં ને મનમાં કહ્યું, ઈશ્વર તમારી વિચિત્ર લીલા કોઇ પણ, સમજી શકતા નથી. તમે એક ઠેકાણે સુખ દુઃખ જોઇને સુખી થાઓ છો. પદ્મને આટલા કોમળ કરીને પણ તેમાં વળી કંટક સર્જન કર્યા છે, ચંદ્રને આટલું પવિત્ર કર્યા બાદ

પણ તેમાં વળી કલંકની રેખા મૂકીછે, અમે અબળા છીએ, જ્ઞાનહીન છીએ, તમારા વિષય શું ધારીએ ?

'વિંધ્યવાસિનીએ બીજું કંઇ કહ્યું નહિ. થોડા અરસામાં બેઉ વચ્ચે પ્રીતિ જન્મી. માલતીદેવી સમજી કે શરત્ચંદ્ર મછવામાં લૂંટારાઓના હાથમાં સપડાયો હતો, તેજ વિંદુનો પ્રાણપતિ છે, સમજ્યા છતાં કંઇ કરવાનું સમાર્થ્ય નહોતું, મનની આગ મનમાંજ બળવા લાગી. દુઃખી વિંદુને પોતાના જીવનનો બીજો એક અધ્યાય ગાળવાનું એક અવલંબન મળ્યું. તે અવલંબન આ માલતી છે.

---

## પ્રકરણ ૯ મું.

### કલંક.

ખરાબ મુહૂર્ત્તમાં રજની બાબુ ભૂલો પડીને દિગન્તવ્યાપી નાની નદીનો આશ્રય લઇને સાગરની પાસેનું વન છોડીને સવારના પહોરમાં પેલો પરોપકારી, નિર્મળ ચિત્તના મહાપુરુષનો સમાગમ થયો; ખરાબ મુહૂર્ત્તમાં હતભાગિયણ, કાળ સાપણીના જેવી વિંદુ તેની હોડીમાં પગ મૂકયો. વળી અનાથ માલતી હરગોવિંદ ચક્રવર્ત્તી ખરાબ ચોઘડીઆમાં સંસારનું

ઝેર પૈસાથી ખરીદીને રજની બાબુના ઘરમાં સંચય કર્યું હતું. માલતી દેવીના ગર્ભથી એક છોકરો અવતર્યો. ગોવિંદપુરના બધા માણસો રજની બાબુની સામે થયા. છેટેના સગાંવહાલાં બધી હકીકત જાણતા નહોતાં, તે પણ રજની બાબુના ઉપર સંદેહ ભરેલા કાગળોમાં તિરસ્કારનો વરસાદ વરસાવવા લાગ્યા. ઉચ્ચ વર્ણથી લઇને નીચ-વર્ણના પણ તેના પવિત્ર, પરોપકાર—રત ચરિત્રમાં કલંક આરોપવા લાગ્યા. રજની બાબુ ક્ષણકાળને માટે પણ પોતાના ચરિત્રના પ્રત્યે દોષારોપનો ભાર ઉપાડવામાં કંટાળ્યો નહોતો; અમ્લાન વદનથી લોકોની મશ્કેરી, તિરસ્કાર અને બોલવું સાખી રહેવા લાગ્યો.

વિદ્યાવાસિનીની પાસેથી રજની બાબુએ જે દહાડે માલતી દેવીની પહેલાની હકીકત સાંભળી હતી, તે દહાડેથી તેને દાસીનો વેશ બદલાવીને સારા ઘરની સ્ત્રીની પેઠે રહેવાને કહ્યું, અને તે દિવસથીજ સારી રીતે માલતી દેવીની સાથે વ્યવહાર રાખવાનો આરંભ કર્યો. કુસંસ્કારવાળા દેશમાં એકાએક પહેલાનો ભાવ બદલાયલો જોઇને લોકો રજની બાબુના પ્રત્યે ઘણા સંદેહવાળા થયા, તે સંદેહમાં માલતી દેવીને પુત્ર અવતર્યો પછી મોટી ગડબડનું રૂપ ધારણ કર્યું.

પોતાની ત્રુટીથી આ બધા કામ થાય છે, તે જોઈને હરગોવિંદ ચક્રવર્તી ખેદિત થયો, તે જાણતો હતો કે રજનીનું ચરિત્ર નિષ્કલંક, પવિત્ર છે; તે માત્ર જાણતો હતો કે માલતીને વેચાતી લેવાની વખતે તેની ગર્ભાવસ્થા હતી. પણ તેની વાત કોણ માને? તે રજની બાબુનો આશ્રિત, પગારદાર કામદાર હતો, તેની સાચી વાતથી કોનો સંદેહ દૂર થાય? થોડી મુદતમાં આખા દેશના લોકો રજની બાબુના ઉપર કલંકનો આરોપ લગાડવા લાગ્યા. પુષ્કળ માણસો રજની બાબુને વિપત્તિમાં નાખવાની તજવીજ કરવા લાગ્યા.

બુદ્ધિમાન માલતી અન્તઃપુરમાં રહીને રજની બાબુની ઉપર આવેલી વિપદનું કારણ સમજવા પામી. સમજી કે આ દુઃખપૂર્ણ પૃથ્વીમાં હતભાગિયણ માલતી દેવી. બે હાથની થોડીક જગા રજની બાબુની આ વિપદનું કારણ છે. કોઈપણ ઈચ્છાપૂર્વક પોતાન કર્મોચિત પાપનું ફળ અથવા અદૃષ્ટનિમિના દૂરપણામાં કલંકનો અંશ પોતાના મસ્તકમાં અર્પણ કરીને સુખમાં સમયાતિપાત કરી શકે છે? કોણ પોતાન જીવન ધારણમાં બીજાની મહા વિપદ જોઇને અશ્રુબધ હૃદયમાં સંસારમાં રહી શકે છે? જે તેમ કરી શકે છે, તે સ્ત્રી નથી, તે આ વિદ્યા—વિશારદ, નીતિ

શાસ્ત્રજ્ઞ, પરદુઃખ-કાતર નિરપરાધિની, પતિ શોકમાં-વિહ્‌વલ માલતી દેવી નથી; તે આ નશીબના ચક્રના ઘેરાના દુઃખ તરંગને ગણકારનારી, અતલ જલગંભી-ર માલતી નથી. માલતીનું હૃદય કંપી ઉઠ્યું; જે મન વારંવાર લૂટારાના જુલમથી પણ અચલ હતુ, તે અ-ચલ મન આજ પરદુઃખથી પીગળી ગયું. માલતી દેવીજ રજની બાબુના આ પવિત્ર સ્વભાવનો કલંક છે એ વાતથી માલતીનાં હૃદયમાં બાણના જેવું ખુચ્યું.

માલતી દેવી મનમાં ને મનમાં વિચાર કરવા લાગી કે સ્ત્રીઓનું મન દર્પણમાંના સ્વચ્છ પાણીના જેવું ચં-ચળ છે. જે મનમાં દુઃખની લહેરો હળવે હળવે, અજાણ્યાં રીતે, અપ્રકાશભાવથી વિલીન ન થાય, તે મન રમણીનું છે. જે પ્રજ્વલિત હુતાશન હૃદય ભ-સ્મથી લાંબો વખત સુધી આવરિત રહીને અક્ષિત ભાવથી નિર્વાપિત ન થાય, તે પ્રજ્વલિત હુતાશન રમણીના હૃદયમાં છે! કેવી અપરિણામદર્શિતા છે! હૃદયનો અગ્નિ શા માટે બહાર કાઢ્યો? જે શરીર અનંત સમય-સ્રોતમાં મળી જશે—તે શરીરની માયા-માં હું આ નાનો તણખો હૃદયમાં ધારણ કરીને ગુ-પ્ત રીતે પતિ રૂપ જપ કરતી કરતી, જીવન સ્રોતનો એક નાનો પ્રવાહ પણ કાપી શકી નહિ! ધિક્ક પડો

મને! ધિક્ પડો મારા મનને! શા માટે દુઃખની વાત મેં જાહેર કરી? શા માટે દાસવત ત્યાગ કરીને ફરી સુખનું મેં અનુસરણ કર્યું? આ ખોટો કલંક દૂર થશે નહિ. આજે હું ઇચ્છા રાખું, તો આ સંસારનો ત્યાગ કરી શકું છું, પણ રજની બાબુનો કલંક નિરંતર રહેશે. મારી વાત પર કોણ વિશ્વાસ રાખશે? જો તેમ કરી શકત, તો આજે જગતમાં મારા જીવનની પરીક્ષા આપવામાં કુંઠિત થાત નહિ; પણ હું હતભાગિયણ છું—મારી વાત કોણ સાંભળશે? હૃદય કેમ જૂદું પડતું નથી? નિરપરાધી નિષ્કલંક ચરિત્રના આદર્શ રજની બાબુ! તેના ચરિત્રમાં દોષનો આરોપ;-પ્રાણ, હમણા તું શા માટે રહ્યો છે! સરળ વિંદુ સંસારનું કંઇપણ સમજતી નથી. ગુપ્ત રીતે ઘણાં માણસો આવે છે, ઘણાં માણસો જાય છે, મનના વિચારો બધાને સ્પષ્ટ કહે છે. ઘણા દહાડાથી તેને ના કહેવાનું કહ્યું છે તોપણ તે સાંભળતી નથી, સંસાર વિંદુને સંપૂર્ણ રીતે અજાણો છે.

દુઃખી વિંધ્યવાસિની દહાડા ગણે છે, મહિના ગણે છે, ક્યારે સાધક આવશે? ક્યારે મનોવાંછા પૂર્ણ થશે? રજની બાબુની આ વિપદની વેળાએ વિંદુનાં હૃદય મન સ્થિર થયાં; સંસારમાં એક પળ પણ રહે-

વાની ઇચ્છા થઇ નહિ; શું કરે, સાધકે કહ્યું છે,—"આત્મહત્યા કરવી એ મહાપાપ છે." આ વાક્ય હૃદયમાં ઠસી ગયલાં હતાં. દરરોજ માલતીની જોડે સદાલાપથી મન સુસ્થ થતું હતું, આ બનાવથી બેઉના મન સૂંવાળાં થઇ પડ્યાં. માલતી દેવીએ વિંધ્યવાસિનીને પોતાની ઈચ્છા પ્રમાણે ઠપકો આપ્યો, વિંદુએ માથું નમાવીને બધા દોષ પોતાના માથા ઉપર ઓરી લીધા; જરાપણ તે ક્રુદ્ધિત થઇ નહિ; તે છતાં માલતીનું મન સ્થિર થયું નહિ, વિંદુ વળી દહાડા ગણવા લાગી. આમ કરતાં કરતાં એક વર્ષ પૂરૂં થયું. આ એક વર્ષમાં રજની બાબુનું મન એક દહાડો પણ કંટાળ્યું નહિ; માથું નમાવીને સર્વ પ્રકારની નિંદા, તિરસ્કાર માથા ઉપર ઓરી લીધાં. એક વર્ષ પૂરૂ થયું, વિંધ્યવાસિની અને માલતી સાધકની વાટ જોવા લાગ્યાં; મનમાં ને મનમાં વિચાર કર્યો, સાધક આવ્યાથી રજની બાબુનો આ કલંક દૂર થશે. એક વર્ષ પૂરૂં થઇને એક અઠવાડિયું ગયું, તોપણ સાધક આવ્યો નહિ; વિંધ્યવાસિની પાછી ઉન્મત્તના જેવી થઈ પડી, રજનીબાબુ જરા આશ્ચર્ય પામ્યો.

સાધકને આવતા વિલંબ થયો, પણ દિવસ બેસી રહ્યાં નહિ, પૃથ્વી નિરંતર ફરીને દહાડાના ઉપર દહાડા-

ની લીલા રમત જોવા લાગી. આમ એક મહિના વહી ગયો. સાધક એકાએક ત્યાં આવી પહોચ્યો. જ્યારે સાધક આવ્યો. ત્યારે મોટા વિપદ સાગરનો એક મોટો મોજો આવીને રજની બાબુને, માલતી દેવીને અને વિંધવાસિનીને સંસારના વિભિન્ન પ્રણાલીમાં તેણે મચડી નાખ્યા. સાધકે ઘણો યત્ન કર્યો તે છતાં વેગ થોભાવીને ફરી બધાને એકાત્મ કરવામાં સમર્થ થયો નહિ.

---

## પ્રકરણ ૧૦ મું.

### મહોબત નથી! પણ પ્રેમ.

હમેશની દુઃખી નિરદાના જીવનના બે અધ્યાયનો વિચાર કર્યો છે, ત્રીજા અધ્યાયમાં તેના મનની અવસ્થા કેવી રીતની છે તે જોઇએ.

દુનિયામાં શા માટે ફૂલ ખીલે છે? જડ પ્રકૃતિ પરમાણુના સંઘટનની સૃષ્ટિ છે, પરમાણું સમિલનથી માટીની અંદર બીજમાંથી ઝાડ ઉત્પન્ન થયું; તે ઝાડથી ફૂલથી ફૂટયું, કોઈ ફૂલથી વળી બીજ વવાયું. કોઇ ફૂલ કવખતે ખીલીને કરમાઇને માટીમાં મળી ગયું માનવાના કોમળ હાથના સ્પર્શથી કવખતે જે પુષ્પ પ્રસ્ફુટિત થાય છે, તે ફૂલના સંબંધી કહેતા નથી. જે ફૂલમાં હાથનો

સ્પર્શ થતો નથી, જે પુષ્પપર ભ્રમરા ઉડીને મધચૂસતા નથી, તે ફૂલને તપાસીને જુઓ, સમજશો—અધા ફૂલમાંથી ફળ ઉત્પન્ન થતા નથી, એક સૂકાય છે. એકથી ફળ થાય છે, એક ભૂતમાં ભળે છે, એક રથાયી થવાથી બીજ ઉત્પન્ન કરે છે. આવા બે જાતના ફૂલ આપણે જોઇએ છીએ,—એઓ કેમ ખીલે છે? અમે કહીએ છીએ કે, એક ખીલેછે સંસાર ના ભલા માટે; બીજો ખીલે છે પોતાની વાસના પૂર્ણ કરવા માટે, આ બે ફૂલનુંજ સુખ છે, બેની વાસના પૂર્ણ થાય છે. જે ફૂલ કવખતે સૂકાય છે, તે કદી પણ દેવ—અંગમાં શોભા પામતા નથી. કિયા પુષ્પનું જન્મ લેવું સાર્થક થાયછે તે અમે જાણતા નથી.

હંસ મરગી ઇંડાં મૂકે છે, પણ બધાં ઇંડાંમાંથી બચ્ચાં થતાં નથી, કેટલાક નાશ પામે છે, માણસ ખાય છે, કેટલાક ફૂટયાથી બચ્ચાં નીકળે છે. આ બે જાતના ઇંડાંમાં કિયા ઇંડાંના જન્મનું સાર્થક થાય છે, તે અમે જાણતા નથી.

જડ જગત છોડીને જીવ જગતમાં પ્રવેશ કર્યાથી પણ નજરે પડે છે, અહિં ફૂલ ખીલ્યાથી ઇતર પ્રાણીઓનું સંમિલિન થવાની રીતિ છે, પણ તે મુકરર ઉપયુક્ત સમયમાં કવખતે રિપુને પૂરા પાડવા માટે

વિશેષ યત્ન ઇતર પ્રાણીઓમાં નથી.

મનુષ્ય ચરિત્રમાં સંપૂર્ણ રીતે જૂદાપણું જોવામાં આવે છે. માનવ જીવ શ્રેષ્ઠ, ઉચ્ચ પ્રવૃત્તિ અને સદ્ગુણ ભૂષિત, ફૂલ ખીલવાનો વિલંબ એઓને સહન થતો નથી; કમખત ખીલાવીને યથારીત્યનુસારે રૂપુ ચરિતાર્થ કરવું એ તેઓના જીવનનો ઉદ્દેશ હોય છે.

ફૂલ ખીલે છે, યોગ્ય સમય પછી તે અસ્ફુટ રહેતું નથી, પણ ખીલે છે શા માટે? શું બીજાની સેવા માટે, કે ફળ ઉત્પન્ન કરવા માટે! ફળ ઉત્પન્ન પરમાણુ સમષ્ટિ મિલિત થવાનો મુકરર સમય નિર્દ્ધારિત છે; એ વખતે જે થવાનું હોય તે કરવું તેમાં કંઇ વાંધો નથી. લાયક વખતે સ્ત્રી પુરુષના મિલનને અમે દોષમાં ગણતા નથી; પણ જ્યારે ત્યારે માણસ કેમ રિપુનો ગેરઉપયોગ કરે છે, તે અમે સમજતા નથી. પ્રકૃતિના અપરિહાર્ય નિયમ કહાપર અમે વિશ્વાસ રાખતા નથી, અથવા પરમાણુ પરિચાલનાને માટે ઈશ્વરે માનવના રિપુને સૃજન કર્યા નથી. અભ્યાસથી માણુસ પોતાનો વેગ રોકી શકતા નથી; તે દોષ શું ઈશ્વરનો છે?

દુર્બલ મનની ધારણા પ્રમાણે હાલના લોકોનો આવો વિશ્વાસ છે કે, ખીલેલા ફૂલમાં પરમાણુ ન મે-

ળવ્યાથી ફૂલ કવખતે સૂકા થઇને તેના અસ્તિત્વથી દૂર થાય છે. નહિ—વિશ્વાસ આવો નથી. આ જાતનો વિશ્વાસ હોય, તો અમે કહેત કે ભલે સૂકાઇ જાય, અથવા પરમાણુ-મિલનનું પ્રયોજન શું? સમાજ-વિજ્ઞાનના દાસોનો વિશ્વાસ છે કે-ફૂલ ખીલ્યાથી પરમાણુ મળવા, હમેશના અભ્યાસથી દુર્બલ મનની નકામી વાત છે, અમે વિશ્વાસ રાખતા નથી. અમે કહીએ છીએ કે અભ્યાસ જો આ ઠેકાણે ક્રીડા ન કરે, તો ફૂલ ખીલીને વાયુમાં મળશે, પરમાણુ ગ્રહણ કરશે નહિ. અથવા પરમાણુને દૂર રાખીને જુઓ, તે ફૂલ બીજા ગુણથી વંજિત ન થતાં, અનાયાસે પૂર્ણ સુગંધ વિસ્તાર કરીને ચાલ્યા જશે, પરમાણુ મેળવવા ફૂલને જરા યત્ન પડશે નહિ. દુનિયામાં સંભળાય છે કે મનુષ્યની જવાનીનો કાળ ઘણો ભયાનક છે; પુસ્તકમાં વાંચીએ છીએ કે આ વખતે હિતાહિતનું જ્ઞાન નાશ પામે છે. એનું એક કારણ અભ્યાસ છે. આ અભ્યાસથી લોકો મત્ત થઇને દિશાશૂન્ય થાયછે. જે જુવાને કદી પણ સંસારનું ચિત્ર જોયું નથી, તે જુવાનના સ્વભાવની પરીક્ષા કરો, તો જોશો કે તેની મત્તતા નથી, તેનું ખીલેલું યૌવન ઉજ્વલ શોભા આપે છે, પણ મનુષ્યને હિતાહિત જ્ઞાન-શૂન્ય કરતો નથી.

મનુષ્ય મનમાં જે વૃત્તિયો ઉત્પન્ન થયલી છે, તેને યથાયોગ્ય રીતે પરિચાલન કરવી એ જરૂરની છે તે અમે માનીએ છીએ. પણ અવસ્થાભેદથી બધાના જીવનમાં સર્વ વૃત્તિ એકસરખી પરિચાલન નહિ થયાથી કંઈ હાનિ થતી નથી. વળી વૃત્તિ વિશેષની પરિચાલના વધારે થયાથી બીજી વૃત્તિની પરિચાલના તદ્દન ન થયાથી પણ કંઇ કષ્ટ થતું નથી. વૃત્તિની સાથે રીપુઓનો સંબંધ મળે છે, તેથી રિપુ સંબંધમાં પણ આ લાગુ પડે છે.

વિવાહના ઉદ્દેશ બે છે—પહેલું એક વૃત્તિની પરિચાલના, બીજો રિપુની ચરિતાર્થ સાધન આ બેમાં એકને મોટપણું આપ્યાથી બીજાનું અસ્તિત્વ લોપ થાય છે કામી માણસ પ્રેમને જાણતો નથી, પ્રેમિક કામનું નિર્યાતન શું છે તે સમજતો નથી. પ્રેમ જે વિવાહની મતલબ છે, તે વિવાહ જ વિવાહ છે. વળી બીજી તરફ પુરુષ સ્ત્રીની પાસેથી પ્રેમનું શિક્ષણ મેળવે છે; માનવનો આ પ્રેમ બધા બ્રહ્માંડમાં વિસ્તારિત થાય છે, તે માનવ પ્રેમ વિહ્વલ, રિપુ શૂન્ય—મહાદેવ છે. કામરિપુએ જેઓના ઉપર એકાધિપત્ય માલેકપણું વિસ્તાર્યું છે, અમે તેઓના દાખલા લઈશું નહિ, કારણ તેઓ લગભગ પ્રેમ વિનાના છે.

જેને શુદ્ધ પ્રેમ કહેછે, તે કામી માણસમાં નથી. જેઓ પ્રેમિક છે, તેઓના ઉપર નજર ફેંકો તો જોશો કે પ્રેમની વિમળ જ્યોતિથી તેઓ નિરંતર કામ શૂન્ય થઇ રહે છે. અમારા કહેવાનું પ્રમાણ ઇચ્છતા હો તો ઇશુખ્રિસ્ત, ચૈતન્ય અને મ્યાટસિનિનું જીવન અધ્યયન કરો. અમારો પક્કો વિશ્વાસ છે કે, પ્રેમિક જીવનમાં રિપુનો અતિ અલ્પ વિકાશ થાય છે.

પ્રેમ વિનાનું જીવન પાશવ જીવનની તુલના જેવું છે. બીજા પ્રાણિયો અને જીવશ્રેષ્ઠ માનવમાં પ્રભેદ આ છે કે પ્રાણિયો પ્રેમ વિનાના છે, વૃત્તિ વિનાના છે; માનવ પ્રેમને માટે આતુર છે, વૃત્તિયોનો ઉત્તમ વિકાશ એઓના અંગનું ભૂષણ છે. જો કમેટના મતનું અનુસરણ કરીને આ વિશ્વ બ્રહ્માંડનું અધિપતિને છોડીને સ્ત્રીની પાસેથી પ્રેમ શીખવવા માટે, આ માનવ જન્મ બીજાના હાથમાં સોંપાય, તો તેની અમે અપ્રશંસા કરીશું નહિ. વાંચનારાઓ વિવાહ કરો, સુખી થાઓ. પણ જો કેવળ પાશવ રિપુના દાસ થઇને તેને પૂરો પાડવા માટે અડધી ખીલેલી સ્ત્રીની સાથે મળો તો સાવચેત,—તમને વિવાહ કરવાની જરૂર નથી; દેશમાંથી સતીપણું કાઢી નાખો, પશુની પેઠે વિચરણ કરીને રિપુને ચરિતાર્થ કરો.

જાતીય જીવન અંધકારમાં ડૂબે તો ભલે ડૂબે તેમાં તમને શું? સમાજ ઉશૃંખલ થાય તેમાં તમને શું ? તમને શું તેનો વિચાર છે? રિપુની ઉત્તેજનાનું પ-રિણામ જે વિવાહ છે, તે વિવાહ વિવાહજ નથી, તે પશુવૃત્તિ છે. વળી જો મનુષ્યત્વ ઇચ્છો, તો પ્રેમ શિક્ષણને જીવનનું વ્રત-પ્રેમ શિક્ષણને જીવનનો સર્વથી મોટો ઉદ્દેશ કરો, અડધો માનવી અને અડધા પુ-રુષના સમ્મિલન પૂર્ણ માનવનું અવયવ સૃજન કરો, લાયક વખતે પરમાણુમાં પરમાણુ મળી જશે. જ-ગતનો ભવિષ્ય વંશ ધ્વંશ થશે નહિ. વળી ન થાય તમે સંસારની જ્વાલા યંત્રણા સમજ્યા છો—સંસારમાં અપરિહાર્ય વિષમય રીતિનીતિ શિક્ષણનું મેળવ્યું છે, વિવાહ કરવામાં શું તમારી ઇચ્છા નથી? પૃથ્વીમાં શોધો, પ્રેમ શિક્ષાનું સ્થાન સીમા બદ્ધ નથી. આ-કાશમાં નક્ષત્ર મંડળ, વૃક્ષફળ ફૂલજ અરણ્યમાં પશુ પક્ષી, પાણીમાં જલ જંતુઓ, જગતમય પ્રેમનો બ-જાર. વળી જો તેની પણ ઇચ્છા ન હોય, તો જગત્ શ્રેષ્ઠ પ્રેમમય ઇશ્વરને દૃઢપ્રેમની બાંધો: રિપુની વે-દનાથી છુટશો.

અમે નીરદાના જીવનના ત્રીજા અધ્યાયની આ-લોચના કરવાની આગમજ સામાન્ય ફૂલના દૃષ્ટાંતથી

આરંભ કરીને માનવ જીવનના પ્રધાન ઉત્કૃષ્ટ સાધન પ્રેમ શિક્ષણમાં આવી પહોંચ્યા છીએ. હમણાં નીરદાના પ્રેમ પ્રધાન જીવન કુટિલ માર્ગમાં ચાલનાર સંસારની મહોબતથી દૂર કરીને પણ કેવી રીતે સુખ ભોગવ્યું હતું, તે દેખાડવાનો યત્ન કરીએ છીએ. નીરદાની આ જુવાની, જુવાનીમાં જેટલી સત્પ્રવૃત્તિ જેટલી પ્રબળ વેગથી દોડેછે, તેટલી બીજા કાંઇ પણ સમયમાં દોડતી નથી. વૃદ્ધ સાધક અને જુવાન સાધકના જીવનમાં ઘણો ફેર જોવામાં આવેછે જુવાન સાધક, જેને માટે સાધના કરેછે, તેનો અંત જ્યાં સુધી ન જોય, ત્યાં સુધી તે દોડતો નથી. અમે સાધક શ્રેણીને કેવળ ધર્મ જીવનમાં બાંધતા નથી; સાધક ઘણી જાતના હોયછે. કોઇ રૂપનો સાધક હોયછે, તો કોઇ પ્રેમનો સાધક હોયછે; કોઇ ઐશ્વર્યનો સાધક છે તો કોઇ વિદ્યાનો સાધક છે, કોઇ સમાજનો સાધક હોય છે તો કોઇ રાજનીતિનો સાધક હોયછે; અવસ્થા ભેદથી, રુચિભેદથી સંસારમાં નાના પ્રકારના સાધક દીઠામાં આવેછે. અમે આ બધો જાતના સાધકના સંબંધમાં આટલું કહીએ છીએ કે યુવક સાધક સાધનાનું ફળ મેળવવા માટે ઊંડા પાણીને ભેદીને પાતાળમાં જવાને તે અચકાતો નથી.

સાધનોનું ફળ મેળવવા માટે ભારે આગના કું ડમાં કુદીને મરવામાં પણ તે ડરતો નથી. વૃદ્ધની સાધના જેવી રીતે પહેલી હોય છે, તેવીજ રીતે ચાલે છે; ત્યાં સુધી તેવોજ ચાલે છે; ફળ ગમે તો મળે તેમાં તેનું કંઇ અંગ વિલક્ષણ થતુ નથી. જે કહીએ છીએ, નીરદાનું યૌવન-ફૂલ ખીલવા સંબંધી કહેવું હોય તો કહો તેમાં હાનિ નથી, પવિત્ર ફૂલ ખીલ્યું છે-પણ ભ્રમરાઓ નથી, ગુજરવ નથી, સંસારના કીડાને એ અસ્પર્શ ફૂલને અડકવાની શક્તિ નથી. નીરદાનું મન અચલ છે, હિમાદ્રિશેખર સ્થાનચ્યુત થઈ શકે, પણ શરત્ચંદ્રના નાશી જવાના પછી જે મંન મજબૂત થયું છે, નીરદાનું તે મન ડગવાનું નથી. તે વેળાએ નીરદા છોકરી હતી, ત્યારે મન કોમળ હતુ, તેથીજ શરત્ચંદ્રના અદર્શનથી તેના હૃદયમાં એકીવારે તરંગ ઉઠ્યો હતો. પણ આજે તે ભાવ નહોતો. વિંધવાસિનીના નાશી જવાના સમાચાર નીરદાએ અચલભાવથી સાંભળ્યા, મનનો જરાપણ ફરક જણાયો નહિ, પ્રબળ તુફાન વારંવાર આવ્યાથી નીરદાનો યોગ ભંગ થયો નહિ. નીરદાનું મન પહેલા સંસારમાં હતુ, સંસારની વિપત્તિ, સંસારના દુઃખથી તે વેળાએ મન અસ્થિર થતુ હતું, હમણાં

મન પક્ષી સંસાર છોડીને ઉપર ગયું હતું. જે લક્ષને તાકીને ચૈતન્યે વિશ્વવિસ્તૃત પ્રેમમાં મુગ્ધ થયો હતો, તે લક્ષ નીરદાનું અવલંબન હતું. નીરદા સંસારમાં કંઈ પણ ચહાતી નહોતી; ખાવાનું આપ્યાથી તે ખાતી હતી, ખાવાનું નહિ આપ્યાથી અનાહારે પોતાના જીવનની સાધનામાં નિરંતર મંડી રહેતી હતી.

હાલમાં અવિનાશચંદ્ર નલિનીને લઇને ઘર આવ્યો છે, નીરદાના હૃદય તલાવમાં એકવાર એક હર્ષનો તરંગ આવ્યો, વળી ક્ષણ કાળ પછી તે વિલીન થઇ ગયો. નીરદાએ કરુણ સ્વરથી પૂછ્યું, "નાના ભાઇ! ભાઇના કંઇ સમાચાર મળ્યા છે? જવાની વેળાએ તમારી જોડે મુલાકાત શું થઈ હતી? જવાની વખતે તેમણે શું કહ્યું હતું?"

અવિનાશચંદ્રે કહ્યું, "બહેન! ભાઇએ કહ્યું હતુ કે, નીરદા અને વિંધ્યવાસિનીના જીવનનો ભાર તારા ઉપર સોંપ્યો છે. તેઓને જોજે."

નીરદાએ ફરી પૂછ્યું, "તે શું હવે આવશે નહિ? હમણાં તે ક્યાં છે?"

અવિનાશે કહ્યું, "આવશે. કે નહિ તે કહી ગયા નથી. હાલ તે કાનપુરમાં છે, તેમણે તમને એક કાગળ લખ્યોછે?"

નીરદાને તે કાગળ જોવાની જેટલી જોઇએ તેટલી ઇચ્છા કરી નહિ, તે બોલી, "વિંદુ આ સંસારમાં કુદી પડીછે તે શું તમે સાંભળ્યું ?"

અવિનાશે કહ્યું, "હા સાંભળ્યું છે, શું કરૂં ? તે કંઇ સ્થિર કરી શકતો નથી. વિંધ્યવાસિની જવાની, વખતે તમને કંઇ કાગળ લખ્યો હતો ?"

નીરદાએ કંઇ પણ ન કહેતાં વિંદુનો પત્ર અવિનાશચંદ્રના હાથમાં આપ્યો. અવિનાશચંદ્ર તે વાંચીને જરા વિચારમાં પડયો. પછી વિચાર કરીને બોલ્યો, "બહેન ! તમે ભાઇનો કાગળ જોવાને માગ્યો નહિ ?"

નીરદા બોલી, "ભાઇનો પત્ર ક્યાં છે તે આપો જોઇએ."

અવિનાશચંદ્રે પત્ર કાઢીને નીરદાને આપ્યો. નીરદા વાંચવા લાગી.

સ્નેહપાત્ર બહેન ! હૃદયને પથ્થરમાં બાંધીને મોતને સંસાર સમુદ્રમાં તણાવી દીધું છે; મારૂં હૃદય પથ્થરા જેવું સખ્ત છે. પણ દેશમાં રહીને શું કરૂં ? જો સમજત કે તારૂં મન સંસારમાં ફરવા માટે આતુર છે, તો પ્રાણ પણ કરીને સમાજ બંધનમાં પગ કાઢીને તને સંસાર બંધનમાં બાંધત; પણ જોયું કે તારૂં મન સંસાર છોડીને જવામાં ઉત્સુક છે, તને તે પિ-

જશામાં શા માટે બાંધુ ? સંસારમાં શું સખ છે ? તુ થોડા અરસામાં જે વિમળ સુખની અધિકારી થઇશ, સસારમાં તે સુખ મળવાનું નથી. સંસારમાં પાપરૂપી કીડો મનુષ્યની સતૃવૃત્તિઓને છેદન કરવાને તૈયાર છે. તેણે તને જે માર્ગ દેખાડયો, તેમાં નિરાશ થઇશ ના. તે માર્ગમાં કીડાનો ભય નથી, નિરંતર આગળ થા, ટૂંક મુદતમાં વિમળ આનન્દની અધિકારી થઇશ. વળી મેં શું કર્યું છે ? મેં સંસાર છોડયો છે; સંસારમાં હવે જઇશ નહિ, કોણ જાણે છે ? આ શરીર જો દેશને માટે આપી ન શકું, તો મારા જીવનનું શું થશે ? આ ક્ષણભંગુર માનવદેહ જોઇ ચિરસ્થાયી કલ્યાણને માટે નહિ આપી શકુ, તો બીજા શા માટે મનુષ્યદેહ ધારણ કર્યો છે ? મેં સંસાર છોડયો છે, ઈશ્વર કરે ને મને પાછું આવવું ન થાય, ઈશ્વર કરે ને તુ પ્રેમ મયીના પ્રેમ નિકેતનમાં વિમળ આનંદ ભોગવે. મારી આશા રાખતી ના, મારા મનમાં જે આગ હમેશાં બળે છે, હું તે આગમાં આત્મવિસર્જન કરીશ. મારી આશા રાખીશ ના; અવિનાશચંદ્રની તરફ જો. તે મારી ખોટ પૂરી પાડશે. સંસારમાં બેસવા ઇચ્છે, તો તેને કહેજે, સંસાર શૃંખલ તોડીને તને સંસારમાં બેસાડશે. પણ મારી વાત સાંભળ–"સંસારમાં સુખ

મેળવવાળી શોધ કરીશ મા, જે માર્ગ પકડ્યો છે, તે માર્ગથીજ તું અનંતકાલ સુધી સુખ ભોગવીશ. હું રજા લઉં છું. વખતો વખત કાગળ લખજે. આજે જ્યાં છું, ત્યાં હું સર્વદા રહીશ નહિ."

તારો અકૃત્રિમ સ્નેહનો
શરત્ચંદ્ર,

પત્ર વાંચીને પૂરો કર્યો, નીરદા અચલ ભાવથી બેઠી, મન વિચલિત થયું નહિ. અવિનાશચંદ્રે કહ્યું, "બ્હેન! નલિનીની જોડે તમારી મુલાકાત થઈ નથી; આવ, તમારી જોડે તેની ઓળખાણ કરાવી આપું.

નીરદા ગંભીર ભાવથી એક નિશ્વાસ મૂકીને ઉઠી ગઈ.

---

|

# ખંડ ૩ જો.

# પ્રકરણ ૧ લું.

## મુલાકાત.

જેને જોવાને ચાહીએ છીએ, જેને જોયાથી આંખ તૃપ્તિને પામેછે, અમે તેજ જોવા બેઠા છીએ. જે સર્વદા આંખ મનને બળતરા આપે છે, જે ચિત્ર રસ્તામાં, અરણ્યમાં, ઘાટમાં, તળાવને કિનારે, બજારમાં, ઝાડની આડમાં, સૂતામાં, સ્વપ્નામાં બેઠકમાં જોઈ જોઈને એક જાતની તૃપ્તિ (કહો કે વિરક્તિ કહો) થઇ છે, તે ચિત્ર હવે દેખાડવાની વાસના નથી, તે હવે સારૂં લાગતુ નથી. એક વસ્તુ કેટલા કાળ મધુર રહે છે? અંધારી રાત્રિએ શિવમંદરમાં દર્શન, બારીમાં સુંદર છબી, મોટા તળાવની જળક્રીડા, કુન્દનન્દિનીનું રૂપ, જન્માન્ધ રજનીનું મન, વિધવા કુમુદિનીના પ્રેમના ચિહ્ન, સ્વર્ણલતાનો સ્નેહ એ સર્વ જોઈ જોઇને મનની તૃપ્તિ થઈ છે, હવે તે જોવાને સારૂં લાગતું નથી. જ્યોત્સ્નામયી રજનીના સુંદર છાયાનો કોમળ કર સ્પર્શથી લોકનું મન કેવી રીતે ભૂલેછે, તે જોવા માટે

અમે આસન પાથર્યું નથી. એકવાર, બેવાર, ત્રણ વાર જોયાથી જેનું મન ચંચળ થઇ પડે છે? મનોવિજ્ઞાન સંબંધી આ ચિત્ર જોયાથી આપણે આજે ચંચળ થતા નથી. અમારૂં સખ્ત મન અનુરાગનાં ચિહ્ન જોયાથી પીગળતુ નથી, અમે અનુરાગનું સુન્દર વર્ણન કરવામાં અસમર્થ છીએ. અમે જે દેખાડવા બેઠા છીએ, તે શરતચંદ્રનું જીવન છે. શરત્ચંદ્રનું જીવન ગમે તો સારૂં હોય કે નઠારૂં હોય, અમને તેમાં સ્વાર્થ હો કે નહિ હો અમે આવા રસ વિનાના જીવનનો દેખાવ દેખાડવામાં સર્વદા ઉત્સુક છીએ, તેથી ટૂંકામાં બીજા પ્રકરણો પૂરા કરીને પાછું શરત્ચંદ્રના જીવનનો બીજું એક પ્રકરણ દેખાડવા બેઠા છીએ.

કલકત્તામાં શરત્ચંદ્રના જેટલા મિત્રો હતા, તેમાં ધનપત્સિંહ નામનો એક પંજાબી સિપાઈ હતો. ધનપત્સિંહની જોડે શરત્સિંહને કેવી રીતે ઓળખાણ થયું હતુ તે વિષય હમણા અમે કંઇ કહીશું નહિ, કહેવાનો સમય આવશે, ત્યારે કહીશું, નહિ તો મનની વાત. મનમાંજ રાખીશું! ધનત્સિંહ પહેલા અંગ્રેજ સરકારની નોકરીમાં હતો, લગભગ એક વર્ષથી ઈચ્છાપૂર્વક તેને નોકરી છોડી હતી. શરત્ચંદ્રે ધનપત્ની જોડે કલકત્તા છોડયું હતું.

પહેલાં તેઓ બનારસમાં ગયા, ત્યાં તેઓનો થોડો ક સ્વાર્થ હતો. પ્રબળપરાક્રમશાલી મહારાજ રણજિત સિંહની વિધવા રાણી ઝિંદન અંગ્રેજે પોતાની ચતુરીથી રાજચ્યુત થઇને ઈ. સ. ૧૮૪૮ માં બનારસમાં દેશનીકાલ કરી હતી. તેનો નાનો પુત્ર તે વેળાએ અંગ્રેજોના હાથમાં રમવાનું રમકડું થઇને એક અંગ્રેજની ખબરદારીમાં હતો. અંગ્રેજ ઠગબાજીના છુપા તત્વનો ભેદ જાણવામાં તે વેળાએ સંપૂર્ણ અસમર્થ હતો; નહિં તો કોણ ઇચ્છા પૂર્વક પોતાની ગર્ભાધારિણીના દેશનીકાલના જાહેરનામા ઉપર શાહી કરે ? ગમે તેમ હો, અંગ્રેજ રાજત્વની ક્રૂર નીતિનો વિચાર કરવાનું કંઇપણ ફળ નથી, વિશેષ કરીને તે વિષય અમારા અવલંબનીય માર્ગથી સંપૂર્ણ રીતે જૂદો છે. ધનપતુસિંહ મહારાણી ઝિંદનને મળ્યો, ઝિંદને જે મર્મભેદી વાતો કહી હતી, તેથી ધનપતુસિંહનું કંટાલી ગયલું મન ગરમ થઇ પડ્યું, તેની જોડે ઝિંદનના જે બધા વિષયની ચર્ચા થઇ હતી, તે અમે વર્ણન કરીશું નહિ. ઈ. સ. ૧૮૫૭ ના બળવાનું તે એક બીજું કારણ છે. ઝિંદનની સાથે મુલાકાત થયા પછી ધનપતુસિંહે શરતચંદ્રને લઇ પંજાબ દિલ્હી, કાનપુર, મુલતાન વગેરે સ્થલમાં મુસાફરી કરી. શરતચંદ્ર ઘણા

દિવસથી કાનપુરમાં રહ્યો હતો, એ વેળાએ છુપી રીતે તે અંગ્રેજ લશ્કરની યુદ્ધની રીતિ અલ્પકાલમાં શીખ્યો. ધનપતુસિંહ શરતુચંદ્રને કાનપુરમાં મૂકીને બાકી કેટલીક જગાએ ફરવા ગયો. શરતુચંદ્ર એક વર્ષ સુધી કાનપુરમાં રહીને ઈ. સ. ૧૮૫૬ ની આખરીએ પટનામાં જગદીશ્વર બાબુને મળવા ગયો. શરતુચંદ્ર જગદીશ બાબુની પાસે પોતાના જીવન સંબંધમાં કરજદાર હતો, તે કરજ ફેડવાની ઇચ્છાથી પટનામાં ગયો; ત્યાં જવાની પહેલા એક સિપાઇને કહ્યું હતુ કે "જ્યારે ધનપતુસિંહ આવે, ત્યારે તેમને કહેવું કે હું પટનામાં ગયો છું. અને તે પત્ર લખશે એટલે તરત હું પાછો આવીશ."

પટનામાં કળ ધૌતવાહિની, દિગન્ત વ્યાપી, સ્મૃતિમયી ગંગા ધીરે ધીરે અવાજ કરતી કરતી, નગર, મેદાન, ગિરિ વનને છોડીને અનંત સાગરમાં મળવા જાય છે! સાંઝના સૂર્યના લાલ કિરણ પાણીના ઉપર યદૃચ્છા ક્રમથી હેમાભરણથી શોભા આપે છે, ધીમો ધીમો વા વહેવાથી નાની લહેરો નીકળે છે, તે લહેરોમાં તે કિરણ મુક્તાની પેઠે ઝગમગ કરે છે. જગદીશબાબુએ તેને ઓળખ્યો, મુસાફર—"શરતુચંદ્ર."

ઘણે દિવસે મેળાપ થયો, આનન્દ અને નિરાન-

ન્દનો સ્રોત પ્રબળ વેગથી વહેવા લાગ્યો. જગદીશ બાબુની આંખમાંથી નીરવે પ્રેમના આંસુ પડવા લાગ્યાં; શરતૂચંદ્રે પણ સમભાવથી અજ્ઞાતસારે આંખમાંથી સહાનુભૂતિવાળા આંસુ વિસર્જન કરીને ભક્તિની માળા ગુંથીને તેના પગપર ઉપહાર આપવા લાગ્યો, પગ શિશિરસિક્ત પદ્મના જેવા શોભા આપવા લાગ્યા.

ઘણે દિવસે આજે મુલાકાત, ઘણા દુઃખના પછી આજે મેળાપ,—ઘણા દુઃખના પછી આજે સુખ; જગદીશબાબુ વાત કહેવામાં અસમર્થ થયો. ઇચ્છાના પછી ઇચ્છા હૃદયમાં પાણીના પરપોટાના જેવી વિલીન થઈ જવા લાગી. ગઇ ગુજરી વાતો એકના પછી એક યાદ આવીને સ્મરણ માર્ગને બંધ કર્યું,—તે મછવો, તે લૂંટારા, તે જુલમ; તે શરતૂચંદ્રનું પાણીમાં પડવું, એકના પછી એક મનમાં આવવા લાગ્યાં હાલની મુલાકાતે ગયલો શોકસિંધુ એકદમ ઉછળ્યો,—માલતી ક્યાં છે? વિલુપ્તપ્રાય આશા જગદીશ બાબુને સ્વપ્નું દેખાડવા લાગી.—માલતી ક્યાં છે? ઘણી તપાસ કર્યા પછી જ્યારે કોઇને પણ મળી નહિ, ત્યારે તે નદીના પ્રવાહમાં જીવનની આશા વિસર્જન આપીને આવ્યો હતો, આજે આટલે દિવસે

શરત્ચંદ્રની જોડે મેળાપ થયો; વિસ્રુમ થવાની આશાએ હૃદયને અધિકાર કરી મૂકયો. માલતી કયાં છે. આ પ્રશ્ન મનમાં એકાએક ઉઠયો. શરતૂચંદ્ર મૂંગો રહ્યો.

આ આનંદ, આ નિરાનન્દ બેની શક્તિ એક સરખી છે. જગદીશ બાબુ વાત કહેવાને માટે ઉત્સુક થયો, પણ નિરાનન્દ આવીને હરકત પુગાડતો હતો; મૂંગો રહેતો હતો, આનંદ કહેતો હતો કે 'હાલમાં જે સુખ છે, તેજ ભોગવ.'

ઘણીવારે આનંદ અને નિરાનંદની સલાહ થઇ, બેઉ રાજી થઇને જગદીશ બાબુએ મુખ ઉઘાડયું, અને તે બોલ્યો, "શરત્ ! તમને જોયાથી—"આના પછીના શબ્દ બોલાયા નહિ, દુ:ખ આવીને પાછો વાદી થયો, મુખ બંધ થયું, આંખમાં આંસુ આવીને લુગડાં ભીંના કરવા લાગ્યાં; કોમળ નયન સ્નેહવારિવરસાવીને શરતૂચંદ્રના પ્રત્યે અકૃત્રિમ સ્નેહની ઓળખાણ આપવા લાગી. શરતૂચંદ ગંભીરભાવથી ઊભો ઊભો ઊંડા વિચારમાં નિમગ્ન થયો.

થોડીવાર પછી જગદીશ બાબુ પાછો ચંચળ થઇને બોલ્યો, "શરત્ ! તમને જોયાથી મારા મનમાં એક અપૂર્વ ભાવનો ઉદય થયો છે. મનના વિચારો કહેવાની મારામાં શક્તિ નથી. તમે મારે માટે પ્રાણ

આપવાને તૈયાર થયા હતા, તમારૂં આ ઋણ હું આ જન્મમાં ફેડી શકીશ નહિ. મારૂં હૃદય કેવું સખ્ત છે! જ્યારે તમે મારા પ્રાણની આશા છોડીને પાણીમાં કુદી પડ્યા, ત્યારે તમારી જોડે પાછી મુલાકાત થશે એવી આશા પણ નહોતી, તોપણ હું જીવતો હતો! મારા જેવો પાષાણ હૃદયનો બીજો કોણ છે? જો શરત્, મારા જીવનની આશા—માલતીને ગુમાવીને પણ હું જીવતો રહેલો છું?" જગદીશ બાબુ આમ કહીને રોવા લાગ્યો.

આથી શરત્ચંદ્રે કહ્યું, "રોવાથી શું ફળ? રોવાથી જો ખોટ પૂરી થાત, તો રાત્ર દિવસ બેસીને રોત, પરન્તુ તેમ તો થતું નથી! ત્યારે અમસ્તુ રોવાથી ફળ શું? સહન કરવું-એ માણસનો મોટામાં મોટો ગુણ છે, એવું જાણીને સર્વ સહન કરવાને હું શીખ્યો છું. હું દુઃખી છું—મારૂં દુઃખ અસીમ છે, આખી ઉમ્મર સુધી આંસુ વરસાવું તોપણ તે દુઃખ પ્રકાશ થશે નહિ પણ વિચાર કરીને જોયું કે, તે સર્વ અકારણ છે. આપ હવે રોશો ના."

જગદીશ બાબુએ કહ્યું, "મારા હૃદયમાં જે તીર ભોકાયો છે, મારૂં મન સખ્ત છે તેથીજ તે શોક હું સહન કરૂં છું. મારા જીવનનું કર્ત્તવ્ય કાર્ય શું છે તે મેં કર્યું

છે? ત્યારે જરા રોવુ છું; જરા મારૂં મ[illegible]રવાથી હું માણસ નામના ઉપયોગા થાત નહિ. મને હવે આ વાત કહેશો ના. શરત્! વિચારીને જો મને કેટલું દુઃખ છે, આ શરીર પહેલા દુઃખના અસ્પર્શ હતું, બાલ્યકાલે પિતામાતાની કૃપાથી કોઇ જાતનું કષ્ટ ભોગવ્યું નથી; ત્યારપછી જ્યારે મોટો થયો, ત્યારે આ નોકરી મળી. મારી માલતી આ સુખનો ભાગિયણ થઈ. માલતીના વિષય મનમાં આવ્યાથી હૃદય ચીરાઇ જાય છે. માલતીનાં માબાપે નાનપણમાં માલતીને મારા હાથમાં હવાલે કરી. તેઓ હમણા સ્વર્ગવાસી થયાંછે, આ દુનિયામાં મારા શિવાય માલતીનું બીજું કોઇ નથી; હમણાં માલતી ગર્ભવતી થઇ હતી, હાય! તેની હમણા શું દશા થઇછે, તે કોણ જાણે? કદાચ લૂંટારાનો જુલમ સહન નહિ કરી શકવાથી માલતીએ પ્રાણત્યાગ કર્યો હશે! શરત્ માલતીના મરણથી હું જેટલો જોઇએ તેટલો દુઃખી નથી, પણ તેણે મારે માટે પ્રાણ ગુમાવ્યો. હું માલતીનો મોટો દુશ્મન હતો. મારૂં મન એકીવારે અસ્થિર થઈ ગયુંછે, આટલા દહાડા સુધી બધું વિસરી ગયો હતો, આજે તમને જોયાથી ફરી એક એક બનાવ મારા મનમાં આવવા લાગ્યા, મને અસ્થિર કરી મૂકે છે. ઠીક કહો જોઇએ! મન

આટલું અસ્થિર કેમ થતું હશે? પારકાને માટે મન આટલું ચંચળ કેમ થતુ હશે?"

શરત્‌ચંદ્ર બોલ્યો, "દુર્બલ મન ચંચળ કેમ થાય છે તે કેવી રીતે સમજાય? જેની જોડે પૂર્વ જીવનમાં મેળાપ સુદ્ધાં થયો નથી, વિવાહના પછી તે જીવન સર્વસ્વ થયું?"

જગદીશ બાબુએ પૂછ્યું, "શરત્‌! તમે શું વિવાહ કર્યું છે?"

શરત્‌ચંદ્રે વિનમ્રભાવે માથું નીચું ઘાલીને ગંભીર ભાવથી કહ્યું, "તે વાત સાંભળ્યાથી આપને શું થનારૂં છે? જો અજાણ્યા સમયના અપરિચિત બંધનનું નામ વિવાહ હોય, તો મેં વિવાહ કર્યુંછે."

જગદીશ બાબુના હૃદયમાં પ્રતિધ્વનિત થયું "જો અજાણ્યા સમયના અપરિચિત બંધનનું નામ વિવાહ હોય! તે બોલ્યો, "કેવી રીતે?

શરત્‌ચંદ્રે કંઈપણ જવાબ આપ્યો નહિ; હૃદયમાં જે ઉચ્છ્વાસ ઉત્પન્ન થયો હતો, તે ભેદીને વાક્યો નીકળ્યા નહિ.

શરત્‌ચંદ્ર મનની વાત છુપાવીને બોલ્યો, "આપ શું કરવા કહો છો?

જગદીશ બાબુએ કહ્યું, "હું કહું છું કે નોકરી

કરો. હાલમાં મારી ઑફિસમાં એક જગા ખાલી છે. તે ૮૦ રૂપીઆની છે હાલમાં એ કામમાં જોડાવો, ત્યારપછી ધીરે ધીરે વધશે.

શરતૂચંદ્રે કંઇપણ જવાબ આપ્યો નહિ.

જગદીશ બાબુએ મૂંગા રહેલો સમજીને તે રાજી થવાનું ધારીને તે કામમાં શરતૂચંદ્રને લગાડવાનું નક્કી કર્યું. રાત્રિ ગાઢી થવા આવી; જગદીશબાબુ શરત્-ચંદ્રનો હાથ પકડીને સૂવાના ઓરડામાં લઇ ગયો.

---

## પ્રકરણ ૨ જું.

### અપરિર્ત્તવનીય મત:

પળે પળે જેઓનો વિચાર ફરે છે, તેઓને અમે માણસપણાનું અસ્તિત્વ કબૂલ રાખતા નથી. માનસિક શક્તિના પૂર્ણ વિકાશથી મન ઉન્નત થાય, ઉમ્મર વધ્યાથી જ્ઞાનનો પ્રકાશ વિસ્તાર પામે, વિજ્ઞતા રેતીના બાંધના જેવું ચંચળ મનના ઉપર અધિપત્ય સ્થાપીને અચલભાવ ધારણ કરેછે એ કોણ ના કબૂલ કરી શકે? પણ શા માટે મતમાં ફેરફાર થવો જોઇએ? જે જીવનક્ષેત્રમાં જે ઝાડના બી વાવ્યા છે તે કાળે કરીને તેના ફેરફાર થયાથી બીજી

જાતના ઝાડ શા માટે ઉત્પન્ન થવા જોઇએ? એક વખતે વાવેલા એક જાતના બીના બીજા બીજના ફળ ઉત્પન્ન થાય છે, તે જાણીએ છીએ, પણ તે ક્રિયા કાળની વાત છે? બાળક હસે છે, રૂવે છે, રમે છે, અધ્યયન કરે છે, આકાશમાં ચઢે છે" પાતાળમાં પડીને લોટે છે, તે તેઓના મનનું ચંચળપણાનું કારણ છે, તેઓનું મન સ્થિર રહેતુ નથી, એક બીજ વાવ્યા પછી તે બીજને કાઢી નાખીને બીજું બી વાવે છે, વળી બીજા સમય તે બીજ કાઢી નાખે છે. આ બધી રમત બાળકના ચરિત્રમાં શોભે છે. બાળકનો મત કાયમ રહેતો નથી, તે પણ જાણીએ છીએ, પણ માણસનો મત શા માટે ફરવો જોઇએ? કીડાથી બીજમાં શળો પેસે છે, પાણી હવાથી બીજ સડે છે, નિરાશ બીજના હાડકાં જમીનમાં ભળે છે. એ બધી અસારપણાની વાત છે. ખેતરના દોષથી આ બધા ફળ ફળે છે. ખેતર સારૂં હોય, તો આ બધી વાત છે, છેતરવાની વાતો છે.

નિરાશથી હૃદયનો બાંધ ભાંગી જાયછે, એ વિશે અમે ઘણીકવાર સાંભળ્યું છે, સંસારની વિપત્તિ—નિરાશ—પતન પ્રબળ વેગથી વહીને જ્યારે આશાનું ઝાડ ઉખેડી નાખે છે, ત્યારે કોની શકિત છે કે

પોતાનો વિચાર કાયમ રાખીને અચલ ભાવથી જી-
વન ગાળે ? નિરાશની કંઈક સ્વાભાવિક શક્તિ મનુ-
ષ્ય હૃદયના ઉપર જેટલું આધિપત્ય સ્થાપે છે, તે
એમે જાણીએ છીએ, પણ જાણીએ છીએ તેથી
તેના હાથથી છુટી શકતા નથી, તે કહી શકતા નથી
કેવળ કર્તવ્યની ખાતર, ધીરજની સાથે પાણી સિં-
ચન કરીએ છીએ, જેનું મન કદી પણ ફેરફારવાળું
થતું નથી. જેઓનું આવું અચળ મન હોય છે, જે
ઓએ જ્ઞાન ઉપાર્જન કર્યા છતાં તેઓના મતમાં
ફેરફાર થતો નથી તે ખરો માણસછે,-તેનું મન
બાળકત્વ વિનાનું છે. જે દહાડે બાળકત્વ વિનાના
મનના વિશે વળી સાંભળીશું, તે દહાડે બંગાળની
ઉન્નતિની આશાનું સ્વપ્નુ પાછું હૃદયને ભૂલવશે.

શરતુચંદ્ર એકદમ જગદીશ બાબુની વાતને અ-
માન્ય કરી શક્યો નહિ, ચાકરી કરવામાં પ્રવૃત્ત થયો.
તેના જીવનનું વિસ્તારવાળું ક્ષેત્ર શું ચાકરી દાસત્વ
છે ? કોણ કહેછે ? ત્યારે શા માટે શરતુચંદ્ર પોતાના
મતનાં વિરુદ્ધ કરવામાં પ્રવૃત્ત થયો ? શરતુચંદ્ર શું
નિરાશરૂપી પવનમાં ડોલા ખાતો હતો ? જો તેમ
થયો હોય, તો તે બાળક છે, તો તેમાણસના નામને
યોગ્ય નથી. જે થોડી મુદતમાં ફળ નહિ મેળવ્યાથી

નિરાશ થઇ ગયો, તેને અનન્તકાળ સાપેક્ષ ફળની આશા રાખવી એ વિડંબના માત્ર છે. શરત્ચંદ્ર શું બાળક છે? દાસપણું તેના જીવનના માર્ગથી સંપૂર્ણ વિભિન્ન છે, તો શામાટે તેણે આ માર્ગ પકડ્યો? શું કૃતજ્ઞતા દેખાડવા માટે? કૃતજ્ઞતા દેખાડવામાં એકીવારે થનમા ફેરફાર થાય છે તે અમે કહી શકતા નથી; પણ થોડો વખત પછી સમય-ભસ્મથી તપીને અન્તરમાં જ્વાલા ઉત્પન્ન થાય છે, તેમ શરત્ચંદ્રને પણ થયું, તેણે જગદીશ બાબુનું વચન પાળવાને કૃતજ્ઞતા કબૂલ કરવાનો એક માત્ર ઉપાય ધાર્યો; તેથી તેનો મત ફર્યો, એક દહાડો, દશ દહાડા, એક મહિનો, બે મહિના, ત્રણ મહિના ગયા, તો પણ મત ફર્યો નહિ, ફેરફાર થયો તે એ છેટે રહ્યો, પણ ત્રણ મહિના પછી અંતરમાં આગ પાછી સળગવા માડી, શરત્ચંદ્ર નોકરી છોડવા માટે આતુર થયો. એક દહાડો જગદીશ બાબુની પાસે તે બોલ્યો, "તમારૂ કહેવું કબૂલ કરવા માટે મેં દાસત્વ-વ્રત અવલંબન કર્યું હતું; તે વેળાએ જાણતો હતો કે બીજાની ચાકરી કરવા જતાં પોતાના મતના વિરુદ્ધાચરણ કરવું પડે છે, પણ જાણ્યા છતાં પણ આપનું કહેવું અમાન્ય કરી શક્યો નહિ. જે કલ્પનાથી વિચાર કરતો હતો, તેનું

કૂળ તરત ફલ્યું; હવે નોકરી કરીશ નહિ. હું આપની પાસેથી જાઉં છું. નિરંતર કૃતજ્ઞ રહીશ. જ્યાં સુધી આ શરીરમાંનું લોહીનું છેલ્લું ટીપું ધારે ધારે વહેશે, ત્યાં સુધી આપનું ઋણ હું ભૂલીશ નહિ. અને મને માફ કરજો, મને પૈસાની શું ફીકર છે? જે પૈસો મનની આશા છે, તે મારા જીવનનું અવલંબનીય માર્ગ છે,–ઈચ્છેલી દુકાનનો નાશ કરીને ઉપાર્જન કરવું જોઇએ, તે પૈસા ચહાતો નથી, હું ગરીબ છું, મને તે ધનની શી જરૂર છે? ત્યારે શા માટે આ કામમાં લાગ્યો હતો? પૂછશો તો તેનો ખરો જવાબ મળશે; તે કેવળ આપનું બોલવું પ્રતિપાલન કરવા માટે; મારૂં મન તે વેળાએ જેવું હતું, હમણાં પણ તેવુંજ છે. જેઓનું જીવન ચાકરી કરવા માટે છે, પૈસાના ઉપર બીજા પૈસા નાખવા માટે, હંસના પીછા ખોસવા માટે છે, તેઓ તે કરે છે, તેઓ નિરંતર કરો હું શા માટે કરૂં? હું હવે ચાકરી કરીશ નહિ."

જગદીશ બાબુએ કહ્યું, શરત! તમારૂં લોહી આજે પણ ગરમ છે; તમે હમણાં પણ છોકરા છો ચાકરીના શિવાય આપણને જીવન નિભાવવાનો બીજો શો ઉપાય છે!"

શરત્ચંદ્રે કહ્યું. "જીવિકા નિભાવવાનો બીજો ઉપાય નથી, મરીશ મારા જેવા માણસને રહીને શું ફળ થવાનું છે. આ જીવતરથી દુનિયામાં કંઇ ભલું થવાનું નથી, તે જીવન શા માટે રાખું! વળી આ જીવન પારકાની સેવા કરવામાં શું રાખું? જે દહાડે હિંદુસ્તાના ખેતરો રાખમાં આવશે, જે દહાડે વેપાર રોજગારનું છેલ્લું નામ કોઇના કાનમાં પ્રવેશ થશે નહિ, જે દહાડે આ ગરીબના પ્રમાણે શરીર-ધારી મનુષ્ય હિંદુસ્તાનમાં પેદા થશે નહિ, તે દહાડે મરવું પડશે તો મરીશ. હમણાં તો માણસો પેદા થાયછે, આ દુનિયામાં કોઇપણ વગર ખાધે પીધે મરવા માટે ઉત્પન્ન થયો નથી. જો ચાકરી કર્યા શિવાય બીજો કંઇ ઉપાય નહોય, ધારો કે આથી બધી ચાકરીના માર્ગ બંધ થાય, તો શું કદી બધા હિંદુસ્તાનના રહેવાસીઓ ખાધા વિના મરશે! આપ જો એવું માનતા હો તો ભલે માનો; પણ હું તો માનતો નથી; માનતો નથી-ચાકરી શિવાય હિંદુસ્તાનના રહેવાસીઓને પોતાનું પેટ ભરવાનો બીજો કંઇ પણ માર્ગ નથી. પૈસા જે વિસ્તાર પામેલા ખેતરો તે કોને માટે છે? વળી પેલું સ્મશાન કોને માટે છે! કદાચ તે ખેતરથી હિંદુસ્તાનના રહેવાસીઓનું ભરણ પોષણ

નો ઉપાય કરશે, નહિતો આ સ્મશાન બોલાવીને હિંદુસ્તાનના રહેવાસીઓને આખરે ભસ્મમાં મેળવશે. હવે તો હું મરીશ–નહિતો જીવતો રહીશ. બીજાની ચાકરી કરીને જીવવું પડશે, તો હું જીવિશ નહિ. આ દેહ વિસ્મુતિના ઊંડા પાણીમાં ડૂબાડીશ; તેનું તેનું ચિહ્ન સુદ્ધાં રાખી જઈશ નહિ. પણ થોડા દહાડા હું રાહ જોઇશ. એકવાર હું યત્ન કરીને જોઇશ, હિંદુસ્તાનના રહેવાસીઓને બીજો કંઈ ઉપાય છે કે નહિ? જ્યારે જવાબ મળશે કે હવે કંઇ ઉપાય નથી. જ્યારે હિંદુસ્તાન ઉત્તર આપશે, "ભારતની પહેલાની સ્મૃતિ વિસરી જાઓ, તે દહાડે હવે આવશે નહિ," ત્યારે સળગેલી આગમાં જેમ પતંગ પોતાની ઇચ્છાથી બળી મરે છે, તેમ હું ધણુ આ દેહ આ શરીર, આ પન ઊંડા પાણીમાં વિસર્જન આપીશ, કોઇના મુખ તરફ જોઇશ નહિ; કોઇ સાથે આવ્યો નથી એવું ધારીને જરાપણ વિશ્વાસ છોડીશ નહિ."

આ સાંભળીને જગદીશબાબુનું શરીર નિકંપિત ગયું, તેણે કહ્યું, "શરત્! કલ્પનાની વાત છોડો; કહો જોઇએ, આજે ચાકરી છોડીશ, તો કાલે તમે શું કરશો?"

શરત્ચંદ્ર ફરી ગંભીર સ્વરથી બોલ્યો, "કાલે જ હિંદુસ્તાનને પૂછીશ; કાલેજ જો હું બરેખરો મર્મ-

ભેદી જવાબ મેળવું, તો કાલેજ આ શરીરને ડૂબા-
ડીશ, કોઇ પણ તેનાં ચિહ્ન જોશે નહિ; વળી જો
જોઉં કે હજી પણ ઉપાય છે, હજી પણ અનાજ પેદા
થાય છે; હજી પણ માણસો જીવી શકે છે, તો હું
કાલેજ યત્ન કરીશ, જેથી જમીનમાં વાવતર થાય,
કાલેજ જીવનક્ષેત્રમાં હળ ખેડીને સુફળ ઉત્પન્ન કરી
લઇશ, જો ખેતર હોવા છતાં ખેતી કરી નહિ શકું,
તો હવે આશા શાની રાખું, ભરૂસો શેનો રાખું?
ત્યારે માણસ શાનો–મનુષ્યપણું શું? ત્યારે હવે જ્ઞા-
નની શી જરૂર? શિક્ષણ શા માટે? ત્યારે વિદ્યા
બુદ્ધિ શા કામની? જ્યારે ખેતીથી પણ કંઇ થયું
નહિ, ત્યારે જોઇશ કે આ રાજ્ય છોડીને જ્યાં ખે-
તરમાં બી પડ્યાથી નાશ પામતા નથી, ત્યાં જઇને
બીજ વાવીશ; સમય તે અનાજ વાવીને ભરતખંડનો
પ્રાણ બચાવશે."

જગદીશ બાબુ શરતચંદ્રના કહેવાના વક્ર ભાવમાં
પ્રવેશ કરવામાં અસમર્થ થયો, આશ્ચર્ય પામીને બોલ્યો,
"તમે એક આશ્ચર્ય પ્રકારના માણસ છો, ખેતી કરીને
ખાવું તે છતાં ચાકરી કરવી નહિ, આ બુદ્ધિ તમને
કિયા વિધાતાએ આપી? બાપુ! આ બધી ઘેલછા
છોડી દો."

શરત્ચંદ્રના હૃદયમાં દેવ ગર્જન થયો; તેથી બો-
લ્યો, "સ્વતંત્ર મત શા માટે છોડું!" આપ મારા
અવલંબન કરેલા માર્ગના દોષ દેખાડો, જો તે ખરા
હશે તો હું તે નમ્રતા પૂર્વક આપનું કહેવું પાળીશ
જો દોષ દેખાડી ન શકો, તો સ્વતંત્ર મતના વિરુ-
દ્ધમાં આપને કહેવાની શી શક્તિ છે? આપ શુ જા-
ણતા નથી કે, દરેકના મત જૂદા જૂદા હોય છે. દરેક
માણુસ પોતાના મતથી ચાલશે, એવી શું તમે આ-
શા રાખતા નથી? વિશેષ કરીને આપ બીજાના મ
તનાં વિરુદ્ધમાં દોષ દેખાડી શકતા નથી, તો સ્વ-
તંત્ર મતના ઉપર હાથ નાખવાનો આપને શો અ-
ધિકાર છે? આપ શું મને મારો મત છોડવાને કહો
છો? મારા બોલવાથી પહેલા આપનો મત ત્યાગો;
ત્યાર પછી હું મારો મત છોડીશ, આપ ચાકરી છોડો,
હું ખેતી કરવાનો મત છોડીને ચાકરી કરવામાં માથું
ઘાલીશ. પણુ મારામાં જ્ઞાન છે, ત્યાં સુધી આપના
મતના વિરુદ્ધમાં કહેવા ઇચ્છતો નથી; આપને ચા-
કરી સારી લાગે છે, તે આપ કરો, મને તે સારી
લાગતી નથી, તે હું કરીશ નહિ. મારા પોતાના મત
સંબંધમાં આપને કહેવાનો શો અધિકાર છે? ચાકરી
શિવાય આપ જીવન ધારણુ કરવાનો બીજો કોઇ

ઉપાય જોતા નથી, તે આપ કરો. મારી સામે હ-
જારો માર્ગ ખુલ્લા છે, હું શા માટે આપના મત
પ્રમાણે ચાલું?"

જગદીશ બાબુ આ બધી વાતથી સારી પેઠે સ-
મજ્યો, સમજીને જરા શરમાઇને બોલ્યો, "મારો
અપરાધ ક્ષમા કરો. હું તમને પ્રાણ સરખો ચાહુંછું,
તમારી ચઢતી થયાથી મને આનંદ થાય છે, અવન-
તિથી દુઃખ ઉપજે છે, તેથીજ આવું કહેવાને હિ-
મ્મતવાન થયો હતો; મને ક્ષમા કરો. મારી વાત
ન સાંભળતાં તમારી જે મરજી હોય તેજ કરો. કોઇનું
ન ગણકાર્યાથી કોઇ પણ હાથ નાખી શકતો નથી,
શરત્! તમારા મનની વાસના શી છે, હું તે સમજી
શકતો નથી; તમારૂં બોલતું સાંભળીને હું જો ખુશી
થાઉ, તો તે મને સારી રીતે કહો."

શરત્ચંદ્ર આ વખતે નમ્રભાવથી બોલ્યો, "મારા
જીવનથી વાત સાંભળીને આપ ખુશ થશો નહિ. મારી
ઇચ્છા છે કે દરવાજે દરવાજે જઇને તે વાત (જે
પહેલાં કહી છે) પૂછીશ, જો તેથી નિરાશ થઇશ,
તો આ દેશ છોડીને બીજે સ્થલે જઇને વસીશ."

જગદીશ બાબુ બોલ્યો, "જેટલી તમારી વાત સાં-
ભળું છે, તેટલી મારા મનમાં ગડબડ થાય છે. દેશના

દરેક ઘરના દરવાજે, દરવાજે રોયાથી શું થશે ? શું કરીને રોશો ? તે સાંભળવાને હૃદય ઘણું ઉત્સુક થાય છે. વળી તમે કહ્યું કે એ વાત સાંભળ્યાથી હું ખુશ થઈશ નહિ, ત્યારે શું તે તમારા દુ:ખની વાત છે ? શરત્ જો કંઇ કહેવામાં હરકત ન હોય, તો કહે, હું સાંભળું."

શરત્ચંદ્ર બોલ્યો, "મારા જીવનની દુ:ખની વાત નથી, તે સુખનું સ્વપ્નુ છે. મારૂં સુખ મારા મનમાં છે. તો પણ આપ તે સાંભળીને શા માટે ખુશ થશો ? તેનાં ઘણાં કારણ છે સાંભળવા ઇચ્છતા હોય તો હું કરી શકું છું; પણ તે બીજા કોઇને કહેવું નહિ, મનની વાત મનમાંજ રાખવી પડશે."

જગદીશે કહ્યું, "ત્યારે કહે; હું વચન આપું છું કે કોઇને પણ કહીશ નહિ, તમારા જીવનની સુખ વાર્તા સાંભળ્યા છતાં જો ખુશ ન થાઉં તો તે દોષ તમારો નહિ પણ તે દોષ મારો છે. શરત્ ! તમારા મનની વાત કહો, સાંભળીને સંદેહ પૂર્ણ મનને શાંત પમાડું."

શરત્ચંદ્ર ગંભીરતાથી બોલ્યો, "શી વાત કહું ? હૃદયનાં દુ:ખ ઉચ્છવાસના શિવાય બીજું કહેવાનું શું છે ? ઇચ્છા હોય, તો સાંભળો." આમ કહીને શરત્ચંદ્ર ધીરભાવથી પોતાના મનની વાત કહી. હિ-

દુસ્તાનને અંગ્રેજના હાથથી બચાવવાને જીવનને અ-ર્પણ કર્યું છે તે તેણે કહ્યું, દરવાજે દરવાજે દેશની શોકકારક સ્થિતિ, અંગ્રેજનો જુલમ ફેલાવીને એકતા (સંપ) કરવાનો યત્ન કરવા કહ્યું, જરૂર પડે તો અંગ્રેજની સામે હથિયાર ધારણ કરવા જણાવ્યું.

આ સાંભળીને જગદીશ બાબુ ચમકીત થયો; બોલ્યો, "શરત્! તમારી વાતો સાંભળીને મારૂં હૃદય ધડકે છે. આથી બ્રિટિશ રાજ્ય, તમારાં પરિણામથી શું થશે, તે હું સમજી શકતો નથી. હું તમને હમણાં પણ મનાઈ કરૂં છું કે આ કાંટાવાળો રસ્તો છોડી દ્યો. શા માટે પોતાની મેળે વૃથા કેદખાનામાં પ્રાણ ગુમાવો છો?"

શરત્ચંદ્ર બોલ્યો, "હું કેદખાનાથી ડરતો નથી. જો આ જીવનનું કર્તવ્ય પાલન કરી શકું, તો હું કેદખાનામાં જવાને તૈયાર છું, ડરતો નથી. આપનું મન આટલું નિસ્તેજ છે તેથી હું બહુ ખેદિત થઇને છું. ગમે તેમ હો હવે મને રોકશો ના, હવે હું પા-રકાની ચાકરી કરીશ નહિ."

જગદીશ બાબુએ કહ્યું, "જો તમે ચાકરી કરવા ન ચહાતા હો તો કંઇ ફિકર નહિ, પણ શું તમને કંઇ કહી શકું છું? હવે આવી ગાંડાઇ કરશો ના, અહિં મારી સાથે રહો, હું તમારૂં ભરણ પોષણ

કરીશ. આખરે કેદખાનામાં પ્રાણ ગુમાવવો એ મારાથી સહન થતો નથી; બ્રિટિશ રાજ્ય અત્યંત બળવાન થઈ પડયું છે; જરા સાવચેત રહો.

શરત્ચંદ્રે કહ્યું, "બ્રિટિશ રાજ્ય ઘણું જોરાવર થયું છે, તે કહેવાથી મને હવે સહન થતું નથી; પણ શું કરૂં, અસહાય, ધન વગરનો છું; ગમે તેમ હોય યત્ન કર્યા પણ જો કંઇ કરી ન શકું, તો તે દોષ કાનો ?"

જગદીશ બાબુએ કહ્યું, "તમે બાળક છો, શો યત્ન કરશો ? તમારા જેવા નિર્જીવ શિયાળ બ્રિટિશ સિંહને શું કરી શકશે ? કેવળ ક્ષુધા નિવારણ થાય તે પણ બધી વેળાએ નહિ; બંગાલી શિયાળથી અંગ્રેજ સિંહની ક્ષુધા પણ સર્વ સમયે નિવારિત થતી નથી. તમે હવે ગાંડાઈ કરશો ના."

શરત્ચંદ્ર બોલ્યો, "મારા પ્રયત્નથી શું થશે નહિ ? શું થશે તે કોણ જાણે? કંઈ થાવ; અથવા ન થાવ તે વિશે હું કંઈ વિચાર કરતો નથી, હું મારૂં કર્ત્તવ્ય કાર્ય કરવામાં પ્રાણપણથી કર્યા છતાં પણ જો કંઇ લાભ ન થાય તો હું તેને માટે દલગીર થઈશ નહિ. યત્ન. કરીશ—મારી ફરજ અદા કરવામાં યત્નશીલ થઈશ, તેમાં જો કંઇ ફળ ન થાય, તો હું લાચાર! આપે મને આપની પાસે રહેવાનું કહ્યું, હું થોડા દહાડા રહી

શ, પણ જ્યારે વખત આવેલો સમજીશ, ત્યારે હું આપની પાસેથી જઇને મારો માર્ગ સ્વચ્છ કરીશ."

જગદીશ બાબુ આશ્ચર્ય પામીને બોલ્યો, "શાનો વખત શરત્ ?"

શરત્ચંદ્રે જવાબ દીધો, "શાનો સમય, તે કહીશ નહિ, હવે આપ વાત કાઢી લેવાનો યત્ન કરશો ના. જ્યારે સમય આવશે, ત્યારે જોશો, જોઇને સમજશો કે શી સમયની વાત કહું છું, હવે પ્રાણ જતાં સુધી બોલીશ નહિ."

જગદીશ બાબુ જવાબ ન મળ્યાથી અવાક થઇને બેસી રહ્યો.

---

## પ્રકરણ ૩ જું.

## ટૂંકામાં અવતારણિકા.

કુશળમય, પક્ષપાતી, અત્યાચાર શૂન્ય ખ્રિસ્તીય રાજત્વના વિરુદ્ધમાં હિંદુસ્તાનના રહેવાસીના અકૃત્ય હૃદયથી આગ સળગીને લાર્ડ કયાનિંગના સમયમાં ધર્મ પરાયણ ગોરા-મહાપુરુષોને કવખતે ભસ્મીભૂત કરીને, રાજભક્તિ પ્રસિદ્ધ હિંદુસ્તાનના કપાળમાં જે એક કલંકનો ડાગ ભસ્માવશેષ સ્વરૂપ રાખી ગયા

છે, અમે તે કલંકની રેખા ચિત્રિત કરવા શામાટે આવ્યા? પરોપકારમાં રત, ધર્મપરાયણ ઈંગ્લંડવાસી સાત સમુદ્ર તેર નદીપાર થઇને હિંદુસ્તાનના રહેવાસીઓને અંધારામાંથી પ્રકાશમાં લાવવા માટે તેઓએ ઘણું કષ્ટ સહન કર્યું છે અને તેઓ કરે છે; આ બધાનું સ્મરણ થયાથી અંગ્રેજ રાજત્વને નિરંતરને માટે મન હર્ષિત થાય છે, ધનના બોઝાથી થાકેલો અને નિસ્તેજ થઇને હિંદુસ્તાન ઊંઘે છે, ધર્મપરાયણ અંગ્રેજ તે બોઝાથી છોડાવીને તેને ખાલી કરે છે! હીરા મોતી રત્નો હમણાં ઈંગ્લંડને દુઃખ દેછે. આગળ હિંદુસ્તાનમાં કદી પણ દુકાલ પડતો નહોતો, અંગ્રેજ ઘણી ઈચ્છા કરીને હમણાં વરસમાં બે વાર દુકાળ આણીને લોક સંખ્યા ઓછી કરીને સ્વભાવનું સરખાપણુ સાચવે છે! આગળ હિંદુસ્તાનના છોકરાં અંધારાથી જોઇ શકતાં નહોતાં, હમણાં તેઓની જન્માન્ધ આંખ ઉઘડી છે, ચારે બાજુએ રાજનીતિની શાંકળથી બંધાઇને સંસારમાં લોભના વશીભૂત થઇને ગેરવાજબી કરવું આ નીતિનું શિક્ષણ આપે છે! ઉચ્ચ નીચ પદ ગ્રહણ કર્યાથી અસહ્ય કષ્ટભાર સહન કરવો પડે તેથી મહેરબાની કરીને તે સખ્ત કામનો બોઝો સફેદ રીછોનાં માથાં ઉપર મૂકીને અ-

નુગ્રહ પ્રકાશ કરે છે? દેશના રાજાઓ અંગ્રેજના તાબે ન આવ્યાથી સુખભોગમાં વંચિત થવાય તેથી દુઃખ વેઠીને તે બધાને પોતાના ખોળે લઇને લાલન પાલન કરતા આવે છે. એ બધાનો વિચાર કરવા બેસીએ છીએ, ત્યારે અમારૂં કઠણ મન પણ એકીવારે પીગળીને અંગ્રેજ રાજ્યના પગ નીચે પડવાની ઇચ્છા થાય છે, વિચાર થાય છે કે, જ્યાં સુધી અંગ્રેજો છે, ત્યાં સુધી હિંદુસ્તાનમાં દુકાલ છે,—જ્યાં સુધી અંગ્રેજ છે, ત્યાં સુધી હાહાકાર છે, જ્યાં સુધી અંગ્રેજો છે, ત્યાં સુધી અમારી સુખ-સમૃદ્ધિ! અમારી સુખ-સમૃદ્ધિ, કિયાં છે:—હિંદુસ્તાનમાં જે જોયું નહોતું, તે જોયું,—હિંદુસ્તાનમાં જે કદી પણ સાંભળ્યું નથી, તે સાંભળ્યું,—ધર્મપ્રસિદ્ધ હિંદુસ્થાને જે કલ્પના કરી નથી, તે બન્યું છે! તે થયું,—ઇ. સ. ૧૮૫૭નો બળવો અંગ્રેજ રાજત્વના સુખ-સહાયનું દૃષ્ટાંત છે,—અંગ્રેજ રાજત્વના અપક્ષપાતી, અત્યાચાર શૂન્ય ન્યાયનું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે!! પૃથ્વી આ વાતથી છેતરાશે નહિ, જ્યાં સુધી ઇતિહાસ રહેશે, ત્યાં સુધી આ દૃષ્ટાંત પૃથ્વીના હૃદયમાં જાગ્રત રહેશે.

અમે નિર્જીવ બંગાળી છીએ—હમેશાના ગુલામગીરીથી ઉત્સાહિત થઇ ગયા છે, અમને ડર દેખા-

કશો તો અમે ભૂલી જઈશું. આ ન્યાય વિચારની વાતો કર્યાથી અમે ચારે બાજુએ ઘેરાયેલી જગાએ બંદીવાન થઇશું ? ભય દેખાડજો-અમે હવે બે દહાડા પછી બધી વાત વિસરી જઈશું; વળી તમે સ્વેચ્છાચારી થઇને ધર્મની વાર્ત્તા કહીને પૃથ્વીને ભૂલ થાપ આપવા જાઓ; કહેજો કે તમારા રાજ્યથી હિંદુસ્તાનમાં ઘણું સુખ છે! પણ સ્મૃતિ વળી કારણના હાથથી કેવી રીતે છુટે ? ઇતિહાસનાં પાનાં કેવી રીતે ઢાંકી રાખે? પૃથ્વી તમારાં કહેવાથી શામાટે છેતરાઓ? અંતરની લઢાઇ કેવા કારણથી દેશમાં પ્રજ્વલિત થાય છે તે બધા ઇતિહાસમાં લોહીના અક્ષરથી લખેલું છે; તમારા યત્નથી તે ધોવાશે નહિ—ઈ. સ. ૧૮૫૭નો જે બનાવ ભારતના કાળમાં એકવાર બન્યો છે, તે હવે દૂર થશે નહિ.

જેઓ રાજભક્ત છે, તેઓની જોડે આ વખતે અમારા મતનો વિરોધ છે. તેઓ કહે છે, અંગ્રેજના દ્વારા જે મેળવ્યું છે, તે કદીપણ અમારા ભાગ્યમાં બનનારૂં નહોતું. સ્વચ્છ માર્ગ ઘાટ, વિજળીના સમાચાર, રેગવે, સ્ટીમર, પરદેશી વેપાર, સારૂં રાજ્ય, સારા કાયદા, ઉચ્ચ પ્રકારની કેળવણી-જે શિક્ષણથી અમારૂં મન સતેજ થયું છે, તે શિક્ષણ, પુરાણનો

ઉદ્ધાર, આવા સેંકડો ઉન્નતિ સૂચક વાતનો પ્રસંગ કાઢીને તેઓ કહેશે કે બ્રિટને જે હિંદુસ્તાનને આપ્યું છે, તેને માટે સર્વદા હિંદુસ્તાનને કૃતજ્ઞ રહેવું જોઈએ. અમે કહીએ છીએ—બ્રિટને આજ સુધી નિઃસ્વાર્થપણે અમને કંઇ આપ્યું નથી—અમે દરેક વિષય લઇને તર્ક કરવાને તૈયાર છીએ. જ્યાં સ્વાર્થ છે, ત્યાજ જલદીથી પગલાં ભરતો અંગ્રેજ આગળ વધીને વાહાવા લે છે, પરન્તુ જે તરફ પાછું વળીને જોતા નથી; સેંકડોવાર સ્મરણ કરાવો, પણ અંગ્રેજોના કાનમાં તે પ્રવેશ થવાનું નથી. તે બધું શું કરવા કહીએ? રાજભક્ત બંગાલી! જે માર્ગે અંગ્રેજોનો સ્વાર્થ નાશ છે, તે શું તમે જોતા નથી? અમે છેડીશું નહિ; અંગ્રેજો અમને અકૃતજ્ઞ કહેશે, તમે અમને ગાળો આપશો. અમે પણ આ વખતે બધું ભૂલી જઇશું, આ વખતથી અમે પણ પાણી ભેળવેલા દૂધમાંથી દૂધ પીઇશું, પાણીને ત્યાગીશું. આ વખતથી અમે ડેલહાઉસિનું રાજત્વ ભૂલી જઇશું—આ વખતથી કલાઇવને યાદદાસ્તમાંથી ખસેડી મૂકીશું, આ વખતે ઇ. સ. ૧૮૫૭નો બનાવ વિસરી જઇશું હમણાથીજ અંગ્રેજ રાજત્વના જુલ્મ વિનાનો ન્યાય કરવાની પદ્ધતિની આડંબરમય વાર્ત્તા સાંભળીને

ગાયકવાડની જોડે ''નમાં જઇશું. જઇશું—વાર લગ
ડીશું નહિ. જે શિક્ષણના બળથી અમે આજે મુખ
ઉઘાડીને વાત કહી શકીએ છીએ, એ શિક્ષણ
ના ગુણ ગાઇશું, જે રેલવે કર્યાથી સ્વદેશનું નાણું
પરદેશનું તે લઇને વગર હરકતે દશ મહિનાનો રસ્તે
દશ દહાડામાં જઇએ છિયે. એ રેલવેની પ્રશંસા ક-
રીશું—પ્રશંસા કરીશું,—એ પણ છોડવાના નથી;
બધું બારીકીથી એકત્ર કરીશું, કરીને તે ગુણના ઉ-
પર બેસીને નિરંતર અંગ્રેજનું ગુણ ગાન કરતાં કરત
અનંતકાલ—સાગરમાં આ માનવદેહને તરાવીશું
પણ એક વાત છે! ભવિષ્યનો વંશ? ભવિષ્યનોવંશ
પણ શું આપણી પેઠે અંગ્રેજોના જોડા લુછશે? એ
અમે સહન કરી શકતા નથી. અમારા જીવનને વિ-
ક્રય કરીને પણ ભવિષ્યના વંશને જો પારકાના ઋ-
ણથી બચાવી નહિ શકાએ, તો અમે માણસ કેમ
થયા? અમારૂં જીવન વેચ્યું છે, જેથી ભવિષ્યવંશને
અંગ્રેજની આગળ પોતે વેચી ન શકે તે જો કરી
નહિ શકીએ; તો અમારૂં મન એકીવારે દગ્ધ થઇ
જશે? હિંદુસ્તાનના રહેવાસિ! હાલનું જીવન વેચીને
ભવિષ્યના કરજથી હિંદુસ્તાનને છોડાવવું જોઇએ!!
શી વાત કરવા આવ્યા હતા અને શી વાત કરી

ગયા. અમે અંકિત કરવા બેઠા છીએ. ભારતનો કલંકની શરૂઆત–ઇ. સ. ૧૮૫૭ ના બળવાના પહેલાનો વૃત્તાન્ત ડેલહાઉસિના સુવિસ્તીર્ણ રાજત્વકાલમાં હિંદુસ્તાને જે રત્નો પોતાના શરીરપરથી કાઢીને બ્રિટનના અંગપર નાખ્યાં હતાં, તે બધાં રત્નોની વાત હમણાં પણ સ્મૃતિમાંથી ગઇ નથી. અયોધ્યા, પંજાબ, મુલતાન, સતારા, બ્રહ્મદેશ વગેરે રત્નને શરીરમાંથી કાઢવાની વેળાએ હિંદુસ્તાને જે લાંબો શ્વાસ લાગ્યો હતો. તે શ્વાસની સાથે જરા આગની ચણુકારી પડી હતી, તે ચણુગારીએ સળગતા સળગતા ઇ. સ. ૧૮૫૭ માં હિંદુસ્તાનને કંપાયમાન કર્યું. તે ચણુગારી દિલ્લીના રાજ્યમાં ધીરે ધીરે બળતી હતી ઈ. સ. ૧૮૫૭ માં અકબરશાહના મરણ પછી બહાદુરશાહ ગાદી ઉપર બેઠો. તેની બેગમે જેનોતુમેહાલે એક કુવરને જન્મ આપ્યો, તેનું નામ જેયાનબક્ત પાડયું. અંગ્રેજ સરકારે ઘણા દહાડા સુધી ચક્રાન્ત કર્યા છતાં પણ દિલ્લીના બાદશાહને એકીવાર વગર સામર્થના કરી શકી નહિ, એ વખતે તેણે મોગલ બાદશાહીને દિલ્લીમાંથી દેશનિકાલ કરવા માટે નવી તદબીર કરી, પણ એકદમ તે કામમાં હાથ નાંખ્યાથી આખું દિલ્લી શહેર ખળભળી

જાય, એવા ડરથી તેણે આજ સુધી આ ભારે કામમાં હાથ નાંખ્યો નહોતો, હમણા ફકિરૂદ્દિનની જોડે છુપી મસલત કરીને તેને ગાદી ઉપર બેસાડયો, "આ ધારેલી સિદ્ધિ મેળવવા માટે દિલ્લીમાં ફકિરૂદ્દિન ના ઉત્તરાધિકારિત્વની ક્ષમતા જાહેર કરવામાં આવી જેનોતૂમેહાલ જનાનખાનામાં રહીને પોતાના કુંવરને ભવિષ્યના અંધકારના માર્ગની કલ્પના કરતાં કરતાં તે અસ્થિર થઇને અંગ્રેજની સામે ઠગબાજી કરવાની તેણે શરૂઆત કરી. દુર્ભાગ્યથી ફકિરૂદ્દીન ઈ. સ. ૧૮૫૬ માં મરણ પામ્યો. એ વખતે જેનાતમોહલની ખુશીની હદ રહી નહિ. લાર્ડ કયાનિંએ જરા દલગીર થઇને આ રાજ્ય લેવાને માટે મિર્ઝા મહમદ ફરાસની સાથે ઠગબાજી કરી. અને પછી કેટલેક દહાડે ત્યાના એજન્ટને નીચેની મતલબનો પત્ર લખ્યો,—

૧ બાદશાહના કાગળનો જવાબ લખવાની જરૂર જણાય, તો તમે લખજો કે મિર્ઝા જેયાનબક્ત ગાદી મેળવી શકશે નહિ.

૨ બાદશાહના મરણ પછી મિર્ઝા મહમદ ફરાસ દિલ્લીની ગાદી ઉપર બેસશે.

૩ ફકિરૂદ્દિનની જોડે જેવો બંદોબસ્ત હતો, મિર્ઝા

મહમદ ફરાશની જોડે પણ તેજ બંદોબસ્ત છે. પણ બાદશાહની ઉપાધિને બદલે તેને શાહાજાદા ઉપાધ લેવી પડશે.

૪— +

૫ આગળ કબૂલ કરેલા એક લખ્ખ રૂપીઆની ઠેકાણે ભવિષ્યમાં ૫૦૦૦૦ હજાર રૂપીઆ ફક્ત આપવામાં આવશે.

આ બધી હકીકત સાંભળીને જેનાતમેહાલ ક્રોધથી લાલપીળી થઇ ગઈ. વૃદ્ધ બાદશાહ બેગમને ખુશી કરવા માટે તેના કહેવામાં રાજી થયો, તેણે પ્રાણપણ કરીને અંતર બહાર પોતાની ઇચ્છા પૂર્ણ કરવામાટે ચક્રાંત કરવાનો આરંભ કર્યો. જેનાતમેહાલની ધારણ હતી કે જો બ્રિટિશ સરકાર પોતાની ધારેલી મુરાદમાં હરકત પુગાડે, તો પરદેશીઓની મદદ મેળવીને પણ અંગ્રેજોને હરાવવા. આ બધી હકીકત થયા પછી જેયાનબક્ત એક દિવસે કહ્યું હતું કે, થોડી મુદતમાં અંગ્રેજનું રાજ તેના ચરણમાં મર્દીત થશે. ઈ. સ. ૧૮૫૭ ની આગ, તે ચીણગારીથી સળગી હતી, તે આગ જેનાતમેહાલના હૃદયમાં હતી. ઈ. સ. ૧૮૫૭ ના આરંભમાં સરકારે જાણ્યું કે દિલ્હીનો બાદશાહ ઈરાન અને બીજા રાજાની સાથે મસલત કરીને તેને

હરાવશે; પણ દાંભિક અંગ્રેજે એકદમ આ ભયની હકીકત વિશ્વાસલાયક જાણી નહિ, ઈ. સ. ૧૮૫૭ ની શરૂઆતમાં બળવાની વાત આખી દિલ્લીમાં પસરી ગઇ. પતિત દેશને જગાડવાને માટે જે ઉત્સાહની વાતની જરૂર છે, તે યથા સમય દેશમાં પસરી ગઇ. અંગ્રેજનું રાજ્ય જવાનો વખત પાસે આવ્યોછે આ વાત એક ધાર્મિક મુશલમાને આખા દેશમાં ફેલાવી, અંગ્રેજો હિંદુનું નામ લોપ કરશે, જેઓ ખ્રિસ્તી થવાને ના કબૂલ થશે તેઓનું મરણ નિશ્ચય થશે ઇત્યાદિ પ્રકારની જૂદી જૂદી વાતો જૂદા જૂદા આકારમાં આખા દેશમાં દેશીઓને ઉત્સાહિત કરી મૂકયા. આખો દેશ લઢાઇને માટે ઉત્સુક થઇ પડયો. આપણો ઓળખીતો ધનપતસિંહ તે અરસામાં દિલ્લીમાં વિરાજતો હતો, તેણે દિલ્લીથી શરતચંદ્રને નીચલો પત્ર લખ્યો હતો,—

"જે વાસના પૂર્ણ કરવા માટે હું જૂદા જૂદા દેશમાં ફર્યો છું, તે વાસના ફળવતી થઈ છે, દિલ્લીનો બાદશાહ જૂદા જૂદા કારણથી ઉત્તેજિત થયો છે. અયોધ્યાની બેગમ અને નાગરપુરના મરાઠાઓ જુલમથી પીડાઇને દિલ્લીના બાદશાહની જોડે મળ્યા છે. ઇરાનનો બાદશાહ દિલ્લીના બાદશાહને મદદ આપશે

એવું સંભળાય છે. બિઠુરનો રાજા નાનાસાહેબ એ-કાગ્ર મનથી આ બધા સ્થાનની ખબર રાખે છે; થોડા દહાડામાં બળવો જાગશે. તમે હવે વિલંબ કરતા ના. નાનાસાહેબની જોડે મળીને તમને કાનપુરમાં રહેવું પડશે; હું ક્યાં રહીશ તે હું ખાતરીથી કહી શકતો નથી. નાનાસાહેબને તમારી હકીકત મેં કહી છે, તેના હાથ નીચે ૨૦ નંબરની ઘોડેસવાર ટુકડીના તમે કર્તા હર્તા થશો જલદી આવજો, તમે કાનપુર છોડીને પટનામાં શા માટે ગયા? હું કેટલાક દ-હાડા પહેલા કાનપુરમાં ગયો હતો; ત્યાં મેં સાંભળ્યું કે તમે પટનામાં ગયા છો. મારી ઇચ્છા છે કે હું પણ કાનપુરમાં આવું, તમે એ દિવસે મારી જોડે કાનપુરમાં મળજો મતલબ કે ૧૫ મેની પહેલાં કા-નપુરમાં હું આવીશજ." તમારો ધનપત્સિંહ.

પ્રાચીનકાલનો કોઇ બનાવ કાનપુર ભારતવર્ષીય ઇતિહાસમાં પ્રસિદ્ધ નથી. પૌરાણિક સમયના ગૌરવના કાંઇ ચિન્હ અહિં મળતા નથી. કાનપુરની ઉત્તર બા-જુએ અનન્તવાહિની ગંગા હિમાલય શેખરથી ઉત-રીને પ્રવાહિત થાય છે; દક્ષિણ તરફ માનવના હા-થથી બનેલો પહોળો રસ્તો અલાહાબાદથી દિલ્લી સુધી સ્વર્ણરેખાની પેઠે પડેલો છે. ઉત્તર પૂર્વ તરફ બીજો

એક પહોળો રસ્તો લખનૌ સુધી ચાલી ગયો છે. વચમાં એક રસ્તો બિઠુર સુધી ગયો છે. કાંનપુરની ભૂગોળના વર્ણનમાં એના કરતાં બીજું વધારે કંઈ નથી; કોઇ પ્રખ્યાત બનાવને માટે કાનપુર પ્રખ્યાત નથી. વેપારમાં—કેવળ ચામડાંનો ધંધો પ્રચલિત હતો. પણ ઇ. સ. ૧૮૫૭ માં અંગ્રેજ સરકારે લશ્કરની છાવણી સ્થાપવાથી કાનપુર પ્રખ્યાત થયું છે. આખું કાનપુર ૭ માઇલ ઘેરાવામાં છે, આ ૭ માઇલમાં ઘણાખરા અંગ્રેજોનું રહેઠાણ છે. ઇ. સ. ૧૮૫૭માં કાનપુરમાં અંગ્રેજના પગાર ખાનારા પેદલના ત્રણહજાર સિપાઇઓ હતા, યુરોપિયન સોલજરો લગભગ ૩૦૦ અને ઘોડેસવાર પણ ઓછા નહોતા. હુઇલર એ વખતે કાનપુરના લશ્કરનો ઉપરી હતો. હુઇલરે બીજી શીખની લડાઇમાં અદ્વિતીય શક્તિની ઓળખાણ આપીને પોતાનું નામ પ્રખ્યાત કર્યું હતું. મિરટ અને દિલ્લીમાં જ્યારે બળવો ઉઠ્યો હતો, ત્યારે કુટિલ રાજનીતિજ્ઞ આ હુઇલર પોતાના તાબેનાં લશ્કરમાં કાંઇ અસંતોષના ચિન્હ જોવામાં શક્તિમાન થયો નહોતો પણ અભિમાનથી ગવર્નર જનરલને લખી મોકલ્યું હતું—'કાનપુરમાં કંઈ ડરવા જેવું નથી.' લશ્કરની અંદર જે આગ સળગી હતી, તેના વિષય

તે સંપૂર્ણ રીતે અજાણ્યો હતો. પણ એ મહિનો ગયો કે તરત તેના લશ્કરમાં જરા ગડબડ થવા માંડી. લશ્કરમાં એકીવાર આ વાત ફેલાઇ ગઇ કે, "હિંદુ અને મુસલમાન લશ્કરને પૃથ્વીની નીચે કોઇ ઠેકાણે એકઠાં કરીને દાટવામાં આવશે.' દેશી સિપાઇઓ આ ખબર વિશ્વાસુ માણસથી સાંભળીને ઉન્મત્ત થઇ ગયા હુઇલર વૃથા યત્ન કરીને તેઓના મનનો એ ભાવ જ્યારે દૂર કરવામાં અસમર્થ થયો, ત્યારે ખ્રિસ્તી ધર્મની રક્ષા કરવા માટે યત્નશીલ થયો. કાનપુરના ઉત્તરના પશ્ચિમ તરફના મેગેઝિનના વિના બીજું સઆશ્રય સ્થાન એકે નહોતુ, પરંતુ એકદમ સિપાઇઓને કાઢીને તેનો આશ્રય દીધાથી સિપાઇઓ પહેલેથીજ હત્યા કરવામાં પ્રવૃત્ત થાય, આ બધાનો વિચાર કરીને હુઇલર કલકતા વગેરે સ્થાનમાંથી મદદની રાહ જોવા લાગ્યો. કાનપુરમાં તે વેળાએ એવો ખુમારો ઉઠયો કે બળવાખોરો સૈન્ય એકીવારે દિલ્લીની તરફ જશે. એક બે દહાડામાં હુઇલરે કલકત્તાની મદદની આશા છોડીને અલાહાબાદમાં નાસી જવાની મસલત કરી એ અરસામાં લખનોથી મદદ એકદમ આવી પહોંચી. લારેન્સની પાસેથી મદદ આવ્યા પછી હુઇલર બીઠુરરાજ નાના-

સાહેબની મદદ મેળવવા માટે માણસ મોકલ્યા. અંગ્રેજનો જુલમ મરાઠા લશ્કરમાં હમણાં જે આગ બળતી હતી, તેની ઓળખાણ બ્રિટિશ સરકાર કેવી રીતે મેળવે? નાના સાહેબ રાજભકત તરીકે પ્રસિદ્ધ હતો, એકદમ મદદ આપવાને ના કબૂલ થયાથી અંગ્રેજમાં મોટો સંદેહ થયો. ડેલહાઉસિએ પહેલા નાનાસાહેબનું લશ્કર વધારવાના માર્ગ ઉપર કાંટા નાખ્યા હતા, તથાપિ હમણા જે કંઇ હતું, તે કાનપુરના અંગ્રેજોના લશ્કર કરતા કંઈ ઓછુ નહોતુ.

જુન મહિના આરંભમાં કામની શરૂઆત થવાની વાત હતી, પણ સિપાઇઓમાં કાયારંભ સંબંધમાં ઘણી ગડબડ મચી ગઇ હતી. કોઈની ઇચ્છા, એકદમ આક્રમણ કરવાની હતી અને કોઈની મરજી ધીરે ધીરે ઘેરવાની હતી. ઘોડે સવારો થોડા સમયમાં અધીરા થઈ પડ્યા. નાના સાહેબે તીક્ષ્ણ દૃષ્ટીથી મેગેઝિન અને ખજાનાના ઉપર નજર ફેંકીને નવાબગંજમાં ઉભો રહ્યો, અને વિચાર કરવા લાગ્યો કે આ ઘડિયે એ બધું લેવાય શકાય, પણ બીજી તરફ સિપાઇઓ ઘોડે સવારોને ઉત્સાહિત ચિત્તથી અંગ્રેજના લોહીથી દેશને તરબોળ કરવાની વાટ જુએ છે. એ અરસામાં બીજા નંબરના ઘોડે સવારની ટુકડીના

સુબેદાર ટિકાસિંહ નાના સાહેબની જોડે મસલત ક-રવા માટે એક દહાડો આવ્યો હતો. ટિકાસિંહે કહ્યું, "તમે મેગેઝિન અને ખજાનાનો ભાર લ્યો, હું બધા હિંદુને મુસલમાન સિપાઈઓને મળીને અંગ્રેજ લોહીથી દેશને ખરડાવીશ. નાના સાહેબે કહ્યું, "હું એઉ તરફ છું." દાહાડા જવા લાગ્યા. ચારે બાજુએથી કામમાં જવા માટે લશ્કર અધીરૂં થઇ પડયું. તેઓ મેગેઝિન અને ખજાંનાની તરફ આગળ વધવા લાગ્યા, હવે બધે આગ સળગી ઉઠી. નવાબગંજમાંના કેદીઓને તા. ૪ જુને છોડાવ્યા, અને સરકારી વસ્તુઓ એક ઘડિમાં બાળીને રાખ કરી મૂકી. અંગ્રેજ કામદારોએ ખાડાનો આશ્રય લીધો. આવી રીતે ઠેક ઠેકાણે જાહેર રીતે બળવાનો આરંભ થયો.

આજ સુધી દિલ્લી જવાની વાત લશ્કરના માણસોના મનમાંથી ખશી ગઇ નહોતી. દિલ્લીના નવાબને મદદ આપવા માટે લશ્કર એકત્ર થઇને નાના સાહેબના તાબામાં કામ કરવાને કબૂલ થયું. પણ મુસલમાનોને મદદ આપવાની નાનાસાહેબની બહુ ઇચ્છા નહોતી, પોતે પ્રખ્યાત થવા માટે આતુર હતો, તેણે બધું લશ્કર લઇને તા. ૫ મી જુન કલ્યાણપુરમાં છાવણી નાખી.

નાના સાહેબ હમણાં ઘણો સામર્થવાન થયો હતો,

બધા સિપાઇઓ તેના તાબે હતા, તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે દિલ્લીના ઉપર જય કર્યાથી મને કંઇ લાભ થનાર નથી.. જય કર્યા પછી બધું લશ્કર મને છોડી જાય, ત્યારે હું શું કરીશ? દિલ્લીનો નવાબ કદાચ મારૂં સન્માન પણ ન રાખે, વળી કાનપુરમાં કહેવાથી હુંજ આ સ્થલનો રાજા થઇશ. થોડા અરસામાં અંગ્રેજનું રાજ્ય બળીને રાખ થઇ જશે, મારા આધિનમાં જે લશ્કર છે, જે મહાબળ એકત્ર છે, ધારૂં તો હું શું કરી નહિ શકુ? એક ઘડિમા મરાઠાનો વિજય નિશાન ગગનમાં ઉડાવીને મનની વાસના પૂર્ણ કરૂં! આ બધું મનમાં નક્કી કરીને તેણે કલ્યાણપુરમાં દરેક માણસના મન ફેરવ્યા, અને બધું સૈન્યબળને કાનપુર તરફ ફેરવ્યું.

ધર્મ પ્રસિદ્ધ ભરતખંડનો કલંક કહો કે બીજું ગમે તે કહો; આવીરીતે કલંકની આગ સળગી ઉઠી. પ્રભુભકત નાના સાહેબ અંગ્રેજોમાં રાજભક્ત તરીકે કેટલાક વરસ થયા પ્રસિદ્ધ પામ્યો હતો. અંગ્રેજની પાસે શબ્દમય આડંબર પૂર્ણ ઉપાધિ મેળવી છે, તે નાના સાહેબ એકાએક ગરમ થઇને આજે અંગ્રેજનો મોટામાં મોટો દુશ્મન થયો. આજ કાનપુરની હત્યાકાંડનો સર્વથી મોટો ઉદ્યોગી થયો. કોણ કહેશે

કે ન્યાયપરાયણ અંગ્રેજ રાજ જુલમ વિનાનું છે? જેઓનું સાહસ હોય, તેઓ ઇતિહાસનાં પાનાં ઉથલાવીને નાના સાહેબનું જીવન વાંચે, તેનાથી સમજશે કે જુલમના શિવાય ભકતનું થંડું લોહી કદીપણ ગરમ થયું નથી. ભારતવાસિયોનું લોહી કૃતજ્ઞતા વિનાનું નથી. નાના સાહેબ સિંહની પેઠે પ્રજવલિત થઇને એકીવાર તા. ૬ જુન હુઇલરની પાસે પોતાનું કામ કરવાનું જણાવ્યું ! નાના સાહેબે નિર્જીવના જેવું કામ કર્યું નથી—છુપી રીતે એકદમ અંગ્રેજના કિલ્લાપર હુમલો કર્યો નહોતો; એ હિંદુસ્તાનના રહેવાસીઓને કંઇ થોડો ગૌરવનો વિષય નથી. એ દહાડે તરત જો અંગ્રેજ રાજ્ય ચાલ્યું જાત, તો અમે કલાઇવ અને નાના સાહેબના જીવનનીસમાલોચના કરી. ને કહેત કે એક માણસ પરધનમાં મુગ્ધ ચોરના જેવો રાજ્યમાં પ્રવેશીને સિરાજની રાજગાદી ચોરી લીધી, બીજા એકે વીરની પેઠે બોલાવીને અગ્રેજ પરાક્રમને પરાજય કરીને પોતાનો જય ઘોષણા કર્યાછે. પણ હતભાગ્ય ભારતનું ગુરખા લશ્કરે વિશ્વાસઘાત કરીને છુટેલી શાંકળને પાછી પગમાં બંધાવી ! !

નાના સાહેબના તાબામાં બીજા કેટલાક સમર્થ્યવાન માણસો હતા, તેઓમાં બધા હિંદુઓ, હિંદુઓ

હતા. ટિકાસિંહના વિશે અમે પહેલાં લખી ગયા છીએ. જમાદાર દુલગનજનસિંહ અને સુબેદાર ગંગાદીને થોડો પરિશ્રમ કર્યો નહોતો. વળી એક માણસ, આ માણસના જેવો પરાક્રમશાળી માણસ એ વેળાએ ઘણો આવશ્યક હતો, તે માણસ આપણો ઓળખીતો શરતચંદ હતો. શરતચંદ ધનપતસિંહનો પત્ર મેળવીને પટનાથી કાનપુરમાં આવ્યો, તે હમણાં એક ટુકડી ઘોડસવાનો ઉપરી હતો. અંગ્રેજ ઇતિહાસ લખનારાઓએ હિંદુચરિત્રમાં દોષારોપ કરી કહ્યું છે કે કાનપુરના હત્યાકાંડમાં બધા હિંદુઓ હતા. પણ અંગ્રેજનો જુલમ નહિ થયાથી હિંદુસ્તાનમાં આ પાપ ચિત્ર આજે અમને અંકિત કરવું પડત નહિ. જુલમના શિવાય અંતરયુદ્ધ થતું નથી. તા. ૫ મી જુને નાના સાહેબ હુઇલરને પાસે જાહેર પત્ર લખ્યો; તા. ૬ ઠી જુને હુમલો કર્યો.

---

## પ્રકરણ ૪ થું.

### અંધારી રાત્રે.

જે અદરની આગ સળગીને ઈ. સ. ૧૮૫૭ માં ભરતને ડામાડોલમાં નાખ્યું હતું, કાનપુરનું હત્યાકાંડ

તેની એક ચણગારી માત્ર હતી, ઇતિહાસ આ વિ-
ષયમાં વિવિધ વર્ણથી ચિત્રિત કરીને ભરતખંડનો
ગૌરવ વધારે છે. દુશ્છેદ્ય ચિરદાસત્વની શાંકળ તોડીને
ભારત વખતોવખત જેવો રૂવાટાં ઉભાં થાય એવા
બનાવની અવતારણા કરે છે, તે અનંતકાળ ઇતિહા-
સના પડદામાં લખાઈ રહેશે. કાનપુરના હત્યાકાંડની
સાથે અમારો કહેવાનો સંબંધ છે, અમે તેનુંજ વ-
ર્ણન કરીશું; સિપાઈ યુદ્ધના ઇતિહાસમાં બીજા બ-
નાવો લખેલ છે.

આજે કાનપુરના હત્યાકાંડનો આરંભનો આગલ્યો
દિવસ છે. જે આગ ધીમે ધીમે શળગીને મહા પ્ર-
જ્વલિત હુતાશનમાં આવી હતી તે આગ આજ બળ-
તી નથી, આખો દહાડો ધુમાડો નીકળીને હમણાં
બંધ થઈ રહેલી છે, એ આગ કાલે સળગશે. જેઓ
આ બનાવના નાયક છે, તેઓ ઉત્સાહિત મનથી
વાટ જુએ છે.

રાત્રિએ દેખાવ દીધો, સૂર્યદેવ ડરતો ડરતો પોતે
પ્રકાશને હોલવીને ઝુંપડીમાં ગયો; પેલી બાજુએ ચં-
દ્રમા પ્રફુલ્લ વદનથી ભરતને હસાવવા આવીને ગંભીર-
ભાવથી બેઠો, કાનપુરની શોભા વધારવા લાગ્યો. ધીરે
ધીરે રાત અંધારી થઇ, ચોતરફ નિસ્તબ્ધતા ધારણ

ફરી. હથિયારનો અવાજ, છુપી મસલત તથા છુપું જવું આવવું ધીરે ધીરે બધું બંધ થઇ ગયું. કોઇ મેદાનમાં, કોઈ ઘરમાં અને કોઇ બહાર જેને જે જગા મળી ત્યાં વિશ્રામ કરવા લાગ્યા. શહેરની ચારે બાજુની જગા છુપાઅલવાખોરથી ભરાઇ ગઈ, તોપણ આજ કવખતે સઘળા મૂગા હતા. પ્રકૃતિ દેવી શો વિચાર કરીને આજ મૂંગી વેશ ધારણ કરીને વિરાજ કરવા લાગી. શરત્‌ચંદ્રની આંખમાં આજે ઊંઘ આવતી નહોતી, તે ધીરે ધીરે બિછાનાપરથી ઉઠીને દરવાજો ઊઘાડીને બહાર નીકળ્યો, પોતાની જોડે એક તરવાર લીધી, શા માટે લીધી તે તે પણ કદાચ તે વેળાએ જાણતો નહિ હશે. તેનું મન ચિંતામાં અભિભૂત હતું. ઘરમાંથી એક માઈલને છેટે તરંગવાળી ગંગા ખળખળ શબ્દથી લહેરો ઉઠાવતી ઉઠાવતી સાગરની પાસે જતી હતી, કેટલાં ગામ, કેટલાં મહોલા અને કેટલાંક નગરની પદસેવા કરતી કરતી આસ્તે આસ્તે જઇને સાગરમાં પોતાનું અસ્તિત્વ વિલીન કરેછે. નિશાનાથ પ્રફુલ્લ વદનથી પાણીના પ્રવાહને તૃપ્તિમાન કરીને અપૂર્વ સાજમાં સજિત કરેછે. થંડો પવન વહીને ખળખળ તરંગો મનના ઉલ્લાસની સાથે ચંદ્રનો પ્રકાશ હૃદયમાં ધરીને હસતા ફરેછે. હજારો લહેરો આ

વખતે ઉઠીને "બાલ્ય-સુલભ ચંચળતાની ઓળખાણ સ્વરૂપ એક 'પછવાડની તરફ થઇને બીજી તરફની પ્રફુલ્લતા નાશ કરીને પોતાના મનના સુખથી' હસે છે. એવી રીતે પુષ્કળ તરંગો લીન થયાથી પાછા "ઘણા નવા તરંગ તે સ્થાનમાં પૂર્ણ કરીને "મનના આનંદથી માના ખોળામાં છોકરાંના પ્રમાણે હસીને આહ્લાદ પ્રકાશ કરે છે. આકાશમાં એક ઠેકાણે એકાએક જરા મેઘ ઉઠ્યો, બીજાની ખુશીથી કાતર થઇને બીજાનું હાસ્ય મુખં ઝાંખું પડવા માટે ઉદિત થયું. પાણીનો તરંગ ચંચળ થઇને મલિન વેશથી ગોંચાટ કરી ઉઠયો, માતાની પાસે દુઃખની વાર્ત્તા દુઃખના અવાજથી બોલવા લાગ્યો. મેઘમાંથી કોઇ કોઇ પરદુઃખકારી દેવકન્યાઓ, સૌ દામિની વેશથી પળે પળે દેખાવ દઇને દીલાસો આપવા લાગી. મેઘ-પ્રતિબિંબિત જળ તરંગની પાસના સ્થાનોમાં ઝાંખા નક્ષત્રો પ્રકાશ આપતા હતા.

શરત્‌ચંદ્ર ચોતરફ ફરતો ફરતો આખરે આ નદી કિનાર આવી પહોંચ્યો. તેના મનમાં કંઇક બીજી જાતનો ભાવ ઉત્પન્ન થયો હતો તેથી તે વિચારમાં ને વિચારમાં તે સ્થળે બેસી ગયો. તે જગાપરની ગંભીરતા નિસ્તબ્ધતાએ તેને મોટા વિચારમાં નિમગ્ન કર્યો,

તે બહારના જ્ઞાનથી રહિત થઇને તે સ્થાનના ભાવ સમુદ્રમાં કુદી પડયો, તરંગમાં તે ડૂબકાં મારવા લાગ્યો. ક્ષણુકાળ પછી પાછો બીજો ભાવ ઉદય થયો, તે કહેવા લાગ્યો, "તટાભિધાતિની મા તરંગિનિ! તમારા હૃદયમાં આજે શા માટે આટલી બધી લહેરો ઉઠે છે! બીજે દિવસે તમને જોયાથી હૃદય દુઃખથી મુંઝાતું હતું, આજ તમને જોઇને પુષ્કળ ભાવ ઉદય થાય છે. તમારૂં નીલ વેશ કાલે લાલમાં આવશે એ વાસ્તે શું તમને આટલી ખુશી થઇ છે? કાલે તમારા મનની વાસના પૂર્ણ થશે તેથી શું તમારા મનમાં હર્ષનો પવન વહે છે? શું તેથી હૃદય નાચે છે? મૂંગી કેમ રહી? તમે પુષ્કળ માણસોને ખળ ખળ કરીને ઘણી શીખામણુ આપીને સુખી કરો છો, મારો પ્રશ્ન સાંભળીને શા સારૂ મૂગા રહ્યા? હું શું તમારા સુખનો કાંટો થયો છું—હું શું તમારી ખુશીનો કાંટો છું? નહિ તો એકદમ આ ભાવ શામાટે ધારણુ કર્યો? કહો—સુખ આપનારી, વિચાર કરનારની શક્તિ ઉત્તેજિત કરનારી, શરત્ચંદ્રની જીવન—તોષિણિ, શામાટે મૂંગો રહ્યો કહો? કહો, મારાથી જો તમારૂં દુઃખ દૂર કરવાને બદલે વધારે દુઃખની વૃત્તિ કરાતી હોય, તો કહો, હું ચાલ્યો જાઉં!"

એકાએક આકાશમાંના દૂરનાં વાદળાંએ ચંદ્રને ઢાંકી નાખ્યો, ચોતરફ એકદમ અંધારૂં થઈ ગયું; શરતૂચંદ્રના મનમાં વિષાદનો તરંગ નાચવા લાગ્યો, ચંચલ આંખમાં બારિ વરસાવવા લાગ્યાં મૃદુ અવાજે કહેવા લાગ્યો,—આ વખત શું! મારા વિષાદ સમુદ્રમાં વળી તરંગ ઉત્પન્ન થયો કેમ હશે? ચાર બાજુએ અંધારૂં છવાઇ ગયલું છે. પહેલાંની પ્રફુલ્લતા કયાં ગઇ? કોણે આ વખતે મારા આવા સુખમાં હરકત પુગાડી હશે?" આશમાની આકાશના એક ખુણામાં વાદળાં જોઇને કહેવા લાગ્યો. "તમારૂંજ આ કામ હોવું જોઇએ? તમારો મેં શો અપરાધ કર્યો છે કે તમે એકદમ મારા સુખમાં અડચણ નાખી, પ્રકૃતિનું સુખ શા માટે હરણ કર્યું? તમને બધી વખતે ચંચળ જોઊં છું, આજે આવો ભાવ શા માટે ધારણ કર્યો? વાયુથી બીજે સ્થળ ચાલ્યા જાઓ, મારા મનમાં હવે કષ્ટ આપતા ના. આ વિમળ ચંદ્રમા ઉચ્છ્વસિત તરંગની સાથે ઘણી ખુશીથી રમતા હતા, તમે હરકત શા માટે પુગાડી? હું અહિં આવ્યોછું તેથી કે શું? હું શું આવો નરાધમ છું કે જયાં જાઊંછું, ત્યાં વિષાદ તરંગ ઉઠે છે?" આકાશ ચંદ્રમાને ન જોતાં, "જગતસુખ! હાય તમે પણ હસતુ મુખ છુપાવ્યું!"

એકાએક હાથમાં પકડેલી તરવારના ઉપર નજર પડી, તેથી તરવારની તરફ નજર કરીને બોલ્યો, "શરત્‌ચંદ્ર ! તું પણ મલિન થયો છે? તારૂં આગળનું ચાકચિક્ય ક્યાં ગયું? જે જોયાથી હૃદય મન ઉત્સાહથી મત્ત થઇ જતાં હતાં, તે તારી આગળની ઉજ્વલતા ક્યાં છે? કેટલોક વખત પહેલાં તું ઘણા નવા ભાવથી મત્ત થઇને નાચતો હતો, આટલામાં વળી તારો આ ફેરફાર કેમ થયો ? મારૂં બળ, સાહસ, સર્વ તુ છે, તુ મારા ઉપર શા માટે નાખુશ થાયછે? શું બંગાળી છું તેમ કે? બંગાળીના હાથમાં તારૂં પવિત્ર અંગ કલુષિત થશે તેથી કે? હમેશાંના નિસ્તજ બંગાળીઓ છે તેથી શું તારા મનમાં ધિક્કાર છુટયો છે? શરતચંદ્રના ઉપર આટલી નાખુશ શા માટે થાય છે? હું શું આવો કૃતઘ્ન છું કે તારા નામથી કલંક ફેલાવીશ, આ જીવન રહેતાં સુધી તારી મનોવાંછના પૂર્ણ ન કરતાં હું શું મૂગો બેશી રહીશ! ત્યારે આવો ભાવ શા માટે ધારણ કર્યો! તારા મનમાં શું સંદેહ ઉત્પન્ન થાયછે, શા માટે સંદેહ ઉપજે છે તેનું તો કંઇ કારણ હું જોતો નથી હું તો પેલો શરત્‌ચંદ્ર છું, મારામાં શું હિંમત નથી? આ જો, તને આવી રીતે ચાલના કરી શકું છું,"

આમ કરીને તરવારની ચાલના કરવાનો યત્ન કર્યો. પરંતુ વિફળ યત્ન થઇને બોલ્યો, "આ શું કહેવાય ? હાથ નિસ્તેજ શા માટે થયો હશે ? બે કલાક પહેલાં હું કેવો હથિયાર ચલાવતો હતો, એટલામાં આટલો ફેરફાર ! આટલો ફેર કેમ પડયો હશે ? મન ! હું તને પૂછું છું કે તું આટલું ચંચળ શા માટે થાય ? તારી પહેલાંની દૃઢ પ્રતિજ્ઞા કયાં ગઇ ? સવાર થવા આવ્યું, એવા સમયમાં તું આટલું ચંચળ અધીરૂં શા માટે થાય ! તુ શેનો વિચાર કરે છે ! બંગાળીનું મન ચંચળ છે તેતો તુ સારી પેઠે જાણે છે, તો કામની વખતે તે ભૂલીને વળી ચંચળ શા માટે થાય છે ? સુખ મેળવવાની ઇચ્છા બંગાળી જીવનની સ્પૃહનીય છે, આદરૂણીય વસ્તુ છે, સંસારનું ઝેરી ફળ છે, તેતો તુ જાણે છે, તો તને વળી સુખની ઇચ્છા શા માટે કરવી જોઇએ ? વિલાસની પ્રિયતા બંગાળી જીવનનો ઉન્નતિનો કાંટો છે, તેતો તુ સારીપેઠે જાણે છે, તો તને વળી તે વિલાસની ઇચ્છા શા માટે થાય છે ? સ્વાર્થની મોહબત બંગાળી જીવનની તાબેદારીનો મૂળ સૂત્ર છે, એ વિષે તુ ઘણા દિવસથી જાણે છે, ત્યારે તારા હૃદયમાં તે ઝેરી ફળ અંકુરિત શા માટે થાય છે ? તુ શું જાણતો

નથી ? સંસારની ખોટી માયામાં મુગ્ધ થવું એ ગેરવ્યાજબી છે, તો પણ તુ વળી માયામાં શા માટે ફસાય છે ? મંત્રનું સાધન અથવા શરીર પતન આ મંત્ર તારા સર્વદાનો સોબતી છે. એ તું આજે શા માટે વિસરી ગયો છે ? આ પ્રશસ્ત પૃથ્વીમાં તારો બીજો કોણ છે કે, જેને માટે તું વ્યાકુલ થઇ રહેલો છે ? સંસારમાં કોઇ કોઇનું નથી. આંખ મીંચ્યાથી બધું નાશ થઇ જવાનું છે, ત્યારે તું આટલો અધીરો શા માટે બને છે ? ત્યારે તુ હિંદુસ્તાનને માટે પ્રાણ આંપવાને શા માટે અચકાય છે ? આ જીવન જેનાથી મેળવ્યું છે તે હિંદુસ્તાનને માટે આ શરીરનું રક્તપાત કરવામાં શા માટે દલગીર થાય છે ? શાનો વિસ્તાર કરે છે ? કંઇ પ્રતિમાએ તને અધિકાર કર્યો છે? આવા સુખના સમય કોણે તારા મનમાં સંદેહ ઉત્પન્ન કર્યો છે ? કોણે પેલી કાલફણીના ઝેરની વાત તારી સ્મૃતિપટમાં ચિતારી મૂકી છે ? એ વાસ્તે શું તુ સૂતો નથી ? એ વાસ્તે શું તારી આટલી વિડંબના છે, ધિક મન, આ વખતે કાયર પુરુષની પેઠે કામ કરવું તને યોગ્ય નથી ?"

વિજયી માણસો આ જગતમાં ઘણાજ ઓછા છે, મનુષ્યનું ચરિત્ર વિચિત્ર છે ! આપણે જેને પર-

મધાર્મિક અને જીતેંદ્રિય તરીકે ધારીને પ્રશંશા કરીએ છીએ તે પણ પવિત્ર આકર પરમેશ્વરની પાસે અપવિત્ર છે! સંપૂર્ણતા ઉત્તમ પ્રકારે મનુષ્ય જીવનમાં લગભગ બનતી નથી. વળી જોઇને આશ્ચર્ય પામીએ છીએ કે સંસારમાં આપણે જેને સંપૂર્ણતા ધારીએ છીએ, તેજ અસંપૂર્ણ હોય છે! આ સાંભળવામાં સારૂં લાગતુ નથી ખરૂં, પણ કદી કોઈનામાં પણ ચરિત્રમાં કાલાશ ઉદિત થઇ નથી, એ કોઇ પણ કહી શકતા નથી ધાર્મિક તેને કહીએ છીએ કે જે સરળ ભાવથી કબૂલ કરે, સંપૂર્ણતા જગતમાં મેળવી શકાતી નથી, વિજયી થઇ શકાતુ નથી, નહિ તો જેઓ વિજયી થઇને પોતાની ઓળખાણ આપે છે, તેઓને ઠગારા, પ્રવંચક, કપટી ધર્મમાર્ગના કાંટા જેવા ધારવા. મનુષ્યનું જીવન ચંચળતાના કલ્પિત ક્ષેત્ર છે, બંગાળી જીવનના દરેક કામમાં ચંચળતાની ઓળખાણ મળે છે, શરત્ચંદ્ર બંગાળી છે, તેથી તેમાં આ અસામાયિક ચંચળતા અસંભવ નહોતી.

રાત્રિ પૂરી થવા આવી, અંધારાના ખોળામાં થોડો પ્રકાશ તરવા લાગ્યો, ખીલતી જરા લાલાશવાળી પ્રકાશમાળા દિશાઓમાંથી ભ્રમણ કરીને દિવસની આગમન-વાર્તા પ્રચાર કરવા લાગી. શરત્ચંદ્ર ઘણી

વાર સુધી તે નદીના કિનારે ધ્યાનમાં લાગેલો હતો. મનુષ્ય જીવનનું અસાર સુખ કલ્પનામાં સૃજન કરીને એટલો ખુશી થયો હતો કે, બધા વિષય ભૂલીને એક માત્ર વિંધ્યવાસિનીને ધ્યાન ધરીને બંગાળી જીવનનું અસારપણું પ્રકાશ કરવા માંડયું. શરત્ચંદ્ર એકાગ્રચિત્તથી વિંધ્યવાસિનીના જીવનના બનાવના વિષે મનમાં ને મનમાં કલ્પના કરીને ચિત્રિત કરવા લાગ્યો. વિંદુનું સરળ હસવું, તેનો સરળ વ્યવહાર સરળ વાતચિત એક પછી એક તેના મનમાં આવવા માંડી. એક દહાડો નહિ હોળેલા વાળથી વિંધ્યવાસિની ફીકે ચહેરે બારીમાં લમણા ઉપર હાથ મૂકીને એકાગ્ર મનથી પ્રકૃતિની શોભા જોતી હતી, તેના ચહેરા ઉપર પળે પળે ઘણીક જાતના નવા નવા ભાવ પ્રકાશ પામતા હતા; શરત્ચંદ્ર એક દહાડો છુપાઇને એ બધું જોઇને જેટલો સુખનો અનુભવ કરતો હતો, તે આજે આ નિર્જન સ્થાનમાં કલ્પનાથી તેના કરતાં બમણું સુખ અનુભવવા લાગ્યો.

વળી એક દહાડો વિંધ્યવાસિની છુપાઇને મૃદુ મૃદુ હસીને શરત્ચંદ્રને જોતી હતી, શરત્ચંદ્ર તે જાણીને બોલ્યો, "તમે તને શા માટે જુઓ છો? વિંધ્યવાસિનીએ માથું હલાવીને કહ્યું, બે જણામાં કેટલો

ચહાવાનો સ્રોત વહી ગયો, એ બધી વાત આજ એકના પછી એક શરત્‌ચંદ્રના મનમાં આવવા લાગી સુખ પણ બમણું અનુભવવા માંડયું.

અનુભવથી તથા કલ્પનાથી જે જે સુખ મળે છે, તે સુખ કાર્ય કરવાની વેળાએ મળતું નથી, કાર્ય આવે છે, અને ચાલ્યું જાય છે. કાર્યની વેળાએ સુખ મેળવી શકાતું નથી. તે વેળાએ મન આટલું નિગૂઢ રીતે નિયુક્ત રહે છે કે સુખ તરીકે હૃદયમાં અંકિત થતું નથી. પણ બહુ દહાડા પછી જ્યારે તે વાત કલ્પનામાં ઉદિત થાય છે, ત્યારે બમણા સુખનો ઉપભોગ કરાય છે. શરત્‌ચંદ્રે આજે પહેલા પીછી પકડી, જીવનમાં બીજે ક્યાં પણ સુખ મેળવ્યું નથી. આજે પીછી લઇને વિંધ્યવાસિનીની સરળ મૂર્ત્તિ, સરળ ભાવ, સરળ હૃદય ચિતારવા લાગ્યો. પણ સુખ મેળવી શકયો નહિ, રાત ગઈ ને પ્રભાત થયું, ગડબડથી દિશા વ્યાપિ ગઇ, હથિયારના ઝણઝણ અવાજથી દિશા પૂર્ણ થવા માંડી. ચોતરફ બળવાની આગ સળગીને ભડકો થયો. શરત્‌ચંદ્રના હાથમાંથી એકદમ પીછી પડી ગઈ. વિંધ્યવાસિનીનો રૂપ વિચાર હૃદયમાંથી જતો રહ્યો.

શરત્‌ચંદ્રની જ્ઞાનચક્ષુ ઉઘડી ગઇ, ફરી સાહસથી

મન તેજવાન થયું, તે એકદમ પહેલાની પેઠે તરવાર હાથ ઝાલીને ચાલનો કરવા લાગ્યો; કુશળતામાં તેને અપાર આનંદ થવા લાગ્યો. તે તે સ્થળમાંથી ઉઠીને ટોળામાં મળવા ચાલ્યો.

---

## પ્રકરણ ૫ મું.

### હત્યાકાંડ.

હવે એક પગલું—શું મનમાં ડર ઉત્પન્ન થાય છે, ધીરે, ધીરે, ધીરે, બંગાળી વાંચનાર! હવે એક પગલું આગળ વધો. ક્ષણ રહેનારૂં માનવનું જીવન લડાઈના મેદાનમાં કેવી રીતે અનંતકાળના પ્રવાહમાં ભળી જાય છે, તેની કલ્પના કર્યાથી શરીર ઉપર શું રૂવાટાં ઉભાં થાય છે? શું તે કલ્પનામાં આવતા નથી? ધીરે, ધીરે, તેનો અભ્યાસ પાડો, પાછા હઠશો ના, આગળ વધો. જાઓ!—તમે શા માટે આવતા નથી? અનીત કાળની સાક્ષી ઇતિહાસ તમારા જ્ઞાનની તે ખોટ પૂરી પાડશે.

આજે પણ દહાડો છે, વળી આગળના સમયના આવર્ત્તનમાં રાત્રિના પછીના મુહૂર્તમાં તે પ્રકાશ માથા ઉપર શોભા આપે છે તે પણ દહાડો છે. દ-

હાડામાં તારતમ્ય નથી, પણ આજનો દહાડો લોહી-
ના અક્ષરનો ચિરંતરનો દહાડો છે, નિરંતર મનુષ્ય
હૃદયમાં તે અંકિત રહેશે, અંગ્રેજના અંતઃકરણમાંથી
તે કદી પણ સ્વચ્છ થઇને જતો રહેશે નહિ.-તે સા-
રૂં છે કે ખરાબ? અમારા મનમાં જો ભવિષ્યની
આશાનું બીજ અંકુરિત થાય-વળી અમે જો રાજ-
નીતિજ્ઞ થઇએ, તો કહી શકીશું કે આ બનાવના પ-
છી હિંદુસ્તાનના રહેવાસીઓનું નશીબ ફર્યું છે અને
તે પહોળા સ્થાનમાં આવ્યું છે, આ બનાવથી અં-
ગ્રેજો પોતાની ચતુરાઇના બળથી હિંદુસ્તાનના વતની-
ઓને રમવાની ઢગલીની પેઠે ભવિષ્યમાં સાવચેત
થઇને કાર્યના મેદાનમાં ફરીને પોતાનું કામ કાઢી
લેશે. નહિ તો હમણા જે રીતના છીએ એમાં કહે-
વું પડશે, વખતોવખત અંગ્રેજોને સાવચેત કરવા
ઠીક છે, કારણ કે આપણે આશા વિનાના, આપણું
બળ, વીર્ય સર્વદા ગયલું છે; અંગ્રેજો જરા નહિ ડ-
ર્યાથી આપણા હાડકાં માંસ જુલમથી બળીને અંગાર
થઈ જશે. વળી ધાર્મિકો શું કહેશે તે શું જાણો છો!

શહેરના રહેવાસીઓ, નાસો-પેલું જુઓ લશ્કર
આવે છે,-એક, બે, પાંચ, પચાસ, સો, શું ગણોછો?
નાસો, નાસો, જુઓ અનંત પ્રવાહ આવે છે? કેટ-

લા ગણીએ? પાયદલ લશ્કર ચાલેવા લાગ્યું, કયાં જાય છે? આટલું લશ્કર કયાં હતુ? એક હજાર બે હજાર, ચાલતા ચાલતા દશ હજાર પાયદલની એક હાર ચાલી ગઇ. ત્યાર પછી આ શું! ઘોડા શા માટે? શિક્ષિત વીરપુરુષો સજીને ઘોડા ઉપર બેઠેલા છે–તરવાર મ્યાનમાંથી કાઢેલી છે. ઘોડા ચલાવે છે, તડાક, તડાક, તડાક, શહેરના રહેવાસીઓ નાસો, નાસો, આજે સુખની દુકાન ભાંગશે, આજે સુખનો મેળો તૂટશે. હમણા પણ શું જોતા નથી? નાસો, નહિ તો તમને કોણ બચાવશે! એક ઘોડેસવારની ટુકડી ચાલી ગઈ, તેની પછવાડે આ શું જણાય છે? બધાનો પોશાક એક જાતનો છે, આ જુઓ બીજી જાતનો; બધાની આકૃતિ એક પ્રકારની છે, આ આકૃતિ સંપૂર્ણ જૂદી છે; આ માણસ કોણ છે! આ-માણસ શું કહે છે? મૂંગા રહો, સાંભળો, શું કહેછે!

નિર્ભીક શહેરના રહેવાસીઓ! હમણા શું નાસતા નથી! આ જુઓ વળી શું આવે છે. રણનાં વાજાં વાગે છે,–ઝમ, ઝમ, ઝમ, વાગીને નિરુત્સાહવાળા ચિત્તને પણ થોડા કાળને માટે ઉત્સાહિત કરે છે–ઝમ, ઝમ, ઝમ. રણવાદ્ય વગાડતી એ ટુકડી જતી રહી. નરનારીઓ જાણે સોંગ જોતા હોય તેમ જોતા ર-

હેલા હતા. હવે કેટલો વખત જોઈશું? આ જુઓ પ્રબળ તોફાનની પેઠે વાયરો વાય છે. વળી આ શું, શેનો અવાજ કાનમાં આવે છે? પ્રલયનું શું તોફાન છે? જો તેમ હોય, તો શહેરના રહેવાસીઓ એકબીજાથી છિન્નભિન્ન થઇ ગયા. ઘોડાના દોડવાથીં ધૂળ વરસતી હતી અને ચારે દિશા અંધારી થતી હતી. શું આ એક ઘોડો છે? નહિ પણ તે દશહજાર ઘોડાં છે; નગરવાસીઓ માંથી કોઈ પુત્ર વિનાના કોઇ સ્ત્રી વિનાના કોઇ મિત્ર વિનાના થઇને અને કોઈ માબાપ વિનાના, થઇને રહેવા લાગ્યા, તેઓને વાયુમાં છિન્ન ભિન્ન કરી નાખ્યા, ગડબડથી ચારે બાજુ પૂર્ણ થઇ પડી. તે વેળાએ કોઈ કોઇને કહેવા લાગ્યા, કંપનીકા મુલક, કંપનીકા જય—કંપનીકો? મૂર્ખ નગરવાસિ! તારી કંપનીનું ઉત્તમ બજાર આજ તૂટી જાય છે, આજે તેઓને શા વાસ્તે બોલાવે છે?

પેલી તરફ કિલ્લામાંથી તોપોનો અવાજ થયો—દડુમ-દુમ્-બમ્, દડુમ દુમ્ બમ્ એક, બે, ત્રણ ગર્જના ગર્જના એકીવારે પચાસ તોપો ગર્જીને બધી દિશાને અંધકારમાં આણી, તોપ વળી ગર્જવા લાગી-દડુમ દુમ બમ; દડુમ દુમ બમ કોણ ડરશે? નિર્બોધ અં-

ગ્રેજ, જો હિંમત હોય, તો સામે લડાઇ કરવાને આવ, જોઉં તારા વીર-અહંકારનો ભૂકો કરી શકું છું કે નહિ? નહિ તો ગૃહપિંજરામાંથી તારૂં ગર્જન દુડુમ્ દુમ્ બમને કોણે ડરવાના છે?

એક દહાડો હિંદુસ્તાનમાં હતો, જ્યારે તારા ગર્જન દુડુમ્ દુમ્ બમના ભયથી શરીર ધ્રુજતું હતું, હમણા કોણ ભય કરશે ? ભય નથી, સૈન્યો આગળ વધો ! પાંચ પાયદલના માણસો મર્યા, આ દશ જણા, આ ત્રીસ માણસો ? ભયથી નાસતા ના; સિપાઇઓ કિલ્લાના દરવાજાની પાસે જાઓ. હવે તોપો ક્યાં પણ ગર્જશે ? આ જુઓ આસ્તે આસ્તે ગર્જવાની સંખ્યા ઓછી થાય છે. ભય નથી, સિપાઇઓ ! વીરની પેઠે કિલ્લાના દરવાજા ઉપર જાઓ. મૂર્ખ અંગ્રેજ ! હવે કેટલીવાર સુધી ગર્જશો ? આ જુઓ હવે દારૂગોળો નથી, આ જુઓ ગોળાની સંખ્યા ઓછી થઈ છે. ડર્યા વગર સિપાઇઓ આગળ વધો, હવે ભય નથી. તોપની ગર્જના બંધ થવા આવી છે. હતભાગ્ય બ્રિટિશના સિપાઇઓ ! તારો અભિમાન આજે ભૂકેભૂકા થશે. આજે તમારૂં પતન ખચીત થવાનુંજ છે ! ડર્યા શિવાય સિપાઇઓ આગળ વધો ! કિલ્લાના ઉપર જય કર્યાથી તમારો આ દેશપર અધિકાર

થશે, અંગ્રેજનો જુલમનો બદલો લેશો, ચાલો સિપા-
ઈઓ આગળ વધો. કિલ્લાના દરવાજા બંધ છે, દરવા-
જો ભાંગી નાખો, કોની મગદુર કે દરવાજો તોડે ?.
ધીરે ધીરે બધા સિપાઈઓએ આવીને કિલ્લાને ઘેરી
લીધો, પેદલનાં માણસો રણવાદ્ય વગાડવા લાગ્યાં–દ-
રવાજો તોડો, ભાગી નાખો, કોઇની મગદુર કે દરવા-
જો તોડે ? એકીવારે હજાર બંદુકનો ગુડુમ ગુડુમ
અવાજથી કિલ્લો થર થર કંપાયમાન થયો, તો પણ
દરવાજો ભાંગ્યો નહિ, પેદલ સિપાઇઓએ દરવાજો
ભાગવામાં હાર ખાધી. પહેલાં ઘોડેસવારના માણસો
આવ્યાં. ઘોડેસવારમાં જે બધાથી મોટો હતો તેણે કહ્યું
તોપને લગાડો, તોપ છોડો, બંદુકની શી બીશાદ છે.
કે કિલ્લાનો દરવાજો ભાંગી શકે ? તરત તોપનો મોટો
અવાજ થયો, એકીવારે વીસ તોપનો ગંભીર હુંકાર
થઇને દરવાજો ભાગી ગયો. સિપાઇઓ તરત ડર્યા
શિવાય કિલ્લામાં પેઠા. રણવાદ્ય તરત વાગી ઉઠ્યું,
કિલ્લો ઘેર્યો. જુલમખોર અંગ્રેજો ક્યાં છે? કોની મ-
ગદુર કે આગનો વેગ રોકી શકે? આગ હું હું કરતી
શળગી ઉઠી ને ઘરબાર સર્વને ભસ્મમય કરવા લાગી!
અંગ્રેજ-પતંગ ઉપાયહીન થઇને આગમાં બળીને મ-
રવા લાગ્યા ! ! સાવધાન ! ચતુર અંગ્રેજ ઉપર વિ-

શ્વાસ રાખતા ના, પૃથ્વીમાં બીજા બધાનો વિશ્વાસ કરજો પણ વેપારીના વેશધારી ચતુર અંગ્રેજોનાં ઉપર વિશ્વાસ રાખશો ના. સાવચેત! ઘોડેસવારો! ઘોડા ઉપરથી ઉતરતા ના, આ તરફ આગળ વધો અહંકારી-આત્માભિમાની-કૃતઘ્ન--વિશ્વાસઘાતક અંગ્રેજો ક્યાં છુપાયલા છે, તેને શોધો! પેલી બે અંગ્રેજ લશકરની ટુકડી છે, આગળ વધો! હુઇલર અને મૂરનાં માથાં છેદન ન કરી શકયાથી બચવું મુશ્કેલ છે, ઘોડેસવારો ડર્યા વિના આગળ વધો! ચારે તરફથી ઘેરો. જોજો એક પણ પ્રાણી નાસી જાય નહિ; સાવચેત! સાવચેત!! રણવાદ્ય વાગીને કહેવા લાગ્યું—સાવચેત, સાવચેત!! મૂર્ખ ઘોડેસવારો આ શું કહો છો? લૂંટવાનો આ વખત નથી. ઘોડેસવારો આ શું કરોછો? શત્રુનું બીજ શામાટે રાખોછો? એ પેલી બ્રિટિશ સ્ત્રીઓ લઢાઇમાં આવે છે, ઓપેલા બાળકો, સાવચેત? કોઇ પણ જાળ કાપીને ન જાય! પેલો મછવો જાય છે, મૂર્ખ સિપાઇઓ શું જુઓછો! મછવાને જવાની કોણે રજા આપી? શું અલાહાબાદમાં મછવો જાય છે? જવા દેશો ના. આગળ વધો! મુલતાનની છેલ્લી લઢાઇનું પરિણામ શું યાદ નથી? શું અંગ્રેજનો જુલમ ભૂલી ગયા છો? શત્રુના વંશ

ધ્વંશ કરવાની વખતે વળી માયા દયા શામાટે જોઇએ? સિપાઇઓ વીરની પેઠે આગળ વધો ! ઝમ-ઝમ ઝમ વગાડીને રણવાદ્યે કહ્યું, હવે વખત લગાડો ના.. મછવો પકડો, એક પણ છોડશો ના, બધાને તરવાથી મારી નાખો, સાવચેત ! મોટા બે સિંહને મારશો ના ! મછવાને નદીમાં ડૂબાડી નાખો, મછવાને નદીમાં ડૂબાડી નાખો.

શહેર નિષ્કંટક થયું નહિ ! અંગ્રેજના ઘરમાં શોધો ! ઘોડેસવારો, ડર્યા વિના અંગ્રેજોના મકાનમાં જાઓ. કોઇને પણ બાકી રાખશો ના, જડમૂળથી ધ્વંશ કરો, અંગ્રેજના ઘરમાં આગ લગાડો. દોડતા આગળ વધો. સિપાઇઓ ! નિરંતરના જુલમનો બદલો લેવાનો આ સમય છે. હે મૂર્ખ સિપાઇઓ ! શું જુઓછો, આગળ વધો !—કૃતઘ્ન, કાયરપુરુષ ! તમારી તરવાર હજી પણ શું લોહીથી ખરડાઇ નથી? જલદી જુઓ, પેલું જુઓ એક સફેદ રીંછ નાસેછે ડર્યા વિના જાઓ તરવારને લોહીથી ભીજવો. જોજો, કોણે કેટલીવાર તરવારને લોહીથી ભીની કરી છે, તમે આ વખતે કરી છે ઠીક તમને કંઈ ઈનામ મળશે; તમે બેવાર, તમે ત્રણવાર, તમે દશવાર, તમને લાયક ઈનામ મળશે. તમે સોવાર, આ નાનું રાજ્ય તમારૂં

થશે. જાઓ સિપાઇઓ, નિર્ભયથી જાઓ, જો રાજ્ય પામવાની આશા રાખતા હો, તો સેંકડોદ્ધાર તરવારને લોહીથી ભીની કરો.

સાંઝ પડી છે, સિપાઇઓ! હથિયાર છોડીને જતા ના. શો ભરૂંશો? ઉન્નત-ફણા ઝેરી ભુજંગને ઘરમાં રાખીને ખાતરીથી વિશ્રામ કરજો, પણ હથિયારબંધ અંગ્રેજો જે શહેરમાં કે ગામમાં પ્રવેશ કરે છે, તે ગામમાં કે નગરમાં સ્વતંત્રતાથી રહેવામાં કે જીવતા રહેવાની જો ઇચ્છા હોય તો અંગ્રેજની તરવાર જમીન ઉપર પડયા છતાં પણ વિશ્વાસ રાખશો ના. હમણાં પણ બીજા સ્થળમાંથી અંગ્રેજો કદાચ આવે. જાઓ, નિર્ભયથી અંગ્રેજના ઘરમાં પ્રવેશ કરો. લૂંટવાનો આ વખત છે, જાઓ નિર્ભયથી લૂંટીને એકઠું કરો.

આવી રીતે લાગટ ત્રણ અઠવાડિયાં સુધી બળવાની આગ સળગતી હતી; ઇતિહાસમાં તેનું જાજ્વલ્યમાન ઉદાહરણ રહેલું છે; અમે હવે અમારી આખ્યાયિકાનો ભાગ ગ્રહણ કરીએ છીએ. તા. ૬ ઠી જુનથી જુલાઇના પહેલા અઠવાડિયા સુધી અંગ્રેજો એક દહાડો પણ નિરાંતે રહી શકયા નહોતા.

જ્યારે બધા સિપાઇઓ શ્રેણીભંગ થઇને લૂંટવાને લાગ્યા હતા, ત્યારે શરત્‌ચંદ્ર ઘોડાને જલદીથી ચ-

લાવતો એક અંગ્રેજના ઘરમાં પેઠો, તે વેળાએ સાંઝ-નો વખત હતો. ઘરમાં પ્રવેશીને જોયું કે ઘર નિસ્તબ્ધ થયલું છે, ક્યાં પણ માણસ છે એવું જણાતું નહોતું; તે ઘોડા ઉપરથી ઉતરીને ઘોડાને બાંધીને ઘરમાં જતો હતો અને પોતાના મનની સાથે વિચાર કરતો હતો—મારી મનોવાંછા પૂર્ણ થઈ; કાનપુર નિષ્કંટક થયું, આગળ આ ઘરમાં પ્રવેશ કરવું એ કોની તાકાત હતી? પહેલા આ બંગલો અંગ્રેજના અભિમાન તથા અહંકારથી ભરપૂર હતો, આજે એકીવાર તે અહંકાર ચૂર્ણ થયો છે! અગાસી ઉપર હમણા પણ અંગ્રેજનું નિશાન એકાધિપત્યની ઓળખાણ આપે છે, ચાલ જઇને પહેલા આ નિશાનીને પગ નીચે મર્દન કરૂં, એને મર્દન ન કરી શકયાથી હવે શું સુખ વળનાર છે? આવો વિચાર કરીને શરતચંદ્ર ડર્યા વિના દાદર ઉપર ચઢવા લાગ્યો, ઉપર જવાની વખતે એક શબ્દ એકાએક તેના કાનમાં ગયો; અગાસીમાં જઇને જોયું કે તે જે દરવાજામાંથી ઓરડીમાં જતો હતો તે દરવાજો બંધ થયો છે. વળી જોયું કે જ્યાં તેનો ઘોડો બાંધેલો હતો, તે ઠેકાણે ઘોડો નથી. જરા આશ્ચર્ય પામ્યો. તરત તે અગાસી ઉપરથી ઉતર્યો, પણ કયાં પણ કોઇને તે જોઈ શકયો

નહિ. બીજે ઠેકાણે તેને જોઇને તેનો ઘોડો એકીવારે ઓરડવા લાગ્યો, તે ઘોડાની પાસે જઇને પાછો આવ્યો; મનમાં નાના પ્રકારના સંદેહ આણવા લાગ્યો; વિચાર્યું, શત્રુના ઘરમાં હું એકલો છું. થોડી વારે પાછો નિર્ભયથી ઉપર ચઢ્યો, ચઢીને જ્યાં પેલું વિજયનું નિશાન ઉડતું હતું, ત્યાં જઇને ઉભો. ક્ષણુકાળમાં તેનું મન ઉત્સાહથી ગરમ થયું; પોતાની કમરમાંથી તરવાર કાઢીને ડાબે હાથે નિશાનના દાંડાને અડ્યું. નિશાન હાથના સ્પર્શથી ફરકવા માંડયું, તે ગુસ્સાથી કહેવા લાગ્યો, "વિજય નિશાન! હવે શા માટે? દુરાચારી, પાપિષ્ઠ, ઘોરતર જુલમી અંગ્રેજનું રાજત્વનું શું તુ એકાધિપત્ય પ્રચાર કરે છે? હવે શા માટે? આ વખતે તને પગનીચે કચરી નાખીશ! કોણ તારી રક્ષા કરી શકશે? આ મેં તને પકડયું છે, કોણ તને મારા હાથથી છોડાવી શકશે? હવે એક પળ છે! હવે એક પળમાં તારી જગાએ સ્વદેશનું નિશાન ઉડાવીને મનની ઇચ્છા પૂર્ણ કરીશ—હવે પળ પછી તારૂં અસ્તિત્વ ભૂતમાં મેળવીશ!"

વાવટો અભિમાનથી ફડકવા લાગ્યો! શરતૂચંદ્રે પોતાની તરવાર ઉગામી, એવામાં એકદમ તરવારમાં કોઇનો ધક્કો લાગ્યો.—આ શું? શરતચંદ્રે પાછું વળી

જોયું, ચાર અંગ્રેજો રણુસજામાં સજિત થઇને ઉભે-લા છે, શરત્ચંદ્રે જેવી આંખ્ય તાકી તે તરત ચાર-જણા ગર્જીને ભીમનાદથી બોલ્યા, "પહેલા લઢાઇમાં અમને હરાવો, ત્યારપછી વિજય નિશાન ફાડજો. આવું કહીને તેઓ મોટો અવાજ કરતા કરતા શરત્ચંદ્રની પાસે. આવી પહોંચ્યા, શરત્ચંદ્રને હવે વખત મળ્યો નહિ, તેથી બોલ્યો, "એમ છે તો ઠીક છે." આમ ક-હીને પોતાની મ્યાનમાંથી કાઢેલી તરવાર વેગથી ફેર-વવા લાગ્યો, પળમાં તરવાર વિજળીની પેઠે વાયુભે-દીને શરત્ચંદ્રની વાસના પૂર્ણ કરી, તે પહેલા સંચા-લનની સામે અંગ્રેજ એકાએક સ્થાનભ્રષ્ટ થઇને જ-મીન ઉપર પડયો. પાસે ઉભેલા ત્રણ અંગ્રેજો જોઇને આશ્ચર્ય પામ્યા, શરત્ચંદ્ર તુરત પરાજિત અંગ્રેજના હાથમાંથી તરવાર બળપૂર્વક ઝુંટાવી લીધી; બે હાથમાં બે તરવાર વિજળીની પેઠે રમવા લાગી. મૂર્ખ અં-ગ્રેજ! આ તોપ નથી, આ હિંદુસ્તાનીઓની હસ્ત ચાલના છે; શરત્ચંદ્રે મોટે અવાજે કહ્યું, "હજી પણ હથિયાર છોડીને તાબેદારી કબૂલ કરો, નહિ તો હવે એક પળમાં આ સંસારમાંથી તમને હું વિદાય કરી-શ. આ દેશના માણુસની આગળ શું અંગ્રેજો તા-બેદારી કબૂલ કરે? છેલ્લું લોહીનું ટીપું શરીરમાં નિ-

શલ ન હોવાથી મુહિ! આમ કહીને અંગ્રેજ પતંગે આગમાં પ્રવેશ કરવાનો આરંભ કર્યો. શરત્ચંદ્રે એ તરવાર-ચલાવ્યાથી પાછી આગ સળગી; જે પળે વિજળી ચમકવા લાગી, ત્યારપછી પળે વળી બીજો એક અંગ્રેજ જોવામાં આવ્યો. શરત્ચંદ્ર આ વેળાએ પોતાનો વેગ રોકી શક્યો નહિ, તરવારનો વેગ ચોથે માણસના ઉપર સંચાલન કર્યો એવામાં તેના પગમાં એક મોટો આઘાત લાગ્યો. પડતાં પડતાં તેણે હાથમાંની તરવાર ચોથા માણસના ઉપર જોરથી ફેંકી જમીન ઉપર પડતાં પડતાં તે અંગ્રેજે જમીન ઉપર પડીને પ્રાણત્યાગ કર્યો.

શરત્ચંદ્ર પડીને અચેતન થયો. શરત્ચંદ્રનો પગનો આઘાત ભારે હતો, ત્યાં એકાએક એક માણસે આવીને શરત્ચંદ્રના પગપર કંઈ ઔષધ લગાડયું; ત્યાર પછી તેને ઉચકીને એક ઓરડામાં પ્રવેશ કરીને તેણે એક સ્ત્રીને કહ્યું, "શો વિચાર કરે છે, એની સેવાચાકરી કર, સ્ત્રી આશ્ચર્ય પામીને જોવા લાગી, પરંતુ કોણે વાત કહી, તે સમજી શકી નહિ; તે માણસ પળમાં શરત્ચંદ્રને ત્યાં મૂકીને અદૃશ્ય થયો. કોણ આવ્યું હતું? સ્ત્રીએ વિચાર્યું, યુવક-સૈન્યને આ મુમુર્ષ દશામાં કોણ મૂકી ગયું? ગમે તે હો, અંગ્રે-

જના હાથથી અચવા પામ્યો છે; હવે ડર નથી. સ્ત્રી આવો વિચાર કરતી હતી. અડધી રાત્રિએ શરત્ચંદ્રને જરા શુદ્ધિ આવી, વેદનાથી શરીર અસ્થિર થયું છે, તરસથી ગળું સૂકાય છે, શરત્ચંદ્રે કહ્યું; "પાણી પાણી." પરંતુ પાણી કયાં છે! તે સ્ત્રી દીવો લઇને આખા ઘરમાં શોધી વળી પણ કયાં પણ પાણી મળ્યું નહિ. અગાસી ઉપર જઇને અંગ્રેજોના મૃતદેહ જોયા. પણ પાણી મેળવી શકી નહિ, આખુ ઘર શોધી વળી પણ કયાં પણ પાણી જડયું નહિ.

એક કલાકે બીજી એક સ્ત્રી એક વાસણમાં પાણી લઇને ત્યાં આવી, ઉપર લખેલી સ્ત્રી ઓળખીને બોલી, "તુ આવી છે તો સારૂં કર્યું, તું કેવી રીતે આવી." આ વખતે શરત્ચંદ્રે પાછું કહ્યું, "પાણી." આ વખતે ઉપર કહેલી સ્ત્રીએ વાસણમાંનું પાણી લઇને બોલી,–પાણી લાવી છું હું યવની નથી પાણી પીઓ. સ્ત્રીનો પોશાક યવનીના જેવો હતો. શરત્ચંદ્ર સમજી શકયો નહિ, ફરી કહ્યું "પાણી" પહેલી કહેલી સ્ત્રીએ પાણી મુખમાં રેડયું શરત્ચંદ્ર જરા પાણી પીને નિસ્તબ્ધભાવથી પડી રહ્યો.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### સજા.

સારૂં હો કે ખરાબ હો, હતભાગિયણ માલતી દેવીએ પુત્રનો જન્મ આપીને રજનીબાબુનો કલંક વધાર્યો હતો, તે ઝેરના જેવા દુધપીનારા બાળકે એક મહિનો જતાંમાં પોતાનું અસ્તિત્વ અનંતકાળ પ્રવાહમાં મેળવ્યું. માલતીદેવીએ અચલ મનથી, દશ મહિનાનું સંચિત રત્નને નિરંતરને માટે વિસર્જિન કરતાં જોયું, જરા પણ આંખમાંથી આંસુ પાડ્યાં નહિ. માલતીદેવી–મણિ ગુમાવેલી ફણિની છે, પણ માલતીનું મન અટલ હતું, તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે આ બનાવથી જો પવિત્ર રજનીબાબુનો કલંક ધોવાય તો સારૂં. જીવનનું એક અમૂલ રત્ન ખસેડીને માલતીદેવી રજની બાબુનો કલંક દૂર કરવાની આશાથી ઉત્ફુલ્લ ચિત થઇ; પણ ઝેરી હૃદયનાં નર નારીઓએ એ બનાવને વધારે દોષવાળો કરી મૂક્યો. આ બનાવથી રજનીબાબુને સરકાર તરફથી સજા કરવામાં આવી. માલતીદેવીના કહેવા પ્રમાણે મરી ગયલા પુત્રને જમીનમાં દાટી રાખવામાં આવ્યું.

આ બનાવ બન્યા પછી ગોવિંદપુરમાં ખુમાટો ઉ.

ક્યો કે રજનીબાબુનો પુત્ર માલતી દાશીનો જારજ પુત્રને મારીને જમીનમાં દાટી રાખ્યો છે. રજનીકાંત ઘોપના પુત્ર વગરના મામાના મરણ પછી, ત્યારે તે ગોવિંદપુરમાં આવીને બધી માલમીલકતનો વારસ થયો; ત્યારે કેટલાંક આબરૂદાર માણસોએ એક દસ્તાવેજ ખોટો બનાવીને એક જમીનનો તેઓના નામે પટો છે, એવું સિદ્ધ કર્યું; પણ હરગોવિંદ ચક્રવતી જૂનો નોકર હતો, તેણે બધાઓને ખોટા સાબેત કરીને તેઓને અપદસ્થ કર્યા. ત્યારથીજ રજનીબાબુ તેઓની આંખે કાંટા જેવો થયો હતો. તેઓ લાંબા કાળથી તેનું છિદ્ર ખોળવા છતાં હરગોવિંદ ચક્રવર્તીની વિષયબુદ્ધિમાં હાથ નાખી શક્યા નહોતા. હરગોવિંદ ચક્રવર્તી જમીનદારીના કામકાજમાં કુશળ હોવાથી ગોવિંદપુરમાં વખણાતો હતો. સિંહને જેમ ન તોડાય એવી મજબૂત લોઢાના ફાંસામાં બંધ કર્યાથી અંતરમાં ગર્જે છે, ગોવિંદપુરના આ કેટલાક માણસો પણ ગોવિંદ ચક્રવર્તીની દુર્ભેધ તીક્ષ્ણ બુદ્ધિને હરાવી ન શક્યાથી તેવી રીતે રહીને ગર્જતા હતા. હાલમાં માલતીદેવીને છોકરો થયાથી અને એ છોકરાનું કવખતે મૃત્યુ થયલું જાણીને રજનીબાબુને કંઈક વર લેવાનું બહાનું મળવાનું એક હથિયાર મળ્યું. જે દહાડે

ગામના બધાએ જાણ્યું કે માલતી દાસીના જારજ છોકરાને મારી નાખીને, છુપી રીતે જમીનમાં દાટ્યો છે, તે દહાડે તેઓ એકઠાં મળીને પોલીસને તેની ખબર આપી. અને તે પોલીસની આગળ ખોટા જુબાનાના સંબંધી એક કાગળ લખ્યો. સાધક તેટલામાં ગોવિંદપુરમાં આવી પહોંચ્યો. તેણે પહેલેથી આખર સુધીની બધી હકીકત સાંભળીને જરા દલગીર થયો; ગમેતેમ હો, યત્ન કરવો એ તેનો એક મોટામાં મોટો મંત્ર હતો. તેણે ગામના બધા માણસોના મનની ગતિ ફેરવવાને યત્ન કર્યો; યત્નમાં થોડોક ફતેમંદ થયો. પણ મુકરદમો સરકારના હાથમાં ગયો હતો. સાધક જે દહાડે આવ્યો હતો, તેને બીજે દહાડે સવારના પહોરમાં પોલીસના માણસો આવીને રજનીબાબુના ઘરની ચારે બાજુએ વીંટલાઇ ગયા. ગામના પ્રતિષ્ઠિત માણસોએ રજનીબાબુના વિરુદ્ધમાં ખોટો પત્ર લખ્યો હતો, હમણા તે નાકબૂલ કરી શકયા નહિ, કારણ તેમ જો કરે તો પોલીસ તેઓને પકડીને કબૂલ કરાવે, આવા ડરથી તેઓ પ્રાણ પણ કરીને પોતાના પત્રનું ખરાપણું સિદ્ધ કરવા માટે યત્નશીલ થયા. તપાસ કરવાથી મુકરર જગાપરથી મરેલા બાળકનું દેહ મળ્યું. મુકરદમાના ખરાપણાના વિ-

શેમાં હવે સંદેહ રહ્યો નહિ, કારણ ગામના બધા માંણુસો એકમત થઇને બોલ્યા, માલતી દાલીના જા-રજ છોકરાને રજનીબાબુએ મારી નાખ્યો છે. રજ-નીબાબુનો તરફ ફક્ત હરગોવિંદ ચક્રવર્તીજ હતો, વિંધવાસિની અને માલતીદેવીનું કહેવું પોલીસે તા-અજ્જુ કરીને સાંભળ્યું નહિ. પોલીસના હોધેદારો શા કારણથી ગામના માણસોથી ઢળી ગયા; તેઓએ પોતાથી બન્યું તેટલું રિપોર્ટ કરવાની વખતે પ્રમાણ કર્યું કે રજનીબાબુથીજ છોકરાનું મૃત્યુ થયું છે. મૃત્યુ-દેહ પરીક્ષા કરાવવા માટે ગોવિંદપુર જે જિલ્લાના તાબે હતુ, તે જિલ્લાના સરકારી ડાકટરની પાસે મો-કલ્યું, ડાકટરે શરીરની પરીક્ષા કરીને લખ્યું કે છોક-રાના અસ્વાભાવિક મૃત્યુના લક્ષણ કંઇ પણ દીઠામાં આવ્યાં નથી. બે અઠવાડિયાં પછી તે મુકરદમો માજી-સ્ત્રેટની પાસે ઉભો રહ્યો. ડાકટરેના રિપોર્ટના વિરુદ્ધ-માં પોલીસના હોધેદારો તેનો મન પોષણાર્થ કંઇ પણ બોલ્યા નહિ, ગોવિંદપુરના આબરૂદારોની બુદ્ધિએ હાર ખાધી, પણ છોકરાના મૃત્યુ પછી આ બનાવ છુપો રાખવા માટે તેને જમીનમાં દાટવામાં આવ્યો હતો; તેના વિરુદ્ધમાં માજીસ્ત્રેટ રજનીબાબુની પાસે-થી પ્રમાણ લીધું નહિ. ન્યાયાધિશ સર્વદા પ્રસિદ્ધ

રોગના વશીભૂત થઇને માજીસ્ટ્રેટે ઈ. સ. ૧૮૧૭ ના ૨૦ મો કાયદાની ૯ કલમ પ્રમાણે રજનીબાબુને ૬ મહિનાનું કેદખાનું અને ૫૦૦ રૂપીઆ દંડ આપવાનો હુકમ આપ્યો; જ્યારે રજનીબાબુને કેદની સજા થઈ ત્યારે માલતીદેવી શોકથી એકીવારે અધીરી થઇ પડી.

રજનીબાબુને જ્યારે કેદખાનામાં લઈ ગયા, ત્યારે તેણે હરગોવિંદ ચક્રવર્ત્તિને કહ્યું, "મારૂં જે થયું છે તેનું હવે શું થશે જલદી હાઇકોર્ટમાં અપીલ કરજો. માલતીદેવીને માટે મને આ કષ્ટ પડયું છે, તેથી તેનો શોક સિંધુ ઉછળશે; તમે તેના પિયરમાં જેમ બને તેમ જલદીથી મોકલાવી દેજો, ત્યાર પછી હું જ્યારે છુટીશ, ત્યારે જે કરવાનું હશે તે કરીશ. અને વિંધવાસિની સાધકની સાથે જવા દેજો, માલતી દેવી, વિંધવાસિની અને સાધકને મારી પાસે એકવાર લાવજો." થોડીવારે તેઓ ત્રણ જણાં આવી પહોંચ્યાં; માલતીદેવીની આકૃતિ ક્ષીણ, ફીકી,—મુખપર વાત નથી, આંખમાં જ્યોતિ નથી, શરીરપર સ્ફુર્તિ નથી, તેને જેયાથી જણાતું હતું કે મનમાં કંઇ દુઃસહ કષ્ટ થાય છે, જણાય છે કે ભારે કષ્ટથી પ્રાણ અસ્થિર થતો હોયની! માલતીદેવી કંઇ બોલી નહિ, કહેવાની પણ તેણે ઈચ્છા કરી નહિ—વિંધવા-

સિની એકીનજરે રજનીબાબુની તરફ જોવા લાગી, તે દૃષ્ટિમાં કોમળપણું પણ છે, પરદુઃખ કાતરતાનો જવલંત ભાવ સળગતો હતો. તે દૃષ્ટિમાં-કૃતજ્ઞતા પ્રકાશનો મનોમોહન ભાવ બળતો હતો. વિંધ્યવાસિની ધીરે ધીરે બોલી, "આપ અમારે માટે જે કષ્ટ સહન કર્યાછો, આખી ઉમ્મર સુધી તે કરજ વાળી શકીશું નહિ, તેવી આશા પણ નથી; તે છતાં ઇચ્છા આવી છે કે જ્યાં સુધી જીવીશું ત્યાં સુધી તમને યાદ રાખીશું, આપ ભૂલશો ના." વિંધવાસિનીની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં.

સાધક સ્થિરભાવથી બોલ્યો, "રજનિ જાઓ, જુલમી રાજાના જુલમથી દગ્ધ થાઓ; રોવાથી શું વળનારૂં છે?"

રજનીબાબુએ કહ્યું, "પિતા! જ્યારે હું નાનો છોકરો હતો, ત્યારથી પિતાના સ્નેહથી વેગળો રહેલો છું—જે દહાડે રસ્તામાં ભૂલો પડીને પેલા સાગરની પાસેના જંગલમાં નાની નદીમાં આપને પિતા તરીકે સંબોધ્યું, પણ આપ શો વિચાર કરશો એ ડરથી તે વેળાએ મનનો વેગ થોભાવ્યો હતો. આપની જોડે આ વેળાએ મુલાકાત થઈ, પણ મનની ઇચ્છાપૂર્વક આ વખતે પણ આપના ચરણની પૂજા કરવા પામ્યો

નહિ, ગમે તેમ હો, આપની પાસે મારી આટલીજ વિનંતિ છે કે વખતે જાને પાછું આપનું દર્શન મળે."

સાધકે કહ્યું, "રજનિ! શામાટે ખેદ કરેછે સર્વ અવસ્થામાં મનની જે શાંતિ રાખી શકતો નથી, તે બાળક છે, જ્યારે જે સ્થિતિમાં રહો; તેમાં સુખ માનવું જોઇએ. હું હમણાં વિંધ્યવાસિનીને લઇને દેશ-ભ્રમણ કરવા જાઉંછું, યોગ્ય સમય પછી તમને આવીને મળીશ. સુખ તથા દુઃખ જેઓના મનમાં એકસરખા હોય છે, તેઓજ ખરેખરા માણસ છે, આમ છે તો શામાટે વૃથા આતુર થાય છે?"

રજનીબાબુએ સાષ્ટાંગ પ્રણામ કર્યા; સાધકે હાથ ઉંચા કરીને આશીર્વાદ આપ્યો.

રજનીબાબુ માલતીદેવીની તરફ જોઇને બોલ્યા, "દેવિ! મનમાં ખેદ લાવશો ના, હું મારા પોતાના કર્મથી પાપનું ફળ ભોગવવા જાઉં છું, તેમાં તમારો દોષ નથી, તમે મનને દુઃખ આપશો ના. છુટો થઇશ ત્યારે તમારા શ્રીચરણનું પાછું દર્શન કરીશ. હરગોવિંદ ચક્રવર્તીને કહ્યું છે, કે હાલ તમને તમારે પિયર મોકલાવશે. હું ખાતરીપૂર્વક સમજું છું કે હાઇકોર્ટમાંથી છુટીશ, જ્યારે છુટીશ, ત્યારે ફરી તમને જોઇને આંખને તાઢી કરીશ."

માલતીદેવી મૂંગી રહી. રજનીબાબુ વિંધવાસિની-ની તરફ જોઇને બોલ્યો, વિંદુ ! પિતાની જોડે જાઓ. તમારા મનની ઇચ્છા પૂર્ણ થયાથી મને ફરી યાદ કરજો:

વિંધવાસિનીએ મૂંગી મૂંગી રજનીબાબુના ચરણ-માં પ્રણામ કર્યા.

સિપાઈ આવીને વાર લગાડવાને માટે ઠપકો આપવા લાગ્યો. રજનીબાબુ કંટાળીને બોલ્યો ચાલ આવું છું. રજનીબાબુના હાથ બાંધેલા પકડીને સિપાઈ લઇને ચાલ્યો. વિંધવાસિની એકટસથી જોતી રહી. માલતી દેવી તૂટેલા ઝાડની પેઠે એકદમ જમીન ઉપર પડી ગઇ.

સાધક મૂંગો મૂંગો આશીર્વાદ દઇને હરગોવિંદને બોલાવવા ગયો.

હરગોવિંદ ચક્રવર્તી માલતીદેવીને લઇને તેના પિયરની તરફ રવાના થયો. પછી સાધકે વિંધવાસિ-નીને પૂછયું, "બહેન, હવે તું શું કરીશ તે કહે ?"

વિંધવાસિની બોલી, "શું કરૂં ? આપ જ્યાં જશો ત્યાં આપની જોડે આવીશ."

સાધકે કહ્યું, "તને શરત્ચંદ્રની આશા છોડીને આવવું પડશે તો? નહિ તો તેની તપાસ કરીશું?

વિંધવાસિની બોલી, "આશા કેમ ત્યાગ કરાય તે જાણતી નથી. હું આશાને ત્યાગી શકતી નથી.

પણ આશા મને કેમ છોડતી નથી? શરત્ચંદ્રની આશાને છાતીમાં બાંધીને આજ પણ જીવતી છું; નહિ તો હું આપના પવિત્ર ચરણનું દર્શન કરત નહિ."

સાધક બોલ્યો, "બહેન! આ શું છે તે તું શું જાણે છે?"

વિંધ્યવાસિની બોલી, "સાધન-સંગીત."

સાધકે કહ્યું, "વાંચી જો. તને ગાતાં આવડે છે એક ગાયન ગા જોઇએ."

વિંધ્યવાસિની બોલી, "હું શું ગાઈ જાણુંછું? આમ૦ છે તો મારો અવાજ મધુર છે એટલુંજ માત્ર છે; આપ ગાઓ તો હું સાંભળું."

સાધકે એક ગાયન ગાયું. ગીત પૂરૂં થયું સાધક બોલ્યો, "બહેન તેં સાંભળ્યું?"

વિંધ્યવાસિની બોલી, "સાંભળ્યું, પણ તેનો મર્મ હું સમજી નહિ, હજી તે સમજવાનો લાયક વખત આવ્યો નથી."

સાધકે પૂછ્યું, "બહેન! તું શરત્ચંદ્રનો વિચારમાં ને વિચારમાં શા માટે મનને દુઃખ આપેછે?"

વિંધ્યવાસિની બોલી, "પિતા શરત્‌ને મનમાં શા માટે વિચારૂંછું? તે હું પોતે જાણતી નથી શું કહું? આપ શું સમજતા નથી? આખી દુનિયામાં કેટલા ચહાવાના પદાર્થ છે, તે હું શું જાણતી નથી? પણ મન તો બીજું કંઈ ચહાતું નથી, શરત્‌ના મુખનું

આગળનું હસવું,—કેવી રીતે કહું, શા માટે તે હસવું જોવા માટે આ આંખ પાપણુ હલાવ્યા શિવાય જોય છે. જુઓ શું હસતું નથી ? હરે શું ફૂલ ખીલતાં નથી? પણ બીજા ફૂલથી તો મારૂં મન ખેંચાતું નથી પિતા ! મને ક્ષમા કરો, મારી હવે પરીક્ષા લેશો ના."

સાધકે કહ્યું, "ત્યારે ચાલ, હવે હું તારૂં મન ફેરવવાનો યત્ન કરીશ નહિ, પછી તે વિંધવાસિની અને સત્યભામાને સાથે લઇને પશ્ચમ તરફ નીકળ્યો. એક વર્ષ પર્યન્ત કાશી, વૃન્દાવન, ગયા, પ્રયાગ, અયોધ્યા, આગ્રા, પટના, દિલ્હી, લખનો અને અલાહાબાદ વગેરે સ્થળમાં ભ્રમણ કર્યું, પરંતુ કયાંથી પણ શરત્ચંદ્રનો પત્તો મળ્યો નહિ.

જે દેશમાં જેવો પહેરવેશ ચાલતો હતો, તેઓ પણ તે દેશમાં તેવો પહેરવશ પહેરતા હતા. બધાં સ્થળો જોઇને આખરે કાનપુરમાં રહેવા લાગ્યાં. કાનપુરમાં રહેવાની વેળાએ તેઓએ હિંદુનો વેશ ત્યાગીને મુસલમાનનો પહેરવેશ ધારણ કર્યો હતો. જ્યારે કાનપુરમાં બળવો થવાનો આરંભ થયો હતો, તેની પહેલા બે દહાડા ઉપર વિંધવાસિની અને સત્યભામાને રાખીને સાધક એક પખવાડિયાને માટે બીજી જગાએ ગુપ્ત રીતે રહેવા ગયો હતો.

---

# ખંડ ૪ થો.

## પ્રકરણ ૧ લું.

### જીવનતોષિણી.

પેલા મોટા ઘરમાં શરત્ચંદ્ર મોટા આઘાતથી દુર્બળ થઇને દહાડે દહાડે જીર્ણ શીર્ણ થવા લાગ્યો. જખમની જગાએએ દવાની ખોટથી દહાડે દહાડે ભારે રૂપ ધારણ કર્યું, ડાકટર નહોતો, વૈદ્ય નહોતો કોણ દવા કરીને શરત્ચંદ્રને આરોગ્ય કરે તેના મનોહર રૂપની ઉજ્વલતા દહાડે દહાડે ઝાંખી થવા માંડી. બળ, ઉત્સાહ, સાહસ, માનસિક શક્તિ અને બીજી વૃત્તિયો ધીરે ધીરે નિસ્તેજ થવા માંડી; જીવનનું બંધન સિથિલ થઇ પડયું, તેણે જીવનની આશા ત્યાગીને તે મૃત્યુના બિછાનામાં સૂતો.

પેલી જુવાન સ્ત્રી રાત્રદિવસ, એકાગ્ર મનથી યત્નપૂર્વક પ્રાણ તોડથી ઉપકારી રોગીની સેવામાં મંડેલી છે. શરત્ચંદ્રનું મન અવિચલિત છે, એક પળને માટે પણ તેનું મન ચંચળ થતુ નથી, તે પોતે ધીરજ ધરીને સર્વ જાતનાં કષ્ટ સહન કરવા લાગ્યો. દહાડા બેસી રહ્યા નહિ. તે શત્રુ રક્ત પ્લા-

વિત, સ્મશાનના જેવા કાનપુરના આ શૂન્ય ઘરમાં શરત્‌ચંદ્ર મૃત્યુના બિછાનામાં સૂતો છે, તેની આગળ એવા બે પણ માણસો નથી, કે જેના મોં સામું જોઇને દુઃખ વિસારે પડે, પરંતુ સમયની નિરંતરની ગતિ ફરી નહિ.

રોગની વેળાએ રોગીના પાસેના સંબંધીઓ યાદ આવે છે; શરત્‌ચંદ્રના મનમાં શું ઘરની વળી યાદ આવતી નહોતી? ચંચળ જીવનમાં આવી ધીરજ આજ સુધી અમે જોઇ નહોતી. શરત્‌ચંદ્રનું મન અસ્થિર થયું, વાચા બંધ થઇ, પેલી જુવાન સ્ત્રી કંઇ બોલવાની ઇચ્છા પ્રકાશ કરવા છતાં પણ શરત્‌ચંદ્રની સાથે વાત કહેતી નહોતી.

આવી રીતે ત્રણ દહાડા વીત્યા, ચોથે દહાડે સ્ત્રી પગની પાસે બેસીને શરત્‌ચંદ્રના ઘા ઉપર મલમપટો કરતી હતી. શરત્‌ચંદ્ર સકસણ સ્વરથી બોલ્યો, "તમે જખમની ઉપર શું લગાડો છો? હવે મને જીવવાની આશા નથી.હું તમારા કરજથી હમેશાંનો કરજી થયો છું."

જુવાન સ્ત્રી બોલી, "આપ આટલા અસ્થિર થશો ના, જખમો દહાડે દહાડે ભરાતા આવે છે, ઔષધ હું જ્યારે નાની હતી, ત્યારે તે શીખી હતી; ઇશ્વર કરે ને એથી આપને સારૂં થાય," શરત્‌ચંદ્રે

લાંબો શ્વાસ નાંખ્યો; સંસારની માયા આવીને મનને ભમાવવા લાગી, "તમે કોણ છો? તમે આટલો પરિશ્રમ કરીને મ્હારી સેવા શા માટે કરો છો! મને કરજમાં શા માટે બાંધો છો?"

પરદુઃખથી દુઃખિત થયલી સ્ત્રીએ કહ્યું, "તમે રોગી છો, મનનો ઉદ્વેગ વધાર્યાથી ઘણું દુઃખ થશે, આપના પગનો જખમ સારો થશે ત્યારે હું બધી વાત આપને ક્હીશ આપના હાથથી મારૂં જીવન પામી છું, તેથીજ આપની સેવા કરૂં છું."

શરત્ચંદ્ર બીજું કંઈ બોલ્યો નહિ, વેદનાથી વળી શરીર અસ્થિર થયું, પળ ઘડિના જેવી ભાસવા લાગી, ઘડિ દહાડો જણાવવા લાગ્યો, શરત્ચંદ્ર બેશુદ્ધ થઈ ગયો, આંખ મીચી.

સ્ત્રીનું કોમળ હૃદય પીગળ્યું. આતુરતાની સાથે માથા ઉપર પાણીના પોતાં મૂકવા લાગી, વખતો વખત હવા નાખવા લાગી. શરત્ચંદ્રનું આખું શરીર ગરમ જણાયું. આ શું તાવ છે? કોણ કહે. સ્ત્રીએ મનમાં વિચાર કર્યો કે તેને તાવ આવ્યો છે. સ્ત્રીનો પ્રાણ દુર્ભાવનાનું મંદીર હોય છે, તે મંદીરમાં કેટલી દુર્ભાવના આવીને જગા દેવા લાગી. આંખમાંથી બિંદુ બિંદુ આંસુ પડવાનો આરંભ થયો.

આગલે દહાડે શરત્ચંદ્રના શરીર ઉપરનો લઢાઇનો પોશાક ઉતારી મૂકયો હતો. આજે મનમાં વિચાર કરવા લાગ્યો, આ વેશજ મૃત્યુનો મદદગાર છે." આંખમાંથી અવિરત ધારાથી પાણી પડવા લાગ્યું.

પ્રેમના ચિહ્નો કહો તો તેમાં હાનિ નથી, પણ કદી પણ જો રોગી થઇને મૃત્યુના બિછાનામાં સૂવો અને કદી જો આવી રીતે એક જુવાન સ્ત્રીને બિછાનાની તરફ જોઇને ભૂલી જાઓ, તો તમે સ્ત્રીનું મન આજ સુધી પણ સમજ્યા શકયા નથી. પરદુઃખથી જે મન પીગળી જાયછે, તે સ્ત્રીનું મન છે; તમે તેને ન સમજતા પ્રેમના ચિહ્ન કહેવા ઇચ્છો તો ભલે કહો પણ એક પળ પછી જેનું મૃત્યુ ખચીત થનાર છે, તેના તરફ કોનું મન દોડે ? આમ છે તો એક વાત એ કહેવાની છે કે પહેલાની સ્મૃતિની આશામાં મૃત્યુને પણ પાછી સજીવ કરીને લોકો જુએ છે. રમણીની પહેલાંની સ્મૃતિ છે ! મધુ–સ્મૃતિવાળા તે હાથ છે, તે મુખ છે, તે ભવાં છે, તે હોઠ છે, તે નાક છે; સ્મૃતિના હાથથી છુટવાના સમયનું પરાક્રમ આ બધાને છુપાવવાને સમર્થ થતું નથી વીરપુરુષની પેઠે શરત્ચંદ્ર પડી રહેલો છે મૃત્યુ પાસે આવેલું છે શરીર ક્ષીણ આકૃતિ તથા રંગ ફીકો થયો છે, તો

પણ "સ્મૃતિના હાથથી છુટયો નહિ. સ્મૃતિ કહેતી, હતી કે આ તેજ છે!!

આખાં દહાડામાં શરત્ચંદ્રને ચેતના થઈ નહિ. સાંઝે વારંવાર મુખ પહોળું કરવા લાગ્યો, સ્ત્રીએ તેનું કારણ સમજીને તેના મુખમાં જરા પાણી નાખ્યું. આગળના કરતાં શરત્ચંદ્ર જરા ટટાર થયો, સુસ્નિગ્ધ વાયુ વહેવા લાગ્યો, તે આસ્તે આસ્તે કહેવા લાગ્યો, "માણુસને શું સુખ છે! ભૂલથી લોકો કહેછે કે સંસારમાં સુખ છે. આહા! હું મરવા બેઠો છું, મારા મનમાં જે પ્રકારનું સુખ ઉત્પન્ન થાય છે, એ પ્રકારનું સુખ પૃથ્વીમાં કયાં છે? હુ શું પૃથ્વી છોડીને આવ્યો છું? મારૂં શરીર શું મારાથી વિચ્છિન્ન થયું છે?" શરત્ચંદ્ર આંખ મીચીને બાહ્યજ્ઞાન શૂન્ય થઇને ફરી કહેવા લાગ્યો, "અહિં તો એક રાજ્યમાં આવ્યો છું, અહિં બધા આનંદમાં મગ્ન છે કયાં પણ નિરાનન્દ જોતો નથી, નિરંતરને માટે દુઃખ રાજ્યથી વિદાય લઇને આવ્યા હોય એમ ભાસે છે! સંસારની ગડબડ કયાં છે? પ્રબળ—પવનાહત મહીરૂહચરનો તે ભીષણ નિર્દોષ—જીમૂતવૃન્દની તે ભયાનક ગર્જના કયાં છે? સંસારનો દ્વેષ, હિંસા, છેતરવું, શઠતા, ક્રૂર્તતા ધીરે ધીરે કયાં ગયાં? ચિર આનંદ પ્રવાહ, ચિરકાલ વ્યા-

ધિ પ્રવાહિત છે, નિરાશાનો પરાક્રમ અહિં નથી. આ શું સ્વપ્નનુ જોયું છું? નહિ શું ખરેખરૂં હું આ રાજ્યમાં પ્રવેશ કરૂં છું! સંસારનાં પાપ, લાલચ તો અહિં મનને છેતરતું નથી; પુણ્યની વિમળ જ્યોતિ સર્વત્ર પસરેલી છે, આ મધુર જ્યોતિ રાત્રિ આવવાથી જતી નથી, રાત્રિનું આધિપત્ય આ સ્થાનથી ઘણે છેટે છે. જે જોઉં છું તે સર્વ જાણે ઉન્નતિના માર્ગ આગળ વધે છે, અવનતિની તરફ કોઇનું મન નથી. સમયની ગતિ અહિં નથી, ચંદ્ર સૂર્ય અહિં સમયને જૂદો પાડતો નથી, કેટલો આનંદ, કેટલા સુખનો પ્રવાહ-વિવાદ, ઝંગડો, શત્રુના—રિપુઓનું પરાક્રમ અહિ નથી; ઇશ્વર શું મને આ રાજ્યનું સુખ ભોગવવા દેશે નહિ?

"તમારા જેવા માણસને માટે આ રાજ્ય છે." એકદમ જાણે આ કહેવું સાંભળ્યું હોય તેમ જણાયું.

કોણે આવું કહ્યું? કેટલા આત્મા મારી પાસે ઉત્સુક ચિત્તથી આવે છે, તેઓનો ભાવ જોઇને જણાય છે કે મને કંઈ કહેવા આવતા હશે, પણ મારી પાસે આવીને પાછા ચાલ્યા જાય છે. એઓએજ શું કહ્યું હશે કે "તમારા જેવા માણસને માટે આ રાજ્ય છે?" હું આનો અર્થ સમજી શકતો નથી. હું રા-

રીરમાંથી જૂદો થયો નથી. સાંભળ્યું છે કે શરીરે પરલોકમાં જવાતું નથી, ત્યારે હું અપૃથક અવસ્થામાં શી રીતે આ સર્વ જોઉં છું?

મન! હવે વિચાર કરીશ ના. આજે વખત ન હોય પણ જરૂર એ દહાડો આવશે—જ્યારે દુનિયા છોડીને તે જગાએ સુખ ભોગવીશ. અહિંના પાર્થિવ પદાર્થ કંઇજ નથી, પાપ નથી, કેવળ નિરંતરની પુણ્યજ્યોતિ ફેલાયલી છે. પાપ શરીરનું છે, પુણ્ય આત્માનું છે, પાપ શરીરની ઇન્દ્રિયોના વિપર્યનું ફળ છે; પુણ્ય આત્માનો ઉત્કૃષ્ટ સંચિત ધન છે—મનનું આદર્શ અહંકાર છે; તેથીજ અહિં પાપ નથી. આત્માને આત્મા ઓળખી શકેછે. મન ને મન ઓળખવા પામેછે, તેથીજ હું અહિં બધાની જોડે વાતચીત કરીને આહ્લાદ પ્રકાશ કરૂં છું. મને કોઈ ઓળખી શકતા નથી, ત્યારે શું હું સ્વપ્નુ જોઉં છું.

આહા! અપૂર્વ શોભા જોઇને તાપિત હૃદય શીતળ થયું. તાપિત હૃદય—આટલા દહાડા દગ્ધ થતું હતું. આહ, હું કેવો ઘાતકી છું—વગર હરકતે સેંકડો માણસોનો મેં વધ કર્યા છે, મનમાં જરા પણ દુઃખ ઉપજ્યું નહિ. શાને માટે કરૂંછું! દેશ ઉદ્ધારને માટે હૃદયની આગ હોલવવા માટે, આટલે દહાડે તે કામ-

નો બદલો મેળવ્યો, હૃદય શીતલ થયું. હૃદય મનઅ-ગ્નીનું શાંત થયું! થાવ, તેને માટે દુઃખી થતો નથી, આખરે આ સુખથી વંચિત ન થાઉં એટલે બસ. જગદીશ! હું આ સુખથી વંચિત ન થાઉં એવું કર.

"સ્વદેશને માટે તમારા પ્રમાણે જેનું મન વ્યાકુલ છે, તેઓને માટે આ સ્થળ છે." વળી આવું કહેલું સાંભળવાનો મનમાં ભણકારો થયો.

વળી આ કોણે કહ્યું? ચોતરફ નિસ્તબ્ધ છે, ઈંદ્રિયવાળા માણસનો શું આ અવાજ આટલે દૂર આવી શકે? ત્યારે કોઈ જગાપરથી શું શબ્દ આવે છે! નહિ હુ સ્વપ્નુ જોઉં છું. જરા શાંત થાઉં."

થોડીવારે શરતચંદ્રે આંખ ઉઘાડીને જોયું તો ખાટલાની એક કોરે ઝાંખા ચહેરાની પેલી જુવાન સ્ત્રી તેની સેવા કરે છે, તે જોઇને બોલ્યો, "દેવિ, આપના વ્યવહારથી હું ઘણો ખુશી થયોછું. માનવના તરફથી આવી નિઃસ્વાર્થ પરોપકારના આધિન થવું એ અસંભવ છે, તમે શું સ્વર્ગીય દેવકન્યા છો?"

યુવતીએ કહ્યું, "આપનો મંદવાડ દહાડે દહાડે વધતે જાય છે, આપ બીજી તરફ મનને ફેરવશો ના, સાજા થશો ત્યારે હું મારી ઓળખાણ આપીશ."

શરતચંદ્રની ફરી યાતના વધી, હાંફવા લાગ્યો, આ

મુસ્કેલીથી કહેવા લાગ્યો, "હવે આ સહન થતું નથી. આ દૂર દેશમાં મારાં જેવો સમદુઃખી બીજો કોઇ નથી. "આ સંસારમાં મારો પોતાનો માણસ ક્યાં છે? હું મિત્ર વિનાનો-સંબંધી વિનાનો-હું એકલો આ જગતમાં છું. આ સંસાર સાગરનો હુંજ એક માત્ર નાનો પરપોટો છું, મારૂં બીજું કોઇ નથી. ઓ બાપરે પ્રાણ જાય છે, હવે સહેવાતું નથી. ગળું સૂકું થઇ ગયું,-પાણી, ણી-ણી."

યુવતીએ પ્યાલામાંથી થોડું પાણી તેના મોંમાં રેડયું. શરત્ચંદ્ર ફરી બકવા લાગ્યો, તે કહેવા લાગ્યો, "હું અહિં શા માટે છું! હું સંસારનો કીડો છું-ઉદીશ રમીશું, કંઈપણ ડર નથી, અહિંઆં મને કોણે બાંધ્યો છે? હું હમણાં ચાલ્યો જાઉં." આમ કહીને શરત્ચંદ્ર ઉઠવા લાગ્યો, યુવતીએ હાથથી વેગને રોક્યો અને મનમાં બોલી, "આ કેવા વિકારનાં લક્ષણો હશે?"

શરત્ચંદ્ર આ વખતે બોલવા લાગ્યો, "વળી દુઃખ, વળી દુઃખ, ઓ બાપરે પ્રાણ જાયછે, હું આ ભવસાગરના પાણીનો પરપોટો છું, પાણીમાં ભળવા બેઠોછું. હું સંસારનો પતંગ છું, બળીમરવા બેઠોછું, એમાં વળી સ્વાર્થ છે. હું જે રીતે મરવા બેઠોછું, એ રીતે કેટલાં માણસો મરી શકેછે! આવા મરણથી મને કઇ

શા માટે થતું હશે ? જન્મ શાને માટે છે? મૃત્યુને માટે છે, સ્વદેશના હિતને માટે છે: ત્યારે મરીશ, તેમાં ક્ષોભ કષ્ટ શા માટે કરૂં ?"

"મન ! ચંચળ શા માટે થાય છે ? આ મારો વળી પ્રાણ જાય છે-વળી દુખાવો થાય છે. મૃત્યુ ! શા માટે વાર કરેછે. હમણાં મને લઇ જા."

શરત્‌ચંદ્રનું શરીર રોમાંચ થયું, મુખે ગંભીર ભાવ ધારણ કર્યો, અસ્ફુટ અવાજે ફરી તે બોલ્યો, "હું મરીશ." બીજા બોલ તેના મુખમાંથી નીકળ્યા નહિ, આંખમાંથી જળધારા વહીને પડવા લાગી. મન કષ્ટથી વળી જખમની જગાએ વેદનાની વૃદ્ધિ થઇ, ધક્ ધક્ થઇને બળવા લાગ્યો.

સ્ત્રી તે કષ્ટ જોઇને ઘણી અધિન થઇ. ચોપડવાના વાસણમાંથી શીતલ ચોપડવાનું લઇને ધીરે ધીરે ચોપડવા લાગી, ઘણીવારે વેદના જરા ઓછી થઈ, શરત્‌ચંદ્રે પૂછ્યું, "કેટલો દહાડો બાકી છે."

યુવતી બોલી, "આપની ભૂલ છે, હમણાં રાતનો ૧॥ વાગ્યો છે, આપ જરા ઊંઘવાનો યત્ન કરો."

શરત્‌ચંદ્ર એકટસે તેની તરફ જોતો રહ્યો.

થોડીવારે ફરી આંખ મીચી, જોતાં જોતાં પળમાં વળી બેશુદ્ધ થઇ ગયો. સ્ત્રીએ કહ્યું, "આપને હવે

કેમ જણાય છે ?”

શરત્ચંદ્રે કંઈપણ જવાબ દીધો નહિ. સ્ત્રી બેઠી બેઠી જાતજાતના વિચાર કરવા લાગી.–યુવકના હાથ, મુખ, નાક, હોઠ, જરા ફુલેલું કપાળ, ને કપાળપરનો પરસેવો, પહોળી છાતી, આગળની સ્મૃતિની જોડે તુલના કરીને જોવા લાગી; જોઇને એકવાર આશા ઉત્પન્ન થઇ, વળી ક્ષણકાળમાંજ તે આશા જતી રહી, એ દૂર દેશ, અહિં પહેલાની સ્મૃતિનું સરખાપણું અસંભવ છે. વળી વિચાર કરવા લાગી, જુવાનને આટલું આટલું કર્યા છતાં પણ બચાવી શકી નહિ, મનમાં આ વિષેનો ખેદ રહ્યો, એકવાર પરિચય મેળવીને જો મૃત્યુ થાત તો કદાચ આજજ આ જન્મના સુખની આશા વિસર્જન આપત. સ્ત્રી રોતી રોતી વિચાર કરવા લાગી, “મારી ઓળખાણ શા માટે ન આપી ? આ વાત મનમાં આવ્યાથી તેને વધારે દુઃખ થવા લાગ્યું. હવે હું શું જોઇશ નહિ ? આ વેળાએ સૈનિકનો પ્રાણ નીકળ્યો છે એવું જુવાન સ્ત્રીના મનમાં આવ્યું, તેનો વિચાર કરતાં તે અસ્થિર થઇ ગઇ. રાત અડધી થઈ ગઇ હતી, કેટલાંક પક્ષીઓ કર્કશ સ્વરથી ઓરડીને મૂંગાં રહેલાં હતાં, સ્ત્રી મૃતદેહ ધારીને શરત્ચંદ્રની પાસે બેસીને રોવા લાગી.

ધીરે ધીરે રાત તલ તલ જેટલી ઓછી થવા આ-
વી, તાઢો પવન વાવા લાગ્યો, શરત્ચંદ્રને પાછી શુદ્ધી
આવી, રાત્રિ પૂરી થઇ, સ્વચ્છ આકાશમાં હળવે હ-
ળવે નક્ષત્રમંડળી અદૃશ્ય થવા લાગી, સ્ત્રીના હૃદયમાં
ફરી આશાનો સંચાર થયો; મરૂભૂમિમાં મૃગ તૃષ્ણિ-
કા સંચારિત થયાથી મૃદુ સ્વરથી પૂછ્યું, "હવે કેમ
જણાય છે?" શરત્ચંદ્ર એકનજરથી જોતો રહ્યો.
જવાબ આપ્યો નહિ. મનમાં કેટલાક વિષયનો વિચાર
ધોળાતો હતો, થોડીવારે તેણે પૂછ્યું, "તમે કોણ છો?"
સ્ત્રી જવાબ આપ્યા વિના મૂંગી બેસી રહી.

---

## પ્રકરણ ૨ જું.

### આશાની છલના.

રેતાળ પ્રાંતર છે, એક સીમાથી સીમાંતર નજરથી
બહાર છે; આકાશમાં મેઘ નથી, પાણીની આશા
નથી. સૂર્યના સખ્ત તડકાથી રેતી આગના જેવી થઈ
છે, ઝાડ પાન નજરે પડતાં નથી. તળાવ વિનાની
જગા છે, પશુ ચરતાં નથી, પક્ષીઓ આકાશમાં
ઉડતાં નથી, પવન જોરની ફૂકીને ગરમ રેતી સાથે
લેઇને સોસોં અવાજથી વહેછે. દિશાથી અજાણ્યો

ભૂલો પડેલો મુસાફર શું તમારૂં ગળું સૂકાતું નથી? મૃત્યુને પાસે જોઇને, શું ડર ઉત્પન્ન થતો નથી? મૂંગા મૂંગા મનમાં પ્રવેશ કરો, જોશો કે કોઇ હળવે હળવે કહે છે-પેલું તળાવ–એ પેલું તળાવ દોડતા જાઓ-તડકાનો ભય કરશો ના, પગ બળીને અંગાર થાય છે, તેના ઉપર નજર રાખતા ના, દોડે કેવું આશ્ચર્ય! ક્યાં તળાવ છે? જે જોવામાં આવ્યું હતું તે ભ્રમ હતો. ફરી જાઓ; છેતરાશો ના, દોડતા જાઓ. આ વખતે છેતરાયા. આશા પરાજય પામી, મૃગ-તૃષ્ણિકાથી માણસનું મન ત્રીજીવાર હવે છેતરાયું, પાણીની ખોટથી તે મુસાફરનું નાનું શરીર અનંત રેતીના પરમાણુમાં મળી ગયું. ભયાનક મરૂભૂમિમાં સૂકાવધા કંઠનો મુસાફરના મનમાં જે આશા છે, મૃગ તૃષ્ણિકાનું સ્વપ્નું જોઇને છેટેના મૃત્યુને પાસે બોલાવે છે, કવખતે તેના જીવનનાશનું કારણ થયું, તે આશાની છલના છે. જે આશાના હાથથી છુટીને મનુષ્ય એક પળ પણ જીવી શકતો નથી, સમય જતે એ આશાજ જીવનનાશનું જરૂરનું કારણ થઈ પડેછે, એ આશાને અમે આશાની છલના કહીએ છીએ.

આશા સૃષ્ટિનો છુપો મંત્ર છે, એ પોતાની મેળે આવીને મનુષ્યના મનમાં આધિપત્ય સ્થાપે છે. એ

આશાનું અવલંબન કરીને સૃષ્ટિ આજે પણ ખુશી ખુશાલીમાં, રમત ગમતમાં મસ્ત થઇને વખતના ઘેરાવામાં મહિના, વર્ષ, શતાબ્દી અતિવાહિત કરે છે. સંસાર દુઃખદાયક છે—આ દુઃખમય સંસાર સાગરની આશા ફક્ત કાંડારી છે. એના અધિષ્ઠાનથી ઝંગડાલું મનમાં પણ હર્ષનો પવન વહેછે, આનંદની લહેરો નાચે છે, દુઃખના તરંગ ક્ષણ સ્થાયી સુખ તરંગથી પરાજિત થઇને સંસારને આનંદ તરીકે ઓળખાણ આપેછે. એ આશા ન હોય, તો નિરાશ સાગરમાં બધાના પ્રાણ ડુબી શકત, નિરંતરને માટે આનંદનો પ્રવાહ પૃથ્વીથી જતો રહેત.

જે વસ્તુનું વૈપરીત્ય છે તે અમારા જ્ઞાનચક્ષુની બહાર છે, તેનો આદર જનમંડળમાં તેના કરતાં ઓછો છે. ધનવાન પૈસાના ઢગલાપર બેસીને પણ નિર્ધનને એકદમ ધન મળ્યાથી જે આનંદ ભોગવે છે, તે આનંદ મળતો નથી, કારણ તેના વૈપરીત્યથી તેને શિક્ષણ મળ્યું નથી દુઃખીજ જાણે છે, દુઃખના પછી સુખ કેટલું સુખદાયક થાય છે, સર્વદાનો સુખી માણસ ક્યાં પણ તે સુખ મેળવી શકતો નથી. નિરાશના પછી જ્યારે આશા, અલક્ષિત રીતે મૃદુ મૃદુ થતી હૃદયમાં સંચારિત થાયછે, ત્યારે તે આશાનો અ-

વાજ કેટલો પ્રીતિકર છે! આશાની જેગાએ આશા તેટલી સુખદાય થતી નથી નિરાશાની પછી આશા-માં જેટલું સુખ છે, નિરાશાના પછી આશા જેવી આનંદ આપનારી છે, આશાના પછી નિરાશા તેમ દુઃખકારક છે, જીવન-સંહારક છે. આશા પછી નિ-રાંશા આવ્યાથી મન નિસ્તેજ થઈ જાય છે, મરૂ-ભૂમિનાં ગયાથી સૂકા કંઠના મુસાફરની પેઠે મનની સાથે અંગના સાંધા તૂટી જાય છે, જીવનનો ભાર દુઃખદાયક જણાય છે અમે સૃષ્ટિના આમંત્રને આ-શાની છલના કહીએ છીએ. આશાની છલના બહુ વિપદજનક અને અહિતકર છે; જેનું જીવન એનાં આધિપત્યથી માથું નમાવ્યું છે, તેના જેવું નિસ્તેજ ઉત્સાહ શૂન્ય જીવન દુનિયામાં બીજે ક્યાં પણ નજરે પડતુ નથી.

આ બધી વાતનો પ્રસંગ શા માટે કરીએ છીએ? બગીચામાં ફૂલ ફૂટયું છે, તમે તેને તોડીને આનંદથી હોકે નિરાનન્દથી હો, એકવાર તેનો વાસ લ્યો છો, પણ કિયા ફૂલમાં કીડો રહેછે, કિયા ફૂલમાં ઝેરી વ-સ્તુ છે, તે ન જાણતાં આશાની છલનાથી ફસાઇને બધી જાતના સુંદર પુષ્પોને તોડીને એકીવારે ના-કની તરફ ધરો છો? આ જુઓ નસકોરાંમાં શું

ગયું. કષ્ટ પામતાં ફક્ત જોઉં છું! દુઃખ કોણ ભોગવે છે કહો જોઇએ? ગુલાબ, મલ્લિકા જયેલી, મોગરા, યુતિ જાતિ, ચંપો, સેફાલિકા, ગંધરાજ વગેરે પુષ્કળ ફૂલ ખીલેલાં છે; તેને તોડો, ડર્યા વિના તેને નાક પાસે લઈ જાઓ. નિઃસંદેહ તેનો વાસથી વિમળ આનંદ ઉપજશે. વળી પેલું અજાણ્યું ફૂલ મલિનભાવથી હળવે હળવે ખીલે છે. સાવચેત પહેલા એનો ગુણ જાણી લ્યો, ત્યાર પછી તેને તોડો; સૌન્દર્યથી મુગ્ધ થઇને મુસાફરની પેઠે પોતાની વાસના પૂર્ણ કરવા જતા ના, કોણ જાણે એના વાસથી તમને રોગ થાય? કદાચ તેમ પણ હોય કે એક માણસને સારો વાસ મળ્યો હોય પણ તેવો વિશ્વાસ રાખશો ના એક માણસના ઉપર આધાર રાખીને પોતાના પ્રાણ સોંપશો ના, પોતાના જીવનમાં પ્રમાણિત ન થયાથી કંઈ પણ વિશ્વાસલાયક નથી. વિશ્વાસ કરો, નિશ્ચય આશાના છલમાં ફસાવું પડશે. પેલું જુઓ, એક નવું ફૂલ ખીલ્યું છે, અમે આશાની છલનાથી ફસાઇને તેનો સારો વાસ મેળવીએ છીએ, વળી આગળ વધો છો, આ વખતે ફૂલ તોડીએ છીએ, તમે એવો વાસ મેલશો ના, જ્યાં સુધી નિઃસંદેહરૂપથી એનો સારો વાસ ન નીકળે

ત્યાં સુધી તોડીને તેને નાકપર ધરશો ના.

અમે તો આશાના છલમાં છેતરાઇને ફુલ તોડીને માળા બતાવીએ છીએ, પણ જેઓ તેને ગળામાં પહેરશે, તેઓને સાવચેત રહેવું જોઇએ. સંસાર લાલચથી ભરેલું છે. લાલચ પ્રફુલ્લ અંતરથી સંસારના મુસાફરની આંખની સામે આવીને તેઓની આંખને જ્ઞાનના બહાર લઇ જાય છે, સામાન્ય કીટાનુકીટો લેમાં છેતરાઇને જીવનને નિઃસંદેહ ચિત્તથી બીજાના હાથમાં સોંપેછે. જ્યારે લાલચ આવીને મનને છેતરે છે, ત્યારે અન્તરમાં જરાજરા આશા સંચારિત થાય છે મનુષ્યની શક્તિ સીમાવાળી છે, મન એક વાર ઠગ્યાથી તેને વળી જ્ઞાનને તાબે આણવું એ બધાની શક્તિથી બહાર છે. લાલચથી મન છેતર્યાથી તરત આશા આવીને હૃદયમાં સંચારિત થવા લાગી, મુસાફર આંધળો બનીને વાસના પૂર્ણ કરવાની તરફ દોડયો, પણ હાય! વખત જતે સ્વપ્નાના પ્રમાણે જણાવવા લાગ્યું.

પ્રકૃતિગત નિયમાનુસારે જગત્માં સર્વદા ફેરફાર થાય છે. પરમાણુ બધી વખતે અને કાળભેદથી નવા નવા પરમાણુની જોડે મળીને આશ્ચર્યરૂપથી પિરવર્તિત તથા પરિમાર્જિત થઇને જગતનું ભલું

કરેછે. વળી બીજી તરફ ઘાત પ્રતિઘાત ન થયાથી બધી વખતે સંસાર ચાલી શકતો નથી. કંટક વિહીન સંસાર વિનાશનું મૂળછે, આખો દહાડો સુખ્ત કિરણ જગતને ગરમ કરીને જો રાત્રે કંટકમાં હરકત ન પહોંચત તો કિયો માણસ નાકબૂલ થાય કે આ દુનિયાં બળીને રાખ થાત? વળી દુ:ખના કંટકને સુખના કાંટાને આઘાત ન મળ્યાથી ચિરદુ:ખ હૃદયને મલિન કરી રાખત; એ વાસ્તે અમે કાંટાની જરૂર નાકબૂલ રાખીએ છીએ. દિવસનો કાંટો રાત છે, ભરતીનો કાંટો ઓટ છે; વર્ષનો કાંટો વર્ષ છે; આવી રીતે ભૌતિક જગત્ આશ્ચર્યરૂપથી પરમાણુના બનાવથી ન બનતાં તેણે પૃથ્વીને સુખનું આવસરસ્થાન કરી રાખ્યું છે. ભૌતિક-જગત્ છોડીને જ્યારે માનવ-પ્રકૃતિનું છુપા તત્વની શોધમાં પ્રવૃત્ત થઇએ છીએ, ત્યારે પણ આ નિયમનું વિરુદ્ધપણું જોતા નથી. મનુષ્યનો આત્મા, ઘાત, પ્રતિઘાતમાં નિરંતર ઉન્નતિના માર્ગે આગળ થાયછે. ઉન્નતિજ માનવ આત્માનો એક માત્ર લક્ષ છે. સુખના અભ્યુદયથી દુ:ખ જતુ રહ્યું, પૂર્ણ સ્વાસ્થ્યના વખતે રોગે અવસર લીધો, ધર્મબીજ વવાયું, પાપ તાપ જંજાળ હૃદયમાંથી જતાં રહ્યાં. શોકીતાપી આત્માના મનથી સ્મૃતિના છેલ્લા ચિન્હ પણ

નિરોહિત થઇને વળી તનદુરોસ્તીનો ભાવ આવીને ખડો થયો, એ બધાં ચઢતીનાં લક્ષણ છે. કારણ કિંયો કબૂલ ન કરે, શોકથી જર્જિત મનથી જો યાદદાસ્ત અવસર ન લેત, તો તેનું પરિણામ અંધકારમાં છવાયલું રહેત. પણ કોઈ કોઇ વખતે આ ચઢતીના માર્ગે ધીરે ધીરે આગળ પડતાં પડતાં આત્મા ગમ્યમાર્ગના બદલે લાલચમાં પડીને બીજે માર્ગે જઈ પહોંચે છે. તેથી ઉન્નતિના સ્થાનમાં અવનતિનું પ્રમાણ મળે છે. ધીરેધીરે ઉન્નતિના માર્ગે આગળ થવું એ માનવ આત્માની સ્વભાવિક ગતિ છે, કોઇ વખત લાલચથી મન છેતરાઇને ભ્રમ-આનંદમાં ભોગવે છે, આશાની મત્તતાનો આંધળો વિશ્વાસ આવીને મનને ઘેરે છે, આંખ પળમાં શૂન્ય થઇને જે જુએ છે, બધાને ઉન્નત તરીકે જાણે છે. મન ઠગાઇને આટલા સુખ અનુભવે છે કે સંસારમાં જેમાંના કંઈજ હોતા નથી, બધું જાણે તેના સ્વાધીન હોય તેમ જુએ છે. આ બધા ક્ષણસ્થાયી સંસારના કાંટા વિશેષ છે, ઉન્નતિને માર્ગ હરકત આપનારા માત્ર છે. ધીરજને મદદમાં લઇને ધીરેધીરે આગળ વધો, કોઈ દહાડો પણ કંટકનો આઘાત પામશો નહિ, હવે શાન્ત થાઓ. અસ્વાભાવિક ગતિમાં આગળ વધવાનો યત્ન કરો, એ

કંટકના મારથી તમને ઊંડા દરિયામાં લઇને ડુબાડશે. જે સ્વાભાવિક છે, તે કેટલો વખત રહી શકેછે? પૌષ મહિનાનો દેવગર્જન કેટલીવાર સુધી ગર્જેછે? ગરમીની ઋતુમાં ભીની જમીન ક્યાં સુધી શીતલ રહેછે? જોતાં જોતાંમાં સૂકાઇ જાયછે; વૃષ્ટિધારા વસંતકાલમાં ગરમ જમીનપર પડતાં પડતાં સૂકાઇ જાય છે. દેવગર્જન ગર્જિતથી પળમાં તિરોહિત થાય છે. માનવ આત્માની અંધતાજ કેટલીવાર રહે? કવખતની આશાની માયાની જાળમાં કેટલીવાર સુધી મનુષ્યનું મન સુખ વિતરણ કરી શકે છે? એક કલાક, બે કલાક, દશ દહાડા, દશ મહિના, દશ વર્ષ, ત્યાર પછી? વળી મનમાં ઓટ શરૂ થાય છે, વળી નિરાશા આવીને ખડી રહે છે. સુખના બદલે અસહ્ય કષ્ટ આવીને મનને સંસારની ચંચળતાની ઓળખાણ આપે છે. અપૂર્ણ રહી શકતું નથી, કેમકે પ્રકૃતિનો નિયમ તેવો નથી; આશાનું સ્વપ્નું ભાગી ગયું, નિરાશા આવીને ભય દેખાડીને મૃત્યુના અદૂરવર્તીના અસ્તિત્વની ઓળખાણ આપવા લાગી; એને આશાની છલના કહીશું નહિ તો બીજુ શું કહીએ?

આશાની છલના ઉન્નતિના માર્ગે કાંટા છે, ક્ષણ કાળને માટે ઉન્નતિમાં હરકત નાખવાનું અવલંબન

છે; અમે આશાના છલનારૂપ કંટકની ઉપકારિતા કબૂલ કરીએ છીએ! જેઓનું મન બળવાન છે; અંધકૂપમાં મગ્નાથી ઉઠવાનું સામર્થ છે, તેઓને આશા છલના નિસ્તારવાળા જીવનક્ષેત્રનું શિક્ષણરૂપ થાય છે. શરત્ચંદ્ર કેટલીકવાર આશાની છલનામાં ફસાઇને પણ ફરી છુટો થયો! પણ તેના જીવનનો ભવિષ્યનો અંક શું છે તે કોણ જાણે છે?

આશાની છલના આવીને કયારે મનને છેતરે તે પહેલા કોઇને સમજી લેવાની શક્તિ હોતી નથી, કારણ જ્ઞાનચક્ષુ તે વેળાએ અંધવિશ્વાસથી અંધારૂં જુએ છે. શરત્ચંદ્રનું જીવન જેટલીવાર આશાની છલનાથી ફસાયું હતું, તે તેના જીવનના દરેક અંકે પરિચય આપ્યો હતો. તે સર્વદા તેના હાથથી છુટવાની તજવીજ કરતો હતો, પણ યત્ન કર્યાથી શું વળનાર હતું? કદી જ આશાની છલના મનમાં આવીને ઠગીને મન છેતરવાનો આરંભ કરતો હતો, તે તે સમજી શકયો નહિ; તેથીજ તે સેંકડો વાર છેતરાયો હતો, શું અમે તે ભાગ દેખાડીશું? નહિ, વાંચનારની ઇચ્છા હોય તો વાંચીને જુએ.

અમે શરત્ચંદ્રના જીવનની જ્યાં સુધી ચર્ચા કરી છે, તેનો છેલ્લો અધ્યાય યાદ કર્યાથી શરીર ઉપર

રૂવાટાં ઉભાં થાય છે. કાનપુરની પેલી મોટી હવેલી-માં શરત્ચંદ્ર મરવાના બિછાના ઉપર સૂતો છે, તેની પાસે એકમાત્ર સ્ત્રી છે, સંસારના સંબંધી ભાઈબહેન બધાં સુખથી સર્વદા વંચિત છે, મૃત્યુ પાસે આવેલું છે. શરત્ચંદ્રે આશાની જાળ તોડીને મૃત્યુની વાટ જુવે છે; દહાડા જવા માંડ્યા, દહાડે દહાડે દહાડાના તરંગ વિલીન થઈને વળી નવા તરંગના દ્વારા તે જગા પૂર્ણ કરી. જખમો ભરાવવા આવ્યા; આશાના દીવામાં તેલના છાંટા પડ્યા; ને પેલી જુવાન સ્ત્રીએ શરત્ચંદ્રના હોલવાતા આશાના દીવાને જરા ઉસ્કેર્યો.

શરત્ચંદ્રનું જીવન અહિં સુધી આપણે જોયું છે, આશાના પછી નિરાશા અને નિરાશાના પછી આશા; આ બે ભાવજ અમે અસંપૂર્ણ અવસ્થામાં તેના જીવનમાં જોયાં છે, સંપૂર્ણ રીતે આજે પણ જોવા પામ્યા નથી. આશાનું સુખ અને નિરાશાનું દુઃખ સારી પેઠે શરત્ચંદ્રના જીવનમાં ઉપલબ્ધ થયું નથી, તેથીજ અમે પણ અહિં સુધી છેતરાયા નથી. પરંતુ આ વખતે અંધ-વિશ્વાસથી સંપૂર્ણ નિરાશાના પછી પણ વળી જ્યારે આશા સંચારિત થાય, ત્યારે વળી નિરાશાનો ઉદય થશે નહિ તે કોણ જાણે છે? વિ-

ચાર કર્યાંથી અમારૂં શરીર કંપિત થાય છે. જે જીવન પળે પળે મૃત્યુના બિછાનામાં સૂઈને વળી દ-હાડે દહાડે દૃઢ પ્રતિજ્ઞાથી મનને સતેજ કરેછે, એ મનનો ભાવ, અવસ્થા કેવી રીતની છે તેનો વિચાર કર્યાથી શરીર કંપિત થાય છે. આ સ્થિર—પ્રતિજ્ઞ જીવનમાં વળી નિરાશાનો ઉદય થયો, હવે બચવાનો કંઈ ઉપાય નથી; મુસાફર સાવચેત રહો. જ્યાં સુધી આવી પહોંચ્યા છો, એથી સંતુષ્ટ થાઓ. શરત્‌ચંદ્રનો નિરાશ જીવના આદર્શ મછવો છે અમે "નિઃસ્વાર્થ હલેસા મારનારા છીએ, તમે સ્વાર્થ સાધવા માટે આ" મછવામાં બેઠા છો, સાવચેત રહો! શરત્‌-નૌકા મોટા મોજાનો ભય કરતી નથી, મનમાં વિશ્વાસ છે કે ડૂબ્યાથી પાછા ઉપર આવીશું. મોજાને ભેદવા-ની શક્તિ એ મછવામાં ઘણી છે. અમે નિઃસ્વાર્થ-પણે એના હલેસા મારીએ છીએ, હશે તો મુસા-ફરને પેલેપાર લઇ જશે નહિતો ભયાનક મોજામાં ડુબાવશે, પાણીમાં ડૂબી જવાના દોષના ભાગીઆ અમે થઇશું નહિ. અમે બનતી કોશેશ કરીને પણ જો મુસાફરને પાર લઇ જવા ન પામીએ, તો તેને દુઃખ પામ્યા છતાં પણ અમે જુમેદાર નથી, વિધિ લિપિ, અમે શું કરીએ? ઈશ્વરનાં કાર્ય કુશળવાળાં છે,

અમે તેનાથી સંતુષ્ટ રહીશું, અમને દૂર કરવાનું શું કારણ?
ત્યારે તમે મુસાફર છો? તમને ડરછે. તમે પૈસા-
આપીને મછવામાં બેઠા છો, તમારે જીવન આશા-
છલના સમુદ્રમાં ડૂબ્યું, તમને દુઃખ છે; કોણ પોતા-
ની ઇચ્છાથી જીવનને વિસર્જન આપીને સંતુષ્ટ થાય?-
ભારે તરંગ ઉઠયા છે, નિઃસ્વાર્થ ભરતીના તરંગના
મોજા ગર્જે છે. શરત્-નૌકા ચંચળ થઇને ડોળા ખા-
ય છે, અમે સંકુચિત મનથી વખતની રાહ જોતાં
હળવે હળવે હલેસા મારીએ છીએ; તમે ભય કરો
તો મછવો છોડીને નાસો. નહિ તો નિઃસ્વાર્થનો ભા-
રે મોજે તમારી જીવનપ્રતિમા વિસર્જન થઇ, અમે
તેના જીમેદાર નથી, અમારો મછવો લઇને બેસીશું,
વખત થશે ત્યારે પાર કરીશું; નહિ તો ઊંડા વિસ્મૃ-
તિના સાગરમાં એ મછવાને ડૂબાડીને બીજો મછ-
વો ચલાવીશું.

---

# પ્રકરણ ૩ જું.

## સ્મૃતિ કલ્પનામાં.

સ્મૃતિની આલોચના, એ માનવ જીવનની ભવિ-
ષ્યની ઉન્નતિ અને અવનતિનું મૂળ પગથિયું છે. આ-

જ ઉત્સાહ મનથી જે ભારે ગડબડમાં ફસાવીને મનુષ્યને આશાની આંખમાં સ્વર્ગપુરી દેખાડે છે; જ્યારે ઉત્સાહ બંધ થવા આવે છે, આશા હોવા છતાં પણું ભય. તથા વિષાદમાં માનવ નિરાશ થઈને જ્યારે મૃત્યુને સુખ અને શાંતિ સમજીને તેના ખોળામાં સૂવા માટે રાહ જુએ છે, ત્યારે પળે પળે જે સુખનું સ્વપ્નું આંખની સામે નાચતું જુએ છે, તે કોણ જાણતુ નથી! તે જીવનની પહેલાની સ્મૃતિ છે. સ્મૃતિના જેવું સુખ દુઃખ ઉત્તેજક બીજું કંઇ નથી. પુત્રના શોકથી આતુર મા રાત્રદિવસ આંખમાંથી આંસુ પાડીને ભીની થાય છે, મૃત છોકરાને માટે વિલાપ કરીને પોતાના મનને સ્વર્ગના ઉપયોગી કરે છે, એમાં આટલું દુઃખ શામાટે છે! એ ફક્ત યાદદાસ્ત છે. વળી પેલી ફ્રેન્ચ સ્ત્રી રાત્રદહાડો જખમ ઉપર પ્રલેપ લગાડે છે, વળી મનસ્તાપથી દગ્ધભૂત થાય છે, સ્મૃતિ ન રહ્યાથી તેને શેનું દુઃખ થાત? એના દુઃખનું કારણ સ્મૃતિ છે; વળી બીજી તરફ ભવિષ્યની આશા પણ સ્મૃતિથી દહાડે દહાડે સંચારિત થાય છે. સ્મૃતિજ ઉદ્દીપન, સ્મૃતિજ વિડંબના છે. સ્મૃતિજ અનંત દુઃખ છે, સ્મૃતિજ અનંત સુખ છે. યાદદાસ્ત ન હોત, તો વિંધ્યવાસિની પ્રેમની ખા

તુર જીવનના સ્રોતમાં તણાત નહિ, યાદદાસ્ત નહિ રહેત તો શરતુચંદ્ર મૃત્યુની પથારીમાં વિંધવાસિની-ને માટે આતુર થઇને અસારપણું પ્રકટ કરત નહિ. પેલા ઓરડામાં શરતુચંદ્રની પાસે ફીકા ચહેરાની જુવાન સ્રી એ સ્મૃતિનું સ્વપ્નું જોઇને તે મોહિત થાય છે. તે મુખ, તે હાથ, તે આંખ, તે વિશાળ છાતી તે પહોળું કપાળ, પરિચય ન હોવા છતાં સ્રીનું મન ચંચળ શા માટે થાય છે? એ એક માત્ર સ્મૃતિથીજ વળી શરતુચંદ્ર? તે શું કરે છે, આપણે હવે જોઇએ.

શરતુચંદ્રના જખમોની જગાઓ ફરી શરીરમાં વિલીન થઇ ગઇ. મનમાં વળી જરા જરા આશાનો પવન વહેવા લાગ્યો, મૃત્યુની કઠોર અવસ્થા જતી રહી; વળી સુખ-સ્વપ્નું જોવા લાગ્યો. જેમ જેમ શરીર તનદરોસ્ત થવા માડ્યું, તેમ તેમ શરતુચંદ્રની યાદદાસ્ત ખીલી ઉઠી, ગુજરેલા બનાવો એકએકના પછી મનમાં આવવા લાગ્યા. એક દહાડો સ્વપ્નામાં તેણે એક કાગળ જોયો હતો, તે પત્રની હકીકત હ્રદયમાં ચિતરવા માંડી, મોટો વિચાર હ્રદયને ઘેર્યો. પેલી જુવાન સ્રી તેની પાસે બેઠેલી હતી.

શરતુચંદ્ર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો.

મારૂં મન ઘણુંજ અસ્થિર થાય છે, કંઈ યાદ આવે છે પણ વળી ભૂલી જાઉંછું, એનું કારણું શું હશે તે સમજી શકતો નથી. આ સ્ત્રીની તરફથી મેં ઘણો ઉપકારે મેળવ્યો છે, એનું કારણુ હું આ જન્મારામાં વાળી શકીશ નહિ. સ્ત્રીને જોયાથી જણાય છે કે એ કોઈ આબરૂદાર ખાનદાની છે. એનો મુસલમાનીના જેવો પોશાક છે પણ તે મુસલમાની જણાતી નથી. મન શું કહે છે? મનનો ભાવ જેટલો જોઇએ તેટલો સારો નથી. સરખાપણાની માયા છોડવા ચહાતું નથી. શું કરૂં! ઓળખાણુ મળ્યાથી જરા સારૂં થાત.

શરત્ચંદ્રે પૂછ્યું, "આજે તમે મને કેવી રીતે જુઓ છો?"

સ્ત્રી બોલી, "હવે ભય નથી; આપનું શરીર તનદરોસ્ત જણાય છે."

શરત્ચંદ્રે પૂછ્યું, "તમારૂં ઘર ક્યાં છે? તમે અહિં શી રીતે આવ્યા છો?"

સ્ત્રી બોલી, "હું બાયડી છું આપની ઓળખાણ ન મળે, ત્યાં સુધી હું મારી ઓળખાણ શી રીતે આપું? જો કંઈ કહેવામાં હરકત ન હોય, તો આપની ઓળખાણ આપો."

શરત્ચંદ્રે પૂછયું, "મારી ઓળખાણ મેળવીને તમે શું કરશો ?"

મારી ઓળખાણ મેળવીને શું કરશો, આ બોલ સ્ત્રીના હૃદયમાં ખુચ્યો. તે વેળાએ ત્યાં વજ્રપાત થયાથી તેટલો આશ્ચર્યનો વિષય થાત નહિ, સ્ત્રી આશ્ચર્ય પામીને બોલી, "આપની ઓળખાણ મેળવીને શું કરૂં! હૃદય હોય, તો જેમ હું દુઃખની ભાગિયણ થઈ છું, તેમ વળી આપના સુખની ભાગિયણ થાઉં." હું રાત્રદિવસ યત્નપૂર્વક ખાવા પીવાનું ઊંઘવાનું છોડીને આપની સેવાચાકરી કરતી હતી, આપ હમણાં બચ્યા છો; આપના જીવનની ઓળખાણમાં મને સ્વાર્થ ન હોવા છતાં પણ તે જાણી લેવાની મને ઇચ્છા થઇ શકે છે, હું બીજું કંઇ ચહાતી નથી, કેવળ ઓળખાણ ઇચ્છું છું, ઓળખાણની આશાથીજ તમને બચાવ્યા છે. આપે શી રીતે આવી વાત મુખપર આણી હતી ?"

શરત્ચંદ્ર બોલ્યો, "તમે મારૂં જીવનદાન કર્યા વિના હું જીવત નહિ, કોણ ઇચ્છાપૂર્વક આ દુઃખના જીવનને માટે બીજાની ગુલામગીરી કરવા ચાહે છે? મનુષ્યની શો શક્તિ છે કે એક માણસને બચાવી શકે? સમય થયાથી મરવું પડશે, જ્યારે વખત આવશે,

ત્યારે કોઈ પણ આ જીવનને બાંધી રાખી શકશે નહિ. વખત થયો નથી, તેથીજ બચ્યોછું તોપણ તમે મારા ઉપર બહુ ઉપકાર કર્યો છે, તે માટે જો હું કૃતજ્ઞતા કબૂલ નહિ કરૂં, તો તમે જે મરજીમાં આવે તે બોલી શકોછો. શું તમે ઓળખાણના વિશે કહ્યું ? તમે બાયડી છો, પુરુષની ઓળખાણનો તમને અધિકાર નથી. તમને ઓળખાણ મળશે નહિ."

જુવાન સ્ત્રી ગુપચુપ વિચાર કરવા લાગી, હું બાયડીછું, મારે બીજાની ઓળખાણ મેળવવાની શી જરૂર છે? પણ કેમ યાદ આવેછે તે મુખ, તે હાથ? વિચાર કરતાં કરતાં શરીર એકીવારે નિસ્તેજ થઇ પડયું, મન બધી વખતે વિચારમાં નિમગ્ન હોય છે, જે જોઉંછું તે જોયા છતાં પણ જોતી નથી. જે સાંભળું છું, તે જાણે સાંભળ્યા છતાં પણ સાંભળતી નથી. સ્મરણમાં શામાટે તે હાથ, તે મુખ જાગે છે? ઓળખાણ ન મલ્યાથી તે શી રીતે જાણું? એકદમ કંઇ વાત કરવાથી જો જુવાને કંઇ અપમાન થાય? તે હાથ, તે મુખ, શું બીજા કોઇને પણ નહિ હોય ? પછી બોલી, "મારો જો કંઇ અપરાધ થયો હોય, તો માફ કરજો. તમને જોઇને મનનો કેવા એક જાતનો ભાવ થાય છે! યાદ આવે છે. યાદ આવે છે, યાદ

આવતા નથી, વળી ભયથી તે વાત કહેતાં પણ હિંમત થતી નથી, મને ક્ષમા કરો."

શરત્ચંદ્રે કહ્યું, "જ્યાં સુધી જાણુંછું, તમારો દોષ થયો નથી, તમને સાવચેત કરવા માટેજ આવું કહ્યું હતું. તમારી આગળ હું નિરંતરના ઋણમાં બંધાયલોછું, શક્તિ પ્રમાણે તે વાળવું એ મારી ફરજ છે. ગમે તે હોય; અને જવાનો વખત થયો છે, હવે વાર લગાડવાનો સમય નથી, હું હવે આવી સ્થિતિમાં રહી શકતો નથી. મેં મારા જીવનમાં દૃઢ પ્રતિજ્ઞા લીધી છે, મારી મનોવાંછા પૂર્ણ નહિ થયાથી બીજી સ્ત્રીની પાસે મારી ઓળખાણ આપીશ નહિ, લાચારીથી તમારી મદદ સાદરથી ગ્રહણ કરી છે, હવે મને વિલંબ કરવાનો વખત નથી; તમે કયાં જશો? કયાં તમને ત્યાં મૂકી આવું.

યુવતી દુ:ખિત સ્વરથી બોલી, "મને હવે કયાં રાખી આવશો? હું અહિંજ રહીશ; જીવનના બાકીના દહાડા અહિંજ ગાળીશ."

ગઈ ગુજરી વાત મનમાં યાદ આવી, જીવન ભાર જેવું જણાવવા લાગ્યું; શરત્ચંદ્રે જોયું યુવતીની બે આંખમાંથી પાણીની ધારો પડે છે, તેનું મન દુ:ખથી જરા પીગળ્યું, તેથી તે બોલ્યો, "હું અહિંયાં રહું

તો તમે સંતુષ્ટ રહેશો?"

યુવતી જરા વિચાર કરીને લાંબો નિશ્વાસ છોડીને બોલી, "નહિ, આપ અહિં રહેશો તો હું સંતુષ્ટ રહીશ નહિ; આપની નુકશાની કરીને હું ઉપકારની આશા રાખતી નથી,-તો પણ એક વાત.-

શરત્ચંદ્ર બોલ્યો, "કહો શી વાત છે, પ્રાણ પણ કરીને પાળવાનો યત્ન કરીશ.

સ્ત્રી બોલી, "વાત એ છે-આટલા દહાડા થયાં આપનો ફીકો ચહેરો જોઇને છુપાઇને આંસુ પાડ્યાં છે, આજે આપને એકવાર સણુગારીને જોવાની બહુ ઇચ્છા થાય છે.

શરત્ચંદ્રે કહ્યું, "જો તમારી ઇચ્છા હોય, તો તે ભલે કરો."

યુવતીના મનમાં જરા ખુશી ઉપજી, એક સ્વચ્છ ધોતિયું લાવીને બોલી, "આ પહેરો."

યુવતીના સૂવાના ઓરડામાં એક સ્વચ્છ ધોતિયુંહતુ.

શરત્ચંદ્રે તે પહેર્યું, ઘણા દિવસે પાછું રણસજ્જાને બદલે ધોતિયું પહેર્યું, શરત્ચંદ્રના મનમાં એક અપૂર્વ ભાવનો ઉદય થયો, તે એકદમ જરા હસ્યો, તે હસતું રમણી હૃદયમાં પ્રતિબિંબિત થયું. શરત્ચંદ્રે કહ્યું, "શું હવે હું જઈ શકું છું!"

યુવતીનું મન એકાએક મલિન થયું. શરત્ચંદ્રે ની દૃઢ પ્રતિજ્ઞાની વાતનો વિચાર કરતાં કરતાં બોલી, "આપની જેવી ઇચ્છા તે કરો."

શરત્ચંદ્રે કહ્યું, ત્યારે રજા લઉંછું. આમ કરીને તે પળે પેલી નિર્જન પુરી ત્યાગીને બહાર નીકળ્યો.

યુવતી ત્યાં બેસીને જાતજાતનો વિચાર કરવા લાગી.

---

## પ્રકરણ ૪ થું.

### ચક્ર.

સૌરજગત, ફરતાફરતા એક વર્ષમાં કેટલું જાય છે, તે જ્યોતિષો ગણતરી કરીને નક્કી કરી શકે છે. માનવજગત સંબંધમાં પણ જો કોઈ માનવ તત્વવિદ પંડિત હોય, તો આવી ગણતરી થવી અસંભવ નથી. કાળચક્રમાં પડીને કયો માણસ કેટલા દહાડે કિયો માર્ગ છોડીને ક્યાં જશે, એ પ્રશ્નનો ઉત્તર તેઓજ આપી શકે છે, જેઓ પરમાણુ સમષ્ટિના હાલના ગુણ જોઇને ભવિષ્યના ગુણ [illegible] જાણી શકે છે. હાલનો સ્વભાવ જોઇને ભવિષ્યનો સ્વભાવ સમજી શકે છે, નહિ તો હાથની રેખાઓ જોઇને મા[illegible]

વનું ભવિષ્ય સંપદની વાત જેઓ કહેવા ચાહે છે, તેઓને અમે ઠગનારા કહેવામાં સંકોચ રાખીશું નહિં. નસીબ લઇને મોટી ગડબડ છે, સર્વ સમયમાં સર્વ દેશમાં પ્રચલિત હતી. મનનો જરા વેગ રહેવાથી આટલે દહાડે એ વેગ આટલો ચાલત; આ દુર્બળ મનનો આ વેગ આવી વિપત્તિમાં આવશે, બળવાન મન આવી વિપદ કાપશે; જેઓએ માનવચરિત્રના સંબંધમાં વિચક્ષતા મેળવી છે, તેઓ આનો ખરો જવાબ આપી શકશે. કાલચક્રમાં પડીને માનવ ભવિષમાં જે માર્ગ આવી પહોંચે છે, અમે તેને બનાવના એક એકનાં સંબંધમાં કહીએ છીએ, પણ નસીબમાં આ લખ્યું હતું, તેથી આ બન્યું છે, આના ઉપર અમે કદી પણ વિશ્વાસ રાખતા નથી, કદી પણ રાખીશું નહિ. જો વિશ્વ-બ્રહ્માંડના અધિપતિના લખેલા નસીબના હાથથી છુટીને કોઈ પોતાની શક્તિથી ઉન્નતિની પાયરીએ ચઢવા ન પામે, તો વળી કોશેશ શામાટે કરવી જોઇએ! ત્યારે પરિશ્રમ કરીને ઉન્નતિ ઉન્નતિ કરીને પોકારવું શામાટે જોઇએ? નસીબમાં જે છે તેજ થશે, ચુપ થઇને બેસી રહો, લખેલું સૌભાગ્ય અથવા વિપત્તિ આવશે ને આવશેજ. એ આળસ્યવૃત્તિની વાતો છે. તમે આ અદૃષ્ટની

સેવા કરીને કેટલાંક કાળસુધી સૂઈ રહેવા ઇચ્છોછો, તો તે કરો; પણ હવે યત્ન કરશો ના, વિપદમાં પ- ડયાથી તેમાંથી ઉઠવાને માટે યત્ન કરશો ના, જો કરો, તો સમજીશું કે તમે અદૃષ્ટના સેવકથી હજી સુધી શિક્ષાણ મેળવ્યું નથી, અથવા મુખમાં એક વાત અને મનમાં બીજી વાત રાખવા ઇચ્છોછો. જો અ- દૃષ્ટના જેવી કોઇ વસ્તુ હોત, તો મહેનતવાળા મા- ણસને ચિરકાલ આળસુ પડી રહેવું પડત; વળી તે સર્વદર્શી, સર્વ મંગળમય, અહિંસા પરાયણ, અપક્ષ- પાતી ઈશ્વરને મોટામાં મોટો જુલમી, મોટામાં મોટો પક્ષપાતી જાણીને માનવ-સંતાન આ દુનિયામાંથી ધર્મનું નામ સુદ્ધાં વિલુપ્ત કરી મૂકત. પરંતુ આજ સુધી તેમ થયું નથી. ચક્ર કહ્યાથી અમે સમજીશું- કાળે કરીને આ માર્ગે આવવું પડશે, યત્ન કર્યા છતાં પણ ઘટનાથી જેવા ઉભા થયા છીએ, એથી એ માર્ગ લાગેલ છે; અદૃષ્ટ કહેતા સમજીએ છીએજ આળસ્ય પરાયણ માણસની પોતાની કલ્પનાની વિ- ડંબના અધાર્મિકની અસાર વાત છે. એ ચક્રના સં- બંધમાં મનુષ્યનું મન વિપદની વેળાએ કેવી રીતિનો ભાવ ઉત્પન્ન થાય છે, આગે વિંધ્યવાસિનીના ચરિત્રમાં તે દેખાડીએ છીએ.

શરતચંદ્ર ગયા પછી વિંધ્યવાસિની એકલી તે ઓરડામાં બેઠી બેઠી જીવનના કાંટાવાળા માર્ગની વાત પર વિચાર કરવા લાગી. જીવનની ચિત્રિત યવનિકાએ તેની સ્મરણ પથને રોકી, તે એકાગ્ર મનથી આખા જીવનનાં દુઃખ ગણવા લાગી. પ્રત્યેક દિવસના પ્રત્યેક બનાવ, વિંદુના મનમાં આવ્યા; જોયું કે પ્રત્યેક બનાવ દુઃખની કાળાસથી ચિત્રિત છે, તે વિચાર કરવા લાગી,—હું સંસાર—સમુદ્રના તરંગ ગણું છું. મોટા મોજા જોયાથી શરીર ધ્રુજે છે. એક દહાડો પણ એક મોજો જોઇને મન શીતળ થયું નહિ;—કેવળ દુઃખના તરંગ છે, કેવળ યંત્રણા તરંગ છે. સુખ તરંગ ત્યારે આ સમુદ્રમાં રમતા નહિ હશે? કેટલા દહાડા મોજા ગણું છું, કોઈ દહાડો પણ સુખના મોજા ગણ્યા નથી. આ પ્રમાણે એક દિવસ ચાલ્યો જાય છે—આજ શું પરિણામ થાય છે? પેલું એક,—પેલું એક —પેલું એક;—હાય, એ બધા દુઃખના તરંગ છે! હું દુઃખી છું, તેથીજ હું દુઃખના તરંગ ગણતા શીખી છું, સુખ તરંગ ગણતા શીખી નથી. શીખી નથી એ કેમ કહું? સુખ તરંગ તો એક દહાડો પણ આ સમુદ્રમાં નાચતા નથી, તેમ હોત, તો શું હું ગણી શકત નહિ? જોતી નથી તેથી હું ગણી શકતી નથી.

પરંતુ હું જોઉંજ શા માટે? કેટલા દહાડા મારો જીવન પક્ષીને દેહ-પિંજરામાં બંધ કરીને આ સંસાર સમુદ્રના કિનારે બેસી રહું, એક દહાડો, એક દહાડો કેમ, એક પળને માટે પણ એક સુખનો તરંગ મેં જોયો નહિ, ત્યારે હું શું સુખનો તરંગ ઓળખતી નથી? તેથી શા માટે કહું! જો નહિ ઓળખતી હોત, તો બધા શા માટે સુખને ધારત? દુઃખ મનમાં શા માટે આવે છે; સુખ, દુઃખનો પ્રભેદ નહિ જાણ્યાથી, સર્વ સુખ થયું કેમ નહિ? મેં સુખતરંગ જોયો નહિ, તેમાં શું? સુખતરંગની મૃદુ મૃદુ હસતી લહરીની વાત ઘણીવાર સાંભળી છે, તે તરંગ જોયાથી આંખ પલક વિનાની થાય છે. સજીવ થાય છે, મન ખુશીથી નાચે છે, તરંગ તો મેં ઘણા દીઠા છે, પણ મન તો એકે દહાડો પણ ખુશીથી નાચતુ નથી. જે જોઉં છું—બધું જાણે વિષાદ—સાગરના દુઃખના તરંગ ઉછલે છે—મનમાં પુષ્કળ દુઃખ ઉપજે છે! શામાટે દુઃખ થતુ હશે?—તે તો મારા જીવનમાં સુખ નથી, તેથીજ કષ્ટ થાય છે. તે હું જાણું છું, પણ શા માટે મારા જીવનમાં સુખ નથી? મારા નસીબમાં નિદારૂણ વિધિએ કેમ સુખ લખ્યું નહિ હશે! છઠીને દહાડે મેં એવા શા અપરાધ કર્યા

હશે કે, તે અપરાધથી મારા કપાળમાં આખા જીવનને માટે દુઃખ લખ્યા? મેં નાનપણમાં એવું શું કામ કર્યું હશે કે તે દોષથી મારા ભાગ્યમાં આટલી યંત્રણા બની હશે! ભાગ્ય વળી શું? અદૃષ્ટ તે વળી શું હશે? મારા જીવનમાં જે બનવાનું હશે તે શું લખવામાં આવ્યું હશે? ત્યારે હું શા માટે વૃથા યત્ન કરૂંછું? જે થવાનું છે, તેતો થશે; ત્યારે હું વળી મારા કષ્ટને કષ્ટ શા માટે ધારૂં? વિધિ શું આવી નિર્દય છે કે પહેલાંજ તે સુખ કપાળપર લખી રાખે છે? વળી જો તેમજ હોય, તો મારા કપાળમાં સુખ કેમ નથી? મારા ભાગ્યમાં આટલું દુઃખ શા સારૂ છે? કોણ તેનો જવાબ આપે? અબળાજાતિ તેમાંનું કંઇ સમજી શકતી નથી. તેમાં વિધિનો અપરાધ શો? તે જે ધારે તે કરી શકે છે; ત્યારે માએ મને શા માટે કહ્યું નહિ? મારા જીવનમાં આટલું દુઃખ જાણ્યા છતાં તેણે મને કેમ રાખી હશે? વિંદુની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં, વળી વિચાર કરવા લાગી, તારા કપાળમાં આ લખ્યું હતું, તે હું સ્વપ્નામાં પણ જાણતી નહોતી; જો જાણત, તો તે વેળાએ પ્રાણ ત્યાગત. તે વેળાએ જો વિધિના લખેલા દુઃખ—વિષાદમય ચિત્રપટ મારી આંખની સામે સ્પષ્ટ દેખાય

તો તે વેળાએ મરત! તે વેળાએ જોયું નહિ, પણ 'હમણાં તો' જોઉં છું, સર્વ દુઃખમયક છે; ત્યારે શા માટે હમણા મરતી નથી? શા વાસ્તે મરૂં? જે જોઉં છું, એ બધી ગઇ ગુજરી વાત છે, ભવિષ્ય જીવનનો ભાગ બરફમાં ઢંકાયલો છે, "કંઇપણ જોવામાં" આવતો નથી; એની અંદર શું છે, તે શી રીતે જાણવા પામું! જો સુખ હોય! આટલા દુઃખના પછી જો સુખ હોય! આટલા દુઃખના પછી જો સુખ મળે, તો અધીરી બનીને શા માટે મરૂં! માણસના મુખે સાંભળ્યું છે કે, દુઃખના પછી સુખ મળે છે. શું મારા જીવનમા તે મળશે નહિ? આટલા દુઃખ સહન કરીને પણ શું હું સુખનું મોં જોવા પામીશ નહિ! કોણ જાણે! ભવિષ્યની વાત કોણ કહી શકે? જો સુખ ન હોય, જો વિધિએ સુખ નહિ લખ્યું હોય! તો કેમ મરૂં નહિ? મન! આવ ત્યારે મરૂં." વળી વિચાર કરવા લાગી, "આ દૂર દેશમાં કયાં હતી, કયાં તણાઇને આવી પહોંચી છું; દુઃખની નાવ વહેતી વહેતી કિનાર વગરના સાગરના દુઃખ તરંગની લહરીઓ ગણાતી ગણાતી આટલી દૂર આવી પડી છું! આ નિર્જન ઘરમાં હું એકલી દીવો બળું છું! હું હવે શા માટે બળું? કોને માટે હું અહિં આવી

હતી? કોને માટે દુઃખરૂપી નાવ તણાઇને આવી? કોને માટે દુઃખ તરંગ ગણ્યા?—હવે બીજા કોને માટે આ નિર્જન ઘરમાં એકલો બળુંછું! મારા પોતાના માટે કે? મારી શું ઈચ્છા પૂર્ણ થઇ નથી! કેટલું જોયું, કેટલું સાંભળ્યું, તોપણ મારી બળેલી ઈચ્છા પૂર્ણ થઇ નહિ! હું બળું છું—ધીરેધીરે આયુષ્યનું તેલ ખુટવા આવ્યું છે, હવે હું કેટલા દહાડા જીવવાની છું! ત્યારે ઇચ્છા પૂર્ણ કેમ થતી નથી? બળેલી યાદદાસ્ત આજે પણ મનમાં શા માટે જાગે છે? મનમાંથી બધા રૂપનાં ચિહ્ન કેમ જતાં રહેતાં નથી? સ્મૃતિ જ્યાં સુધી છે, ત્યાં સુધી આશા તો જવાની નથી!—આશાને તો હું શું છોડી શકતી નથી! આશા છોડી શકતી નથી, જે જોયું, તે વળી ન જોતાં શું મનને ઠીક રાખી શકતી નથી! એ શું અદૃષ્ટ છે? મારા કપાળમાં લખ્યું હતું. મારા જીવનનું સુખ છે તે કવખતે કેમ જતું રહ્યું? મારા કપાળે શું લખ્યું હતું? સ્મૃતિમાં પેલી મુખછાપ શામાટે આજે પણ જાગે છે! શું મારા કપાળમાં તે લખેલું હતું? જે જોયું, તે કેમ મેળવી શકી નહિ? મારા કપાળમાં લખ્યું હતું. બધું મારા કપાળમાં લખ્યું હતું,—કેવળ એક વાનું લખ્યું નહોતું, એકજ નહિ—મારા

જીવનમાં સુખ નથી. ત્યારે કેમ હું મરતી નથી? નહિ—આ શરીર જેની તેની પાસે મરવું જોઇએ, મરીશ ત્યારે હવે જાઉં, જ્યાં સ્મૃતિ જાય છે, જ્યાં સ્મૃતિમાં સરખાપણું છે, ત્યાં જાઉં. જઇને જો નહિ મેળવું, તો શું હું મરીશ? આ વેશથી જઇશ નહિ. મુસલમાનીનો પહેરવેશ ત્યાગું, સ્વદેશમાં જે પોશાક પહેરતી હતી તે વેશથી જાઉં—એ તો જન્મને માટે ચાલ્યા; નહિ તો વળી ફરશે. સત્યભામા જોશે તો શું કહેશે? ગમે તે કહે, મને હવે શરમ શા માટે કરવી જોઇએ? ત્યારે હમણા જાઉં." મનમાંને મનમાં આવો વિચાર કરીને વિંદુ કષ્ટ-જીવનને લઇને ચાલી.

---

## પ્રકરણ પં મું.

### વળી તે તસબીર.

દૃઢ પ્રતિજ્ઞ શરત્ચંદ્ર! તમે, નિષ્ઠુર, નિર્દય છો. જે અબળાની ફક્ત મદદથી તમે મૃત્યુના સખ્ત હાથથી બચવા પામ્યા છો, કિયા જીવથી તમે તે સ્મૃતિ વિમોહિત અબળાને, એકલી છોડીને આવ્યા? કબૂલ કર્યું કે સ્ત્રીનું મન ચંચળ છે; કબૂલ કર્યું કે પુરુષનું મન

યુવતીની જાળમાં ફસાઈ પડે છે; માન્યું કે, રમણીની કટાક્ષ પાપની લાલચ ઉત્પન્ન કરે છે; પણ તે કિયા મનની વાત છે? જે મન, પાપમાં મગ્ન રહીને પોતાની શુદ્ધિ પોતાની પવિત્રતા સાચવી શકે નહિ, તે મન વળી શું દૃઢ પ્રતિજ્ઞ છે? તમે કિયા હૃદયના છો, તમારા જીવનતોષિણીને વિસર્જન કરીને આવ્યા?

રમણીની ઇચ્છા હતી કે, તમને જોઇને સ્મૃતિની અનંત જ્વાળા નિવારણ કરે; તેનો પરિશ્રમ અને યત્નનો બદલો મળે તે માર્ગ ઉપર કાંટા પાથર્યા, તમને નિષ્ઠુર નહિ કહીએ તો બીજું શું કહીએ? સ્ત્રીની આગળ તમારૂં ઓળખાણ શા માટે ન આપ્યું? એકના ઉપકારને માટે શું કંઈ કહેવાઇ શકાતું નથી? સામાન્ય ઓળખાણ આપવું એ તો તુચ્છ કામ છે, પ્રાણ સુદ્ધાં પરોપકારને માટે આપવો જોઇએ. તમે સ્ત્રીની વાસના પૂર્ણ કરી નહિ, પોતાનું કહેતું કાયમ રાખવા માટે મનની સત્પ્રવૃત્તિને શા માટે ત્યાગી? તમે નિર્દય છો! આંખ ઠારીને તમને જોઇને સ્મૃતિની દુર્લ્લભ્ય જ્વાલાથી મુક્ત થવાની જેની ઇચ્છા હતી, તમે તેને દર્શન આપતાં આપતાં ચાલ્યા ગયા. તમે નિર્દય છો; તમારૂં હૃદય પાષાણમય છે. શું જલદીથી બહાર નીકળ્યા છો? ચાલ્યા જાઓ

વિલંબ કરવાની કંઈ જરૂર નથી. વાહ વળી ધીરે ધીરે પગલાં ભરતા શા માટે જાઓ છો? શું જખમની જગાપર દરદ થાય છે? પહેલાંથી વિચારીને કેમ જોયું નહિ? હવે વાર ન લગાડો;—આ બેળાંએ જાળમાં ફસાશો!

સરતૃચંદ્ર ધીરે ધીરે જવા લાગ્યો. થોડો જાયછે એટલામાં પગ નિસ્તેજ થવા માંડ્યા, જખમની જગાએ દરદ જણાવવા માંડ્યું હવે તે ચાલી શક્યો નહિ. ક્યાં જાય? બેસવાની જગા ક્યાં મળે? શોધવા લાગ્યો થોડી વાર પછી એક જગા મળી, જગાપર જઇને તેણે વિશ્રામ કર્યો.

ધીરે ધીરે દહાડો આથમવા આવ્યો; સખ્ત સૂર્યનું તેજ નમવા લાગ્યું; બાળ-સૂર્ય યૌવન અતિવાહિત થઇને વળી વૃદ્ધના પોશાકમાં સજ્યું, ક્ષીણ રશ્મિ મૃદુ ઉષ્ણતા, અને ઉજ્વલતાની સાથે તે સ્થાનથી શોભા વધારવા લાગ્યો, સરતૃચંદ્ર જે જગાએ બેઠો હતો, તેની પાસે એક નાની નહેર હતી, નહેરના કિનારે કિનારે અસંખ્ય પત્ર પુષ્પ વૃક્ષ સુશોભિત હતાં, પાણીમાં તે ઝાડની છાયા પ્રતિબિંબિત થઇને અપૂર્વ શોભા ધારણ કરતી હતી—ધીરે ધીરે હલતા પત્રોની પ્રતિકૃતિ પાણીની નીચે ડૂબતી હતી

વખતોવખત ઉડતા પક્ષીની છાયા પાણીમાંના મા-
છલાંની પેઠે રમત કરીને ફરતી હતી. વખતોવખત
એક બે ઝાડનાં ફળ પડ્યાથી જરા પાણીમાં શબ્દ
થઇને પાણી જરા હલીને પાણીમાં પડતા હતા, હ-
લતા પાણીની જોડે ઝાડની આકૃતિઓ હલતી હતી.

સૂર્ય ત્રાસ પામીને પોતાનું કર્તવ્ય પૂર્ણ કરીને તેણે
અસ્તાચલ ચૂડે આરોહણ કર્યો; તેની રક્તિમ ભીમ
મૂર્તિ પાણીમાં પ્રતિબિંબિત થઇને સેંકડો જાતની શોભા
આપવા લાગી. હલતા પાણીની જોડે કિરણો ઝકમક
કરતાં તરતાં હતાં. વનના પક્ષીઓ એકદમ શોરબકોર
કરી ઉઠયાં, એક ડાળીપરથી બીજી ડાળીપર બેસતાં
છેટેનાં પ્રાણીઓ પોતપોતાને મુકામપર એકઠાં થવા
લાગ્યાં. ઝાડ જોઇને કેટલા કીડા ઝાડપર આશ્રય
શોધવા લાગ્યા. એક બે કોકિલ અસ્વાભાવિક અવાજ
કરીને મૂંગી રહી. ભ્રમરોએ ગુણગુણ અવાજ કરતાં
કરતાં આકાશમાં ઉડવાનો આરંભ કર્યો. ઝાડના અને
શૂન્ય સ્થાનમાં પાણીવાળા ધુમાડાના જેવા પદાર્થ જ-
મીનને ભેદીને ઉડવા લાગ્યા, દિશાઓ જોતાં જોતાં જરા
તુષારમાં ઘેરાઈ ગયા. પશ્ચિમ ગગન લાલ થયું તે દે-
ખાવ જોયાથી મનમાં ડર ઉપજે. લાંબાં લાંબા ઝાડ ભયથી
માથાં ઉચાડીને આકાશની તરફ જાતાં રહેલાં છે,

વાયુ બંધ રહી શક્યો નહિ, વનને ભરપૂર કરીને ફરવા લાગ્યો. કીડાઓ નવ પાંલકમાં ભૂષિત થઇને માટી છોડીને ઉઠયા, કીડાઓ ખુશી થઇને ફરતાં ફરતાં તેઓને ખાઇને હોજરી ભરવા લાગ્યા. દેડકા મૂંગા મૂંગા પોતપોતાની જગાપરથી ઓરડવા લાગ્યાં. વળી એક જાતના કીડા ઝીઝી કરી તે તીવ્રસ્વરથી ઓરડવા લાગ્યા. છેટેના નવા ઉગેલા ઘાસ ઉપર કોઈ કોઈ વખત સાપ જલદીથી જતા હતા, કોમળ સ્વભાવનું ઘાસ ભયથી માથું નમાવીને રસ્તો આપતું હતું.

ધીરે ધીરે એક બે નક્ષત્ર આકાશમાં જણાયાં, પાંચમનો ચંદ્રમા છે, પશ્ચિમ ગગન હળવે હળવે હસવા લાગ્યું; કુમુદો તાકીને જોવા લાગી, શરત્‌ચંદ્રના પછવાડે ઘણીક જાતના બેલ ફૂલનાં ઝાડ હતાં, સમય સમજીને ફૂલ ખીલીને તેણે ગંધ વિરતણ કરવાનો આરંભ કર્યો. વાયુ તે ગંધ લઇને શરત્‌ચંદ્રના નસકોરામાં પ્રવેશ કરાવવા લાગ્યો. છેટનાં એકબે ઝાડની અંદરથી પવન જરા જલદીથી જતો હતો, તેથી સોંસોં અવાજ થતો હતો. આકાશના એક ખુણામાં જરા મેઘ દોડતો હતો.

રાત્રિ આવી, ચંદ્ર વખત સમજીને અર્ધું વિક-

સ્મિત હસતું હસવા લાગ્યો; તારાએ સખીનો વેશ ધારણ કર્યો, વન નિર્જન થયું; પક્ષીઓનો અવાજ બંધ થવા આવ્યો, શીતળ વાયુ વહેવા લાગ્યો; શરત્ચંદ્ર બેસીને પ્રકૃતિની શોભા નિહાળતો હતો એકાએક કોણે મધુર સ્વરથી એક ગાયન ગાયું.

કોણે ગાયન ગાયું? નહિ સમજતાં, શરત્ચંદ્ર આશ્ચર્ય પામ્યો. સ્વર સાંભળીને સ્પષ્ટ ઉપલબ્ધિ થઈ, સ્વર સ્ત્રીનો છે, પણ તે કોણ ગાય છે? નિર્જન કાનનમાં આ વખતે કોણ આવીને ગાયન ગાય છે? શરત્ચંદ્ર તે જગાપરથી ઉઠીને તપાસ કરવા લાગ્યો. પણ શરત્ચંદ્રે કોઇને પણ ત્યાં દીઠો નહિ; તે છતાં ફરી સાંભળવા લાગ્યો, છેટેથી કોઈ મધુર સ્વર આકાશને તરાવીને ગાયછે—"નારીનું શરીર વિધિ—કોમળ શા માટે કર્યું?"

જે તરફથી અવાજ આવતો હતો, તે તરફ જલદીથી પગલાં ઉપાડતો ચાલ્યો, પણ કયાં પણ કંઈ ન જોતાં, પાછો આવીને પહેલાની જગાપર જઇ બેઠો. પ્રકૃતિની શોભા જોવાની તે વેળાએ ઇચ્છા થઇ નહિ; મનમાંનેમનમાં વિચાર કરવા લાગ્યો;—કાનપુરમાં ફક્ત આજ જગાપર જરા શોભા છે. આ જગાપરનો ભાવ ઘણો સારો જણાતો નથી; કોણ

આવી રીતે મનને તોડનારા અવાજથી ગાઇને મને કંટાળો આપતુ હશે? જે વાતનો વિચાર કરીશ નહિ એવી પ્રતિજ્ઞા લીધી છે, તે વળી ઉદ્દીપકાર મનને અસ્થિર કરી કેમ મૂકે છે! અવાજ કેવો મધુર છો! મન એકીવારે મોહિત થાય છે! સંગીતની કેવી અપૂર્વ શક્તિ છો! અંગ શીતળ કરી મૂકે છે, એક સમય વિંધવાસિનીએ આવી રીતનું ગાયન ગાઇને મને મત્ત કર્યો હતો. વિંદુના વિષય હું હમણાં શામાટે વિચાર કરૂંછું? જ્યારે હું તેને છોડીને આવ્યો છું, ત્યારે વળી તેને આ સ્મૃતિપરમાં કેમ રાખવી જોઇએ? વિંદુનું સરળ મન છે! વિચાર કર્યાથી મન અસ્થિર થઈ જાય છો તેને મેં અપરાધ શિવાય છોડી છે; મારા મનમાં જરા પણ દયા શું નથી? વિંદુ શું હમણાં જીવતી હશે? કોણ કહે? ઇચ્છા થાય છે કે વિંદુને એકવાર જોવી જોઇએ. મન! શું તારી આવી ઇચ્છા છે? આવી જો વાસના હતી, તો તેને છોડીને શામાટે આવ્યો? દુર્બલ મન એકદમ ચચળ થયું."

શરત્ચંદ્ર સ્થિર થઇને વળી વિચાર કરવા લાગ્યો.—"મારા જીવન સરખી વિંધવાસિનીને મેં અપરાધ શિવાય ત્યાગીને મારા પોતાના જીવનની ફરજ બજાવવા આવ્યોછું. વિંદુના જીવનનું બીજું શું છે? મારા

શિવાય વિંદુ શું બીજા કોઇને જાણે છે? ઇચ્છા થાય છે કે આ પળે વિંદુની પાસે જોઉં. હાય! "હું શા માટે માણસ થયો? કેમ પક્ષી બન્યો નહિ? હું શા-માટે ઉડતાં શીખ્યો નહિ? સ્મૃતિના પડદા ઉપર પેલું સરળ હસતું, પેલા વિંદુના સરળ સ્વભાવ; પેલા વિંદુના છુટા વાળ પડેલા છે, પેલા વિંદુની ભ્રુ જરા વક્રભાવથી શોભે છે, પેલું વિંદુનું મુખ--તે ફીકો ચહેરો, કોણે તે ચિતર્યો છે? સ્મૃતિ! તમે એકમાત્ર સર્વત્ર સુખમયી છો. જે જોવાની ઇચ્છા રાખીએ છીએ, તે તમે જેવી રીતે દેખાડી શકો છો, એવું બીજું કોઇ દેખાડી શકતું નથી? હૃદય તૃપ્ત થયું, વિંદુની પ્રતિકૃતિ જોઇને ઘણા દહાડાની વાસના પૂર્ણ થઇ!" વળી શું સંભળાય છે? વળી ગાયન! ધ્યાન દઇને સાંભળું, એવું કહીને શરત્‌ચંદ્ર નિસ્તબ્ધ ભાવથી ગાયન સાંભળવા લાગ્યો.—

## ( તોટક. )

હૃદયાગ્નિ શમે કંઇ પ્રેમજલે,<br>
મન એમ ધરી અહિં આવિ વને;<br>
પ્રિય માતપિતા તજિ દેશ વળી,<br>
ઘર છોડિ નિરાશ્રય હું નિસરી.     ૧<br>
પણ દારુણ અગ્નિ શમ્યો નવ એ,

અબળા હું તજું નિજ પ્રાણ હવે:
મનમોહનમૂર્તિ ન દેખું કહીં;
નિરુપાય હવે શું કરૂં હું અહીં? ૨
નથિ બાંધવ આત્મીય કોઈ અહીં,
સ્થળ આ વિજને રઝળું હું કહીં?
દિનરાત્ર બહુ મન શોક ધરૂં,
નિજ ચક્ષુજલે ડુબતી હું રહું. ૩
નવ ધૈર્ય રહે મુજને હૃદયે,
નવ દુ:ખ હવે કંઈ આજ સહે,
કરુણાનયને પ્રિય જો મળશે;
હૃદયાગ્નિ સહૂ ઝટ આ શમશે. ૪

ગાયન પૂરૂં થયું, શરતૂચંદ્ર આ વેળાએ પોતાની જગાપરથી ઉઠ્યો નહિ. ક્ષણકાળ પછી એકદમ જાણે એ ખીલેલા કોમળ પુષ્પ આવીને શતૂચંદ્રની આંખને જોવાની શક્તિથી રહિત કરી. ક્યાંથી કોણે આવીને આંખને બંધ કરી? સ્મૃતિ જાણે પ્રેમ નિકેતનથી કહેતી હોય તેમ "જીવનનો તે એક દહાડો હતો. શરતૂચંદ્ર મુગ્ધ બન્યો; પથ્થર પીગળ્યો, વીર પુરુષના મનના જે છુપા ભાગમાં કઠણ ઢાંકણથી પ્રેમવૃન્ત વિકાસિત થયું, તે ઢાંકણ જાણે એકાએક દૂર થયું હોય તેમ એકદમ તે પ્રેમફૂલમાંથી એક પાંખડી ખરી પડી;—શરતૂચંદ્ર વિગલિત ચિત્તથી આશ્ચર્યની

સાથે બોલી, "તમે કોણ છો?"

પળમાં તેનો જવાબ મળ્યો, "તમે કોણ છો? પહેલાં ઓળખાણ આપો?"

સ્વર સાંભળીને શરત્ચંદ્ર સમજ્યો:—નિર્જન ઘરમી પેલી જીવનદાયિની છે." તેણે કહ્યું, "તમે મારી આંખ બંધ શા માટે કરી?"

આપ મને ઓળખી શકોછો કે નહિ તે જાણવા માટે."

"તમને પહેલાં ઓળખી શક્યો નહિ તેથી ક્ષમા કરજો.",

"અંધારામાં શી રીતે ઓળખો?"

"તમે અહિં શા માટે આવ્યા છો?"

"આપને જોવા માટે,વળી હું પોતાને દેખાડવા માટે."

"તમને તો મેં શું જોઇ છે? જવાની વેળાએ વળી શા માટે આવ્યા?"

"આપને ઓળખાણ આપવા." એવું કહીને આંખપરના હાથ છોડી દઇને યુવતી શરત્ચંદ્રની સામે ઉભી રહી. પોતાનાં લૂગડાંમાંથી મીણબત્તી કાઢીને તરત તે જગાએ સળગાવી.

શરત્ચંદ્ર જોઇને ઘણો આશ્ચર્ય પામ્યો. તે પોતે મનમાં વિચાર કરવા લાગ્યો કે હું શું હમણાં સ્વપ્નું

જોઉં છું? શું માયાથી છેતરાઉં છું? તેણે કહ્યું, "મારૂં નામ વિંધ્યવાસિની છે."

શરત્ચંદ્રે કહ્યું, મેં તમને ઓળખી છે, કેટલાક દિવસ સુધી તમનેજોઇને મન જરા ચંચળ થતું હતું. પણ એકાએક તમને કંઇ કહેવાની હિમ્મત થતી નહોતી, પહેલાં મને કેમ તમારી ઓળખાણ ન આપી?"

"તમે મને ઓળખી શક્યા નથી એવું સમજીને શી હિમ્મતથી હું મારી ઓળખાણ આપું?"

"તમે આં દૂર દેશમાં શી રીતે આવ્યા?"

"શી રીતે આવ્યા? જ્યાં મરજી હોય ત્યાં હું જઇશ. તેમાં ચિંતા શી?"

આવું સાંભળીને એકદમ શરત્ ગરમ થઇ ગયો, બોલ્યો, "શાબાસ છે બાયડીને! તમે જેવી તેવી સ્ત્રી નથી. હવે હું તમને જોઇશ નહિ. જ્યાં મરજી હોય ત્યાં જાઓ. હું જાઉં છું." આવું કહીને શરત્ચંદ્ર ઉઠયો.

કોને માટે દૂર દેશમાં આવી છું, શરત્? તમારે માટે પૃથ્વીના બધા સુખની આશા તજી છે, હું ગરીબના વેશથી દરવાજે દરવાજે ફરૂં છું તમારી પાસે કેમ આવી છું? તમે જે હાથથી બળ વીર્યશાળી અંગ્રેજોને વધ કરીને મને બચાવી છે, તે હાથથી મને મારી નાખો, મારૂં જીવન સાર્થક થાય."

શરતચંદ્રે જવાબ આપ્યો, "પાપીયણ તે પણ હું કરત! પરંતુ તેમાં પુરૂષાર્થ શું છે? તું કુલટા છે— મારા હાથ તારા લોહીથી શા માટે કલુષિત કરૂં? તારી મરજી હોય. ત્યાં તું જા. આમ કહીને વિંધ્યવાસિનીને હાથથી ધકેલી, તેથી વિંધ્યવાસિની જમીન ઉપર પડી ગઈ. હવે શરતચંદ્ર! વિંદુના માથામાંથી એક બે ઠેકાણેથી લોહી નીકળ્યું તે જોઇને જલદીથી પગલાં ભરતો ત્યાંથી નીકળી ગયો.

હૃદય પાછું પથ્થરમાં બંધાયું.

---

## પ્રકરણ ૬ ઠું.

**પૃથ્વીમાંનું સર્વ જાયછે, પણ દુઃખ જતું નથી.**

આજે વિંધ્યવાસિનું બધું ગયું. જે આશાથી વિંદુની આશાનો દીવો બળતો હતો, તે આજે પૂરો થયો! આજે વિંદુનું મૃત્યુ થયું હોત, તો કંઇ દુઃખ રહેત નહિ. આશા ન હોત તો લોકજીવી શકતા નથી, વિંધ્યવાસિનીને બીજી શેની આશા છે? આજે વિંદુનું બધું પૂરૂં થયું, હવે જીવીને શો લાભ? સુખ નથી, પણ કોણ ઇચ્છાપૂર્વક મરી શકે છે? દુર્લંઘ્ય અપાર સમુદ્રમાં પડ્યાર્થીકોની ઇચ્છા ન થાય કે

પ્રાણ નીકળી જાય? આ ભવ-સંસારની કષ્ટ-જાળમાં બંધાયાથી કોને મરવાની ઇછા ન થાય? ઘણીક વખતે ઘણાકોને મરવાની ઇચ્છા થાય છે, પણ ઇચ્છા કર્યાથી મૃત્યુ પોતાની મેળે ઉભું રહેતું નથી. ઇચ્છામાં જીવન પ્રદીપ હોલવી શકવાથી આ સંસારનાં કષ્ટ યંત્રણાના ભયાનક ભૃકુટી ચાલી જાતે, સંસારમાં કષ્ટની નાવ કોઇને પણ લઈ જવી પડત નહિ. પણ કાળનો ભાવ કોણ સમજે છે? આજે વિંધવાસિનીનું મૃત્યુ થવાથી બધું કષ્ટનિવારણ થાત, પણ તેમ થયાથી કષ્ટ કોણ ભોગવત? પૃથ્વીનું સર્વ જાય છે પણ કષ્ટ જતુ નથી, દુઃખ કોમળ હૃદયને છોડતુ નથી.

અંધારી રાત્રની ભયાનક ભ્રકુટિ પળે પળે પ્રકાશિત થવા લાગી, વિંધવાસિનીએ પોતાના જીવનની આશા ત્યાગીને ત્યાં મૃત્યુની ઇચ્છાથી બેશુદ્ધ થઇને પડી રહી! અચેતન થતાં થતાંમાં સંસારની બધી વાતો વિસરી ગઇ, તે સ્વપ્નું જોવા લાગી.

“એક આશ્ચર્ય રૂપવાન વિદ્યાધરી તેના માથાની તરફ બેસીને કહે છે, “બહેન! આ જુઓ આ રાજ્ય કેવું મનોહર છે, દુઃખ યંત્રણા, શોક તાપ કંઈજ નથી. સંસારની માયામાં છેતરાઇને શામાટે વૃથા આ-

ટલું દુઃખ ભાગની વૃદ્ધિ કરે છે! વિચ્છેદની આગમાં બળીને શામાટે રાખ થઈ જાય છો સંસારમાં જેને તું પોતાનું સમજે છે, તે ખરીરીતે તારૂં પોતાનું નથી, તેનાથી તને આટલું કષ્ટ છે, આટલી યંત્રણા છે; તે શું તુ સમજી શકતી નથી? ત્યારે શામાટે તું છેતરાય છે! આવ, હું તને મારા ખોળે લઇને એ રાજ્યમાં લઈ જઇશ. નિરંતરને માટે તારૂં કષ્ટ જતુ રહેશે! તારા દેહની આશા રાખતી ના, આ જો તારે માટે સ્વર્ગનો દરવાજો ઉઘાડો રહેલો છે."

વિંધ્યવાસિની જોવા લાગી, વિવાદ–વિસંવાદ–શૂન્ય, સ્વર્ણ–મંડિત પૂરી છે. તેની અંદર દ્વિરદ–રદના બનેલા પસંગ ઉપર સેંકડો સ્ત્રીઓ વિરાજે છે! બધાનાં મુખ પ્રફુલ્લ છે, દુઃખનાં ચિહ્ન માત્ર પણ ત્યાં નથી. આંખ તાઢી થઇ! જોતાં જોતાંમાં તે સ્ત્રીએ જાણે વિંધ્યવાસિનીના કાનમાં કાંઇ કહ્યું હોયની, તેમાં વિંધ્યવાસિનીએ પણ માથું નમાવીને તે વાતમાં રાજી થઇ. સ્ત્રીએ એક સોનાનું બનાવેલું આસન દેખાડીને કહ્યું, બહેન! સ્વર્ગમાં જવા ઇચ્છતાં હો, તો આ આસન ઉપર બેસો.

વિંધ્યવાસિની બોલી, "આસન ઉપર બેસવાની પહેલાં એક વાત પૂછવા ઇચ્છુંછું,–ત્યાં ગયાથી મારા

શરત્‌ને જોઈ શકીશ કે!"

સ્ત્રીએ કહ્યું, "વળી આ પામર વાત કે? મુખ ઉપર લાવવાની જરા પણ શરમ લાગતી નથી? કોને માટે તુ આટલું દુઃખ સહન કરે છે? કોને માટે આટલી યંત્રણા સહન કરેછે? શરત્‌ તને ગ્રહણ કરશે નહિ, એનો હજી પણ નેત વિશ્વાસ બેસતો નથી? વાહ! કિયા મુખથી તું આ પામરની વાત ફરી બોલેછે?"

વિંધવાસિની બોલી, "તે મારોજ છે. તે મારો ત્યાગ કરે તો છો કરે, હું તેનું ધ્યાન કરતાં કરતાં જીવનનો બાકીનો સમય ગાળીશ! તે મારા વિશે વિચાર કરે કે ના કરે, તે મને ગ્રહણ કરે કે ન કરે, હું કિયા પ્રાણથી તેની આશા છોડું? મને દુઃખ થાય છે એ મારા પોતાના કર્મનું ફળ છે! તેમાં શરત્‌નો દોષ શો?"

રમણીએ કહ્યું, "સંસારની મત્તપણામાં તુ હજી પણ આંધળી થઇ રહેલી છે, નહિ તો જે નિર્દય શરત્‌ તને આ પથ્થર ઉપર પાડીને જતો રહ્યો, તેના વિષે હમણાં પણ તુ વિચાર કરે છે? તેની આશા તું હજી પણ શું છોડી શકતી નથી? તે તો તને એકવાર પણ વિચાર કરતો નથી."

વિંધવાસિની બોલી, "મને ક્ષમા કરો! શરત્‌ચંદ્રનું

ધ્યાન કર્યાથી મનમાં જે વિમળ સુખ મળે છે, તે સુખથી હું વંચિત રહેવાની ઇચ્છા રાખતી નથી. શ-રત્‌ની આશા છોડીને હું સુખ મેળવીશ એવી મનમાં જગા મળતી નથી."

આ વાત સાંભળતાં સાંભળતાં તે સ્ત્રી અન્ત-ર્હિત થવા લાગી; તે સ્વર્ણ મંડિત પુરી ક્ષણકાળમાં ક્યાં ચાલી ગઇ; તે સ્વર્ણાસન પળમાં ક્યાં ચાલ્યું ગયું; તે વિંધવાસિની જોઇ શકી નહિ, તેનું સ્વપ્નું જતું રહ્યું. સ્વપ્નું ગયા પછી પણ તેને શુદ્ધી આવી નહિ.

રાત્રિ ગાઢિ થઈ; આકાશનો મેઘ ક્યાં નીલવર્ણનો ક્યાં જરા રાતો, ક્યાં એકીવાર ગાઢો કાળા રંગનો થયો, વખતો વખત વિજળી ચમકવા લાગી. નીરવ કાનન હતું, આકાશમાં મેઘ હતો, ચોતરફ નિસ્તબ્ધ હતું એટલામાં શીતળ વાયુ વાયો, વચ્ચે પક્ષીઓ ઓરડીને મૂંગા રહેતા હતા. વિંદુ તેમાંનું કંઇપણ જાણતી નહોતી. આકાશનો મેઘ પાણીમાં પ્રતિબિં બત થયો, વિજળીની જોડે જોડે પાણીની અંદરથી સર્વ દેખાવવા માંડયું, ઘનઘોર અંધારૂં વધવા માં-ડયું, તે છતાં વિંદુને ચેતના થઈ નહિ. અચેતન અવસ્થામાં કેટલું આંખની સામે પડવા લાગ્યુ, કષ્ટની વાતો એકના પછી એક યાદ આપવા માંડી, પણ

કંઇ પણ ધારણા કરી શકી નહિ, એક વિચાર પળે પળે બીજા વિચારનું સ્થાન સ્વચ્છ કરવા લાગ્યું; મનમાં દુઃખ ઉપજ્યું; સ્વર્ગની વાત યાદ આવી, વિચાર કર્યો "કેમ ગઇ નહિ?" આ સંસારના કષ્ટનો હાથ કેમ ઇચ્છા પૂર્વક છોડયો નહિ? વળી સંપૂર્ણ રીતે બધું વિસરી ગઇ, વળી અચેતન થઇ; વળી ક્ષણ કાલ પછી જરા ચૈતન્ય થઇ, વિચાર કરવા લાગી, કેમ ગઇ નહિ? વિચાર કરતાં વળી ક્ષણ કાળમાં બધું ભૂલીને બેશુદ્ધ થઈ.

આવી રીતે વિંધવાસિનીના દુઃખની રાત્રિ ધીરે ધીરે જવા લાગી, ક્ષણકાલ પછી પાછો શરત્ચંદ્ર આવી પહોંચ્યો. વિંધવાસિનીનો ફીકો ચહરો પકડીને બોલ્યો,—"વિંદુ."

વિંધવાસિનીનાં રૂવાંટાં ઉભાં થયાં, મનમાં એક અપૂર્વ ભાવનો ઉદય થયો, એકદમ મોં ઉઠાવીને તે બોલી, "કોણ શરત્ કે?"

શરતે કહ્યું, "હા હું છું. તમને ઘણો આઘાત લાગ્યો છે, એવું હું સમજાુંછું."

વિંધવાસિની બોલી, "તમે શું આટલીવાર સુધી ત્યાંજ બેસી રહ્યા હતા? આટલીવાર સુધી મૂંગા શા માટે રહ્યા હતા?"

એટલામાં જરા જરા વરસાદ પડવાનો આરંભ થયો, એકદમ વિજળીના ઝબકારાએ તીક્ષ્ણ દૃષ્ટિ શરીરને કંપાયમાન કર્યું; પાણીના ઉપર જે માછલાં તરતાં હતાં તેઓએ અવાજ કરીને ભયભીત મનથી પાણીની અંદર આશ્રય લીધો.

શરત્‌ચંદ્રે કહ્યું, "વિંદુ?"

વિંધ્યવાસિની બોલી. "શું કહો છો, પ્રાણના શરત્‌!"

શરત્‌ચંદ્રે ફરી કહ્યું, "વિંદુ! શું તમે ભારે જખમી થયા છો?"

વિંધ્યવાસિની આશ્ચર્ય પામીને બોલી, "ક્યાં? હું તો કદી પણ જખમી થઈ નથી; તમે શું સ્વપ્નું જોયું છે?"

શરત્‌ચંદ્રે કહ્યું, "મેં તમને આ પથ્થરના ઉપર જોરથી નાખી દીધી હતી, તેથી શું તમને કંઈ લાગ્યું નથી કે?"

વિંદુ, બોલી, "ક્યાં? તેની તો મને યાદજ નથી. તમે ક્યારે મને નાખી દીધી હતી?"

શરત્‌ચંદ્ર બોલ્યો, "તમને યાદ નથી. ઘણા કષ્ટની વેળાએ બધી વાત યાદ રહેતી નથી. હું તમને નાખીને ચાલ્યો ગયો હતો."

વિંદુએ પૂછ્યું. "ગયા હતા, તો પાછા શા માટે આવ્યા?"

શરત્ચંદ્રે જવાબ દીધો, "તમને જોવાની મને ઇચ્છા થઈ."

વિંધ્યવાસિનીની આંખમાંથી આનંદનાં આંસુ ઝરવા લાગ્યાં પછી બોલી, "શરત્! હું અપરાધિની છું મને જોવાની શા માટે તમેને ઇચ્છા થઈ?"

એ વેળાએ વરસાદ જોરથી પડવા લાગ્યો. શરત્ચંદ્ર વિંધ્યવાસિનીનો હાથ ઝાલીને પાસેની એક ઝુંપડીમાં ગયો.

વિંધ્યવાસિનીએ કહ્યું, "શરત્! લાંબી મુદ્દતે મેં તમારા હાથનો સ્પર્શ કર્યો છે, તેથી મારૂં તાપિત હૃદય શીતળ થયું, તમે શી રીતે આટલા દહાડા મને વિસરી ગયા હતા?"

શરચ્ચંદ્રે કહ્યું, "વિંદુ! તમને એક વાત પૂછવાને મારૂં મન ઘણું તલપે છે; જો રજા હોય, તો હું તે પૂછું."

વિંદુએ કહ્યું, "મારી વળી રજા શી માંગવી હતી? તમને જે પૂછવું હોય તે પૂછી શકો છો."

શરત્ચંદ્રનું મુખ ગંભીર થયું, પછી તે બોલ્યો, "વિંદુ! જ્યાં સુધી મારા સવાલનો ખરેખરો જવાબ ન મળે, ત્યાં સુધી તમે મારા નથી. મારો પ્રશ્ન જ તમે એકલા શી રીતે આ દૂર દેશમાં આવ્યા?"

વિંધ્યવાસિનીનું મન ચંચળ થયું, તે બોલી, "નાથ! એ વાત પૂછવાની જરૂર શી છે? મારો અપરાધ શું તમે ક્ષમા કરશો નહિ?"

શરત્ચંદ્રનું શરીર રોમાંચિત થયું, તે બોલ્યો, "વિંદુ! મને છેતરશો ના, તમને જોઇને હું ઘણોજ ખુશી થયો છું, તે તમે જાણતા નહિ હો પણ ઈશ્વર તો જાણે છે, તમે મારૂં આ સુખ હરણ કરશો ના; ખરેખરો જવાબ આપો."

એકાએક કાગડો બોલ્યો, આકાશ ઘનઘોર અંધારામાં છાયું; વરસાદ લાગટ પડતો હતો, વિંધ્યવાસિનીનું હૃદય અસ્થિર થયું. તેણે બોલવાનો યત્ન કર્યો, પણ વાક્ય મોંમાંથી નીકળ્યાં નહિ, આંખ આંસુથી પ્લાવિત થઇને પાણી પડવા લાગ્યું, લાંબા શ્વાસો લેવા લાગી, ઘણી મહેનતે વિંદુ શરત્ચંદ્રના ગળાપર હાથ નાખીને બોલી, "નાથ? હું શું" આટલું બોલીને બીજા શબ્દ મુખમાંથી નીકળ્યા નહિ. શરત્ચંદ્રના મનમાં સંદેહ બમણો વધ્યો, તે બોલ્યો, "વિંદુ! મને હવે કષ્ટ આપશો ના. તમે શી રીતે આ દૂર દેશમાં આવ્યા, જ્યાં સુધી તે ન જાણું ત્યાં સુધી મારૂં મન સ્થિર રહેનાર નથી, મારૂં મન ઘણું જ ચંચળ થાય છે. હવે વિલંબ સહન થતો નથી.

વિંધ્યવાસિની દયા ઉપજે એવા સ્વરથી બોલી, "શરત્, આ શું તમારી પરીક્ષાનો સમય છે? આટલા દહાડા પછી ક્યાં તમારી જોડે સારી રીતે બે વાત કહેવાની હતી, ત્યાં તમે પરીક્ષા કરવાને માટે આતુર થાઓ છો. શરત્! મને માફ કરો, બધી વાત હવે પછી કહીશ."

શરત્ચંદ્રે પોતાની મૂર્ત્તિ ધારણ કરીને કહ્યું, "કહેતા નથી તો મારા ગળાપરનો હાથ કાઢો. અપરાધિની? મારી પાસે શું બધી વાત કહેવામાં સંકોચ રાખો છો?"

વિંધ્યવાસિની મૂંગી રહી, બોલવાનો યત્ન કર્યા છતાં પણ બોલી શકી નહિ.

શરત્ચંદ્ર મનમાંનેમનમાં વિચાર કરવા લાગ્યો, "મારૂં મન શામાટે અસ્થિર થાયછે? વિંદુના સુખથી સુખી થઇશ, તે આશા ઘણા દિવસથી ત્યાગી છે, ત્યારે આજ વળી મન શા માટે અસ્થિર થતુ હશે? વિંદુની પોતાની પવિત્રતાના વિષેમાં મને સંદેહ ઉપજે છે. વિંદુ ખરો જવાબ આપવામાં શા માટે કુંઠિત થતી હશે? મેં તે વેળાએજ વિચાર કર્યો હતો કે વિંદુના ચરિત્રમાં કલંક લાગ્યું છે. જાણ્યા છતાં વળી શા માટે હું અહિં પાછો આવ્યો હોઇશ?

જો પાછો આવ્યો તો જવાબ શા માટે મેળવ્યો નહિ હશે? જવાબ મળ્યો નથી, તેથી મન આટલું શા માટે અસ્થિર થતું હશે? આ શું વિડંબના નથી? હું શું, સ્ત્રીની જાળમાં ઇચ્છાપૂર્વક ફસાવું? નહિ તો શા માટે આવ્યો? ત્યારે હવે જવું જોઇએ–વિંદુ મારી કોણ લાગે? પછી તે બોલ્યો, "વિંદુ? તમે મારા સવાલનો જવાબ આપ્યો નહિ ત્યારે હું જાઉં છું."

વિંધવાસિની બોલી, "જશો ના. હું કહું છું."

શરત્‌ચંદ્ર બોલ્યો, "કહો."

વિંધવાસિની બોલી, "શું કહું?"

શરત્‌ચંદ્રે કહ્યું, "હું જે પૂછું છું તેનો ખરેખરો જવાબ આપો–તમે અહિં શા માટે આવ્યા?"

વિંધવાસિની બોલી, તમારો પત્તો મેળવવા માટે.

શરત્‌ચંદ્ર બોલ્યો, "શી રીતે આવ્યા?"

વિંધવાસિની બોલી "કોઇ એક માણસની સાથે આવી છું."

શરત્‌ચંદ્રે પૂછ્યું, "તે માણસ કોણ છે?"

વિંધવાસિનીએ કહ્યું, "તમે ઓળખતા નથી."

શરત્‌ચંદ્રે, પૂછ્યું, "તમે અજાણ્યા માણસની જોડે શી રીતે આવ્યા?"

વિંધવાસિની બોલી, "શી રીતે આવી છું તે

કહી શકતી નથી."

શરત્‌ચંદ્રે કહ્યું, "તમારી પોતાની પવિત્રતા વિષે તમારી કેવી ખાતરી છે?"

વિંધવાસિની બોલી, "શું આ કહેવું? હું અવિશ્વાસિની છું, હું કહું તો તમે શા માટે માનશો? મારાં ઉપર તમારો જે સંદેહ ઉત્પન્ન થયો છે, તે સંદેહ હું શી રીતે દૂર કરૂં?"

શરત્‌ચંદ્રે પૂછ્યું, "શું તમારા પોતાની ઉપર તમને વિશ્વાસ છે?"

વિંધવાસિનીએ જવાબ દીધો, "શી રીતે તે કહું? હું તમારા શિવાય બીજા કોઇને જાણતી નથી. તમેજ જ્યારે મારા ઉપર સંદેહ લાવો છો, ત્યારે મારા પોતાના ઉપર મારો સંદેહ થાય છે. તે શી રીતે કહું?"

શરત્‌ચંદ્ર ગુસ્સાથી લાલપીળો થયો, સામાન્ય સંસારી માણસના પ્રમાણે તે બોલ્યો, "પાપીયણ! તેં તારા પોતાના મોંથી દોષ કબૂલ કર્યો છે–દૂર થા" આમ બોલીને ફરી વિંધવાસિનીને તે જગાપર પાડીને શરત્‌ચંદ્ર જતો રહ્યો. વિંધવાસિની ફરી બેશુદ્ધ થઈ.

આકાશ સ્વચ્છ થયું, વૃષ્ટિ બંધ થઈ, રાત્રિ પુરી થવા આવી, પાસેનો અંધકાર ધીરે ધીરે પશ્ચિમ ત-

રફ ખસવા લાગ્યો, પૂર્વ તરફ સ્વચ્છ થયું, પૂર્વ તરફનાં અંધારાએ પશ્ચિમમાં જઇને સ્થાન લીધું, વિંધવાસિનીને ચેતના થઇ નહિ, પુષ્કળ પક્ષીઓ, ઘણા મધુર સ્વરથી આહ્લાદથી બોલવા લાગ્યાં, પણ તે બધા અવાજથી વિંદુનું ચૈતન્ય થયું નહિ. વિંધવાસિનીએ દુઃખની જાળ તોડી નહિ, ત્યાં અચેતન અવસ્થામાં તે કષ્ટના દુશ્છેદ્ય શૃંખલમાં બંધાઇને દુઃખ સહન કરવા લાગી. પેલી બાજુએ શરત્ચંદ્રે એકીવારે પણ પાછું ફરીને જોયું નહિ.

---

## પ્રકરણ ૭ મું.

### સ્વદેશની તરફ.

વસંતકાળમાં કોકિલ બોલ્યાથી જેઓનું મન ચંચળ થાય છે. તેઓ મોહોબતના ભરેલા કુવામાં પડીને સર્વદા ગોતાં ખાય છે, મનમાં એક પળને માટે પણ સુખ જણાતું નથી. અમે પહેલાં લખ્યું છે કે પ્રેમ વિનાનું જીવન, પાશવ–જીવનની સાથે તુલના કરવા જેવું છે. મનુષ્યની ઉત્તમમાં ઉત્તમ કેળવણીજ પ્રેમ છે, આ પ્રેમથી જૂદા પડીને જેઓ કુટિલ મોહોબતમાં ફસાય છે, તેઓની મત્તતાથી સંસારને બા-

બીને રાખ્યે કરે છે, ઉત્તમ માનવ જન્મની અસારપ-
ણાની ઓળખાણ આપે છે. વૃત્તિ શૂન્ય રિપુની ઉત્તે-
જના બહુ ભયાનક છે, તે કબૂલ કરીએ છીએ, પણં
અભ્યાસના દોષથીજ રિપુનું આધિપત્ય વિસ્તાર પામે
છે. રિપુ વિનાના થયાથીજ ઉત્તમ માનવ થાય તેવું અમે
કહેતા નથી; માનવદેહ મળ્યું છે તેમાં રિપુ તો ર-
હેવાનાજ. રિપુને સંયત કરી શકવાથી જે મનુષ્યપણું
છે, જો સંયત ન કરો તો જોતજોતામાં રિપુ ત-
મારા ઉપર કબજો મેળવશે, તમને હિતાહિત જ્ઞાન
વિનાના કરીને જે જે તમે જોશો તે બધા મત્તતા-
થી રિપુની સત્તા તરીકે જણાશે; બધા તે રિપુને
પૂર્ણ કરવા માટેના ઉપકરણ તરીકે જણાશે. ત્યારેજ
પ્રેમ વિનાના મત્ત થયલા મોહબતી કહેવાશો—વસં-
તમાં કોકિલના અવાજ સાંભળ્યાથીજ રિપુ ઉત્તેજિત
થાય છે વળી કહેશો—પેલા સુગન્ધ વાળા ફૂલો ખીલે
છે, પેલો તે મૃદુ મન્દભાવથી ધીરે ધીરે દિશા વ્યાપી-
ને મલયાનિલ વહે છે, વળી પેલો રૂપનો બહાર છે તે
બધા મોહબતના ઉપકરણ છે. કેવું ધિક્કારવા લાયક
અસાર કહેવું છે! પ્રેમ માનવના સાધનાની યોગ્ય વ-
સ્તુ છે, મોહબત પશુપણું છે. આ મોહબત રિપુની
સેવા છે, પ્રેમવૃત્તિની પરિચાલના છે. રિપુને પરિપૂ-

ણું કરો અને ન કરો, પ્રેમ શિક્ષા કરીને જુઓ, પેલો વસંત, અને પેલુ કોકિલ, પેલો મલયાનિલ; અને પેલાં ખીલેલાં પુષ્પ છે, સર્વ હૃદયમાં અમૃત નાખશે, ઝેરને બદલે સર્વમાંથી અમૃત વર્ષશે.

જગદીશબાબુ પ્રેમસાધન કરતો હોય કે નહોય તે ઉત્કૃષ્ટ ગોહબતી છે. વસન્તકાલના કોકિલ અને મંલયાનિલ, એ બધાના આધિપત્યથી જગદીશબાબુનું મન વિચલિત થાય છે, માલતીદેવીના અદર્શનજનિત કષ્ટ, અસહનીય છે. શું કરે, સરકારી નોકરી છોડીને જવાતુ નહોતુ, તેથી આજ સુધી મૂંગો મૂંગો પટનામાં રહેતો હતો. જે દહાડે શરતૂચંદ્રે પટના છોડયુ ત્યારથી તે અસ્થિર થયો. શરતૂચંદ્રે તેને જે પત્ર લખ્યો હતો તે વાંગીને વધારે અસ્થિર થયો તે પત્રની મતલબ આ છેઃ—

"આપની તરફથી મેં જે ઉપકાર મેળવ્યો છે, તે હું ભૂલ્યો નથી, આ જીવનમાં કદી પણ ભૂલીશ નહિ. મારા જીવનનું કર્ત્તવ્ય કાર્ય પૂરૂં કરવાનો આ વખત છે, આપને કહું, તો આપ અનિચ્છાપ્રકાશ કરો, એ ડરથી આપને કંઈ ન કહેતાં હું જાઉં છું, મારો અપરાધ માફ કરજો. મારા જીવનનું કર્તવ્ય કાર્ય પૂરૂં કરતાં કરતાં જો આ જીવન પૂરૂં થાય, તો હું આપની આ-

ગળ હમેશનો કરજી થઇને મરીશ. શું કરૂં, જીવનને વેચીને કૃતજ્ઞતા કબૂલ કરવાને મેં કદી કેળવણી લીધી નથી–કદી પણ તે શીખીશ નહિ.

"આપ મારા કુટુંબના સમાચાર સાંભળવાને માટે ઘણાં ઉત્સુક થયા હતા, તે કહાણી આપ સાંભળીને સંતુષ્ટ થશો કે નહિ તે હું જાણતો નથી તોપણ આ વખતે ટૂંકામાં આપને કંઇ લખું છું.

"આપનો ભાણેજ અવિનાશચંદ્ર મારા મોટા કાકાનો પુત્ર છે. મારા બીજા ચાર ભાઇઓ છે; માબાપ જીવતાં નથી. મારી એક વિધવા બહેન છે, તેનું નામ નીરદા છે,–નીરદા નાની ઉમ્મરે વિધવા થઇ છે, તેનું મન અટલ છે, નહિ તો જ્ઞાતીની શાંકળ તોડીને તેને પુર્નવિવાહ કરાવત, પણ નીરદા તેવી સ્ત્રી નથી. વળી મારો વિવાહ? વિવાહના વિષે એક વખત પૂછ્યું હતુ તેનો ઉત્તર મેં આપ્યો નહોતો; ખરી રીતે જોતાં મારૂં લગ્ન થયું છે. વિંધવાસિની મારી બાલ્યકાલની સહચરી હતી–યૌવનની ભુજંગિની હતી. આવા કર્કશ બોલ મેં શા માટે લખ્યા? એનું એક માત્ર કારણ છે, મેં લગ્ન કરીને એક દહાડો પણ સુખ મેળવ્યું નહિ. વિવાહનું સુખ હું માનતો નથી.

હું ક્યાં જાઉં છું, તે આજે પણ હું કહેતો નથી;

અનુમાન કરૂં છું કે તે જલદીથી જાણવા પામશો. આજે હું રજા લઉં છું સ્નેહાકાંક્ષી–શરતચંદ્ર."

શરત્ચંદ્રના નાસવાને ૧૫-૧૬ દિવસ થયા પછી જગદીશબાબુ શરત્ચંદ્રની મનની વાત જાણવા પામ્યો, સમજ્યો કે શરત્ચંદ્ર બાળકત્વવિનાનો છે, દૃઢ પ્રતિજ્ઞ, સજીવ પુરુષ છે, સમજ્યો કે રાજનીતિ તેના જીવનનું ભૂષણ છે; લઢાઈનું શિક્ષણ અને વીરત્વ તેના ચિત્તને વિનોદ આપનારા છે. વિચાર કર્યો, વીર પુરુષનું હૃદય સપ્ત ન હોવાથી શી રીતે સળગેલી આગમાં આત્મસમર્પણ કરે ? વિચાર કર્યો કે હતભાગિયણ વિંધવાસિની માલતીના કરતાં પણ દુ:ખી છે.

પેલી તરફ બળવાની આગ સળગી ઉઠી. એ મહિનો ગયો નહિ એટલામાં કાશીમાં મોટો જુલમ ગુજર્યો. કાશીના જેવું મહાશ્મશાન બીજું ક્યાં નથી, એ શ્મશાનમાં મહાપરાક્રમશાળી શિક વંશનું અધ:પતન થયું હતું, આ શ્મશાનમાં મરાઠાની શક્તિનો છેડો આવ્યો, આ શ્મશાનમાં દિલ્લીના બાદશાહોના છેલ્લા જીવનનો અંક ભજાવવામાં આવ્યો હતો! અહિં બધું છે! મુગલ મરાઠા, સિપાઈ બધી જાતિની શક્તિ અને સત્તા અહિં ધૂળમાં રોળાઇ! ઇ. સ. ૧૮૫૭ માં આ બનારસના શ્મશાનમાં સળગશે નહિ,

એ જેઓ વિચારશે, તેઓ આજ સુધી પણ રાજનીતિના કઠોર ભાવમાં પ્રવેશ કરવાને અસમર્થ છે, તેઓ આજ સુધી રમતગમતમાં મસ્ત છે. ,જ્યાં આટલી સળગેલી આગની રાખ થઈ છે, તે સ્મશાન આ વખતે એકીવારે હોલાશે તે કલ્પનાથી બહાર છે. ખરીરીતે જોતાં બનારસ આ વખતે મૂંગું નહોતું. જુન મહીનાના ત્રણ દહાડા ગયા પછી આજિમગંજમાં મોટો બળવો ઉઠ્યો, આ બનાવની ખબર પટનામાં આવી પહોંચી, ત્યાંના બધા માણસ ગભરાઇને ચારે બાજુએ નાસવા લાગ્યાં. સરકારના હોદ્દેદારો ડરથી પ્રાણ બચાવવા માટે પહેલા પટના છોડવા લાગ્યા. જગદીશ બાબુ ઘણોજ ડરવાવાળો હતો, તેણે પહેલાં પટના છોડ્યું પટના છોડવાની વખતે તે એટલો ગાભરો થયો હતો કે ક્યાં જવું તે પણ નક્કી કરવાને સમર્થ થયો નહોતો. કલ્પનામાં એક જગાપર રમતી હતી. મનમાં સર્વદા જાગતી હતી, તે બિપદનું અવલંબન સુખ સ્વપ્નમય સ્વદેશ તરફ જવા નીકળ્યો. સ્વદેશ તરફ જવાની વેળાએ તેના મનમાં કેવા ભાવનો ઉદય થયો હતો તે અમે અનુભવ કરવામાં અસમર્થ છીએ. સ્વદેશમાં જગદીશ બાબુના નાનપણમાં માબાપનું અભિનય છે-કેટલુંક પ્રીતિકર, કેટલા

સંતોષજનક છે! એ જન્મભૂમિ,—નાનપણમાં આદરની સુખ-સમૃદ્ધિ, દૂર દેશમાં અભ્યાસ પૂરો કરીને ઘેર જવાની વેળાએ કેટલું સુખ જણાતુ હતું! જન્મભૂમિ બાલકાલનું આદર,—બાલ્યકાલના સુખ-સમૃદ્ધિ—અને જુવાનીમાં યૌવનમાં યોગિનીની જોડે મળવાનું સ્થાન! જન્મભૂમિ કેટલું સુંદર છે, કેટલું મનોહર

નમાંથી એક દહાડો પણ તે જગા ખસતી નહોતી, કલ્પનામાં પણ કેટલું સુખ છે! વૃદ્ધનું ધર્મ સાધનનું યથાયોગ્ય સ્થળ છે! કોણ જાણવા પામે, જન્મભૂમિ કેટલી પ્રીતિદાયક છે! આટલી પ્રિય જન્મભૂમિ દહાડે દહાડે જ્યારે પાસે આવવા લાગી, ત્યારે જગદીશ બાબુનું મન કેટલા સુખસ્વપ્નાં જોવા લાગ્યું. તોપણ હાથમાં કંઇ નહિ. તોપણ સમયસ્રોતમાં પહેલાંની જે બધી આદરની વસ્તુ તણાઇ ગઇ હતી—હવે તે બાળપણું નથી, હવે તે નાનપણના સોબતીઓ નથી, હવે તે બાલ્યકાલ નથી, હવે તે નાનપણનું આદર નથી! વળી જુવાન? જુવાની પણ જવાની તૈયારમાં હતી! પણ સ્મૃતિ તો ગઈ નહિ. જ્યાંસુધી સ્મૃતિ છે, ત્યાંસુધી જન્મભૂમિનાં આદર છે! વળી મૃત્યુની વખતે? આખું જગત ફરીને જુઓ, હવે ક્યાં પણ મરવાની ઇચ્છા થશે નહિ. તે જન્મ-

ભૂમિ સૂતો છે-નાડી ક્ષીણ ચાલે છે, શરીર તાઢું થયું છે-સંસારની આશા ધીરે ધીરે જતી રહે છે, ચોતરફ સગાંવહાલાં બેઠાં છે-તે મૃત્યુની વેળાએ પણ કેટલું સુખ થાય છે! જગદીશબાબુનો બાપ નહોતો, મા પણ નહોતી!-વળી માલતી! કોણ જાણે માલતી આજ પણ જગદીશબાબુને માટે જન્મભૂમિને સ્વર્ગ સુખની ઉપયોગી કરી રાખી છે? જગદીશબાબુ જાણતો નથી, માલતી મરી છે કે જીવતી છે, તોપણ સ્વદેશની તરફ દોડયો. જગદીશબાબુએ આ વખતે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે માલતીને ન જોઈશ તો પ્રાણ ત્યાગીશ. વિચાર કર્યો તે છતાં સ્વદેશમાં મરીશ. જ્યાંથી આ શરીરની ઉત્પત્તિ થઈ છે, તે પ્રિયતમ સ્થાનમાં તે શરીરને વિલીન કરીશ. આવો વિચાર કરીને જગદીશબાબુ સ્વદેશ તરફ જવા નીકળ્યો, જગદીશબાબુ ઢાકામાં આવીને એક વિપત્તિમાં આવી પડયો.

---

## પ્રકરણ ૮ મું.

## દીવો ઓલવાયો.

કાંચનપુર, બલરામ બંદોપાધ્યાના ઘરમાં સૂર્યઅસ્તની વેળાએ એક માણસ ગભરાતો પેઠો. ક્ષણકા-

ળમાં ત્રણ ઓરડા અતિક્રમ કરીને એક પલંગની પાસે ઉભો, કોઇએ હળવેથી પૂછયું "શું તપાસ કરવાનું છેલ્લું આ પરિણામ થયું?" તે માણસનો શ્વાસ જલદીથી ચાલવા લાગ્યો અને બોલ્યો, "છેલ્લું પરિણામ, જગદીશ બાબુ મળતો નથી. બધા માણસો પાછા આવ્યા છે.

પલંગ ઉપર એક સ્ત્રી સૂતી હતી, તેણે જવાબ સાંભળીને તેનો શ્વાસ લાંબો થયો, બોલતાં કષ્ટ જણાયા છતાં પણ બોલી. "ત્યારે હવે મને વિલંબ નથી."

કંઠ બેસી ગયો, ફેફસું નિસ્તેજ થયું, આંખ સ્તંભ થઈ, જીવનનું છેલ્લું અભિનયના પહેલાં લક્ષણ સ્પષ્ટ રીતે જણાવવા લાગ્યા, પાસેના વૈદ્યે કહ્યું, "આ વખતે તેને ઉતારો."

કહેતાં કહેતાં ચારેતરફનાં માણસો જીવનની છેલ્લી રમત પૂરી કરવાની ઇચ્છાથી પકડીને બહાર કાઢયું. ઘરમાંનું આકાશ એકાએક કોટાળી પડયું, મહોલ્લાના બધાં માણસોએ વિપત્તિ સમજીને દોડતાં આવીને જે દીઠું, તેથી બધાની આંખમાંથી પાણી પાડવા લાગ્યું.

આંખમાંનાં આંસુ કોઈનાં પણ પોતાને તાબે હોતાં નથી, પડવાનો વખત થયાથી તે પડેછે ને પડે છે. તમને ધીરજ હોય તો તમે તે પાણી લૂગડાથી પોતે પોતાની મેળે લૂછી શકો છો, પણ આંસુ

તો પડવાનોજ માણસ ટૂક મુદતમાં જેટલી લીલા રમે છે તેમાં મૃત્યુજ આંખમાંનું પાણી પડવાનો સમય છે. આટલા યત્નની માનવલીલાનો છેલ્લો પપડદો નખાયો,—આટલા આડંબરનો આટલી આશાનું આ છેલ્લું ફળ થયું—છેલ્લી લીલા! હવે જોઇશું નહિ; કોઇએ કદી પણ જોઇ નહોતી, આ પડદાથી બીજી બાજુએ નાહક આજ સુધી કોઇની પણ આંખને ટાઢી કરતી નહોતી; અહિં કલ્પનાએ હાર માની, વિચાર કરવો બેડાથી હૃદય દુઃખથી અવસન્ન થાય છે, નિરાશા આવીને પોતાની મેળે આંખમાંથી પાણી ઝરાવે છે! સંસારમાં આ ઉન્નતિની હદ નથી, અને આ માનવજીવનના અહંકારની હદ નથી. કોની આંખ પાણીથી ન ભીંજાય? આજે જે જોયું, કાલે હવે તે જોઇશું નહિ, આખી ઉમ્મર પર્યન્ત તે દેખાવ નજરે પડશે નહિ, હવે તે મધુર હસતુ મોં જોઇશું નહિ? આજ જે છેડો આવ્યો, હમેશાંને માટે એ છેડો છે, આખા ભયની ઇચ્છા આ પૂરી થઈ; એ વિચાર કરતાં જાણવાથી કોની આંખે આંસુ ન પડે? ધર્મજીવનની સર્વદાની એકઠી આશા આ ઠેકાણે પરાજિત થાય છે. કોણ કરી શકે, વળી પરકાળમાં પાછો ખચિત મેળાપ થશે? અંધકાર—જ્ઞાનચક્ષુથી

બહાર, કોનું મન, આ આશાથી આશાવાળું થઇને મૃત્યુકાળની આંખનું પાણી રોકી શકે? સર્વ અકારણ છે—રોવાથી શું ફળ ઉત્પન્ન થતુ નથી? એ સર્વ જ્ઞાનની વાતથી હૃદયની સ્વાભાવિક ગતિ નિવારિત થતી નથી; આકલે દહાડે જોયું, હવે જોઈશ નહિ, આ શોક અનિવાર્ય છે. સહન કરવો એ બીજી વાત છે; અમે પણ જાણીએ છીએ કે આંખનું પાણી સર્વદા પડતું નથી; પરંતુ સામયિક વેગ નિવારણ કોનાથી થવું સંભવે?

મૃત્યુના સ્મરણથી જીવતા માણસનું મન, ધર્મને માટે તૃષિત થાય છે; ધાર્મિકનું મન પવિત્ર થાય છે; તે કબૂલ કરીએ છીએ; પણ પાષાણના શિવાય બધાનાં મન નરમ થાય છે; સઘળાનાં મન થોડી વારને માટે સંસાર અસ્થૈર્યની કલ્પનાથી અસ્થિર થાયછે.

આ જુવાન સ્ત્રીના કવખતનાં મૃત્યુના બનાવથી બધાએ રોવાનું શરૂ કર્યું, કેવળ એક માણસ નજરે પડયો જેની આંખમાંથી પાણી પડતું નહોતું; તે પેલી મરનાર સ્ત્રીની મા હતી. માના પહેલાં ઉછાળો શોક ક્રંદનના બહાર છે. જ્યારે શોક રોવાના હૃદયમાં આવે છે, ત્યારેજ શોકાગ્નિ ઓલવાય છે.

રજનીબાબુને કેદખાનામાં લઈ ગયા પછી મા-

લતીદેવી જમીન ઉપર પડી ગઈ અને તે બેશુદ્ધ થઇ હરગોવિંદ ચક્રવતી રજનીબાબુના હુકમ પ્રમાણે તેની સેવાચાકરી કરીને કાંચનપુરમાં તેના પિતાને ત્યાં મૂકી આવ્યો. કાંચનપુરમાં આવીને પણ માલતીનું મન સ્થિર રહ્યું નહિ; જે સહન ન થાય એવા મનના દુઃખથી માલતીદેવી જમીન ઉપર પડી હતી, તે કષ્ટ હજુ પણ મનને બાળતુ હતું. માલતીદેવી દહાડે અને રાત્રિએ બેસીને તેનો વિચાર કરતી, કોઇની જોડે વાતચિત કરતી નહોતી-ફકત વિચારમાંજ નિમગ્ન રહેતી—પણ રજનીબાબુની દુર્દશાના ઉપર વિચાર કરતી હતી. તે દુર્દશાનું સ્મરણ થયાથી મન આતુર થઇ પડતું હતુ તે બાળક,—તે જગદીશબાબુની આકૃતિ— વળી પેલા જગદીશબાબુનું ભાન હતું. આ બધાંનો વિચાર કરતાં કરતાં શરીર ક્ષીણ થયું, આખરે મોટા મંદવાડે તેને ઘેર્યો; મોટા મંદવાડથી ઘેરાઇને દહાડે દહાડે, કલાકે કલાકે, પળે પળે, તલ તલ માલતીદેવીના જીવનની આશા જતી રહી; મૃત્યુને માલતીદેવીએ દુર્વિસહ કષ્ટના હાથથી છૂટવાનો એકમાત્ર અવલંબન નક્કી કર્યો, મૃત્યુ પણ વખત સમજીને સંસારનાં કષ્ટ; સંસારના દુઃખના હાથથી માલતીને બચાવવા માટે આવીને ઉભો. હવે એક પળ પછી મા-

લતીનું અસ્તિત્વ લોપ પામશે.

સૌભાગ્યવતી સ્ત્રીઓના મૃત્યુની વખતે સ્વામી પાસે હોય તો મોટું સૌભાગ્ય ગણાય છે. જેને પુત્ર હોય છે, તેની તો કંઈ વાતજ પૂછવી નહિ, પુત્ર ન હોય તો સ્વામીજ મુખમાં આગ મૂકે છે. માલતી-દેવીનો મંદવાડ જ્યારે મરણ થવાના જેવો થયો, ત્યારે જગદીશબાબુની ભાળ મેળવવા માટે ૩-૪ માણસો કેટલેક ઠેકાણે મોકલાવવામાં આવ્યા જગદીશબાબુએ પહેલેથી એક કાગળ લખ્યો હતો કે હું પટનામાં રહું છું, તેથી સર્વથી પહેલાં પટનામાં માણસ મોકલ્યો. પણ દુર્ભાગ્યથી પટનાનો માણસ તેનો પત્તો નહિ મેળવ્યાથી તે પાછો આવ્યો ત્યારપછી કલકત્તા અને ઢાકામાં પણ માણસો મોકલ્યા, તેઓ પણ નિરાશ થઇને ઘરમાં પાછા આવ્યા માલતીદેવી મરણની પથારીમાં સૂઇને પણ જગદીશબાબુની આશા છોડી શકી નહિ, જ્યારે તેને બોલાવવા માટે માણસો મોકલ્યા, ત્યારે તે આશા રાખીને જરા તન્દુરસ્ત થઇ હતી. મન સારૂ થયાથી રોગનો હુમલો જરા ઓછો થયો, માલતીદેવી પણ જરા તન્દુરસ્ત થઈ; જે દહાડે પટનાનો માણસ પાછો આવ્યો હતો, તે દહાડાથી તે નિરાશ થઈ, મંદવાડ પાછો વધ્યો. આજ

તે મડાના મૃત્યુનું નાટક દેખાડવા માટે તૈયાર છે. હતભાગ્યિયણ માલતી આજે આ સંસાર છોડીને નાસશે!! માલતીદેવીનું વગર હાલતુ શરીર બહાર આણ્યું–આંખ ઉભી રહી, કાન લાંબા થયા, હાથ પગ વગેરે એકદમ પહોળા થઇ પડ્યા. અને તે હસી નહિ; મોંમાંથી વારંવાર લાંબા શ્વાસો કાઢવા લાગી; એ વખતે પણ બોલવાની જરા શકિત હતી, અતિ દુ:ખથી બોલી–"મારો–રો–રો, કેટલી પળ સુધી મુખમાંથી બીજા શબ્દ નીકળ્યા નહિ, ધળી રનાયુઓની તાડના વધી, દાંત બોલવા લાગ્યા 'હજી પણ આવ્યા–વ્યા–નહિ?' પાછું બંધ થયું, આંખ મીચાઇ, વૈદે આ ચાળા જોઇને ઝેરી ઔષધ પેટમાં નાખવાની તજવીજ કરી; પણ યત્ન સફળ થયો નહિ; માલતીની દાંતખીલી બેસી ગઇ, ઔષધથી મોં બીનું થઇ ગયું. ઘણીવાર સુધી યત્ન કર્યા પછી વૈદ્ય કંટાળીને બોલ્યો, "તમે મોં ઉઘાડીને પકડો, હું ઔષધ મુખમાં રેડું છું." પાસે બેઠેલા એક સંબંધીએ તેમ કર્યું, વૈદ્ય ઔષધ મુખમાં ઢાળવા લાગ્યો, પણ માલતીએ તે ઔષધ ગળે ઉતાર્યું નહિ; મૂર્ખ વૈદે કહ્યું,–"માલતીનું મૃત્યુ થયું છે."

ચારે બાજુએ રડારડ તથા શોરબકોર થઇ રહ્યો,

ઘરના માણસોના રોવાના અવાજની સાથે બહારનો વિલાપ-ધ્વનિ એકત્ર થઇને ગગનમાં ઉડયો, કેટલાકોએ પરોપકાર કરવામો લાયક સમય સમજીને સત્કારની તૈયારી કરવામાં તૈયાર થયા.

દહાડો ગયો, રાત્રિ આવી. અંધારી રાત, એક બે ઝાંખા દીવા બળે છે, માલતીની પાસે કેવળ એક ડોસી બેઠી છે.

ઘણીવારે માલતીદેવીનું શરીર ફરી હાલવા લાગ્યું આંખ એકદમ ઉઘડી ધીરે ધીરે બોલવાની કોશેશ કરી.—આ વખતે બોલાયું, "અંતની વેળાએ—પતિનું મુખ—જોવા—ન મળે."

બીજું ઘણું બોલવાનો યત્ન કર્યો પણ મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ; માથું હલવા લાગ્યું, મુખ વિકૃત કરીને ઘણી કષ્ટથી અસ્ફુટ સ્વરથી બોલી "મનની યાતના મારા—મનમાંજ રહી."

કેવું આશ્ચર્ય! શું મૃત માણસ વાત કરે છે? એનો વિચાર કરીને ઘણાકો ભૂતનો ડર કરવા લાગ્યા. અને ત્યાંથી નાસી ગયા. થોડીવારમાં ગામમાં આ બધી વાત પસરી ગઈ.

પાસે બેઠેલી એક સ્ત્રીએ દીવાની વાટ જરા વધારીને બોલી, "બ્હેન! શું કહે છે?"

આ મરવાની વેળાએ એકાએક એક માણસ આવી પહોંચ્યો. ઘણાએ ખબર લાવીને બોલ્યા, "જગદીશ બાબુ આવ્યા છે. માલતીના કાનમાં તે શબ્દ ગયો, માલતી ફરી આંખ ઉઘાડીને જોવા માગી.

જગદીશબાબુ ગામમાં આવતાંજ સાંભળ્યું કે "માલતી હમણાં જીવે છે. એ સાંભળતાંજ તે કાંચનપુર તરફ જવા નીકળ્યો કાંચનપુર જગદીશબાબુના ગામથી એક પ્રહરનો રસ્તો હતો.

જગદીશબાબુ માલતીના મૃત્યુના બિછાનાની પાસે આવીને ઉભો. માલતીનો જીવન પ્રદીપ નિર્વાણુન્મુખ જોઇને તેનું હૃદય ચીરવા લાગ્યું. તે બોલી શકયો નહિ; એકી ટસથી માલતીના ફીકા ચહેરા ઉપર જોતો રહ્યો. માલતીદેવીએ પણ પ્રેમ-દૃષ્ટિથી જગદીશબાબુને જોયો. જોઇ જોઇને ગુપ-ચુપ આંખ મીંચી દીધી. એ દેખાવથી જગદીશ બાબુનો પ્રાણ વિંધ્યો, તે હવે સહન કરી શકયો નહિ. પ્રેમ ઉત્સ ઉછળી ઉઠયો, આંખમાંથી ધીરે ધીરે આંસુ પડવા લાગ્યાં, માલતીનો હાથ ઝાલીને તે બોલ્યો,–"માલતિ ! માલતિ! જીવનના સુખની વાસના શું અહિંથીજ પૂરી થઈ કે?" એક એકના પછી બધી હકીકત જગદીશબાબુના મનમાં આવવા લાગી,

તેથી તે વાત કહી શકયો નહિ.

માલતીએ પોતાની આંખ મીચી વારંવાર ઓં વિકાશવા લાગી. પાસેની સ્ત્રીએ તેના મોંમાં પાણી નાખ્યું, પાણી પેટમાં ગયું નહિ, ગાલ ઉપર ઉતર્યું. એ વખત બોલવાની શક્તિ હોત તો માલતીદેવી બોલત; પણ તેનાથી બોલાતું નહોતું; સૂકી ગળાની નળીથી કેવળ દીર્ઘશ્વાસ બહાર કાઢતી હતી.

આવી રીતે કેટલીક પળો ગઈ, માલતી દેવીએ ફરી જરા જોયું.

જગદીશબાબુ બોલ્યો, "માલતી હું આવ્યો છું."

માલતીદેવીએ ભ્રૂ–કુંચિત કરીને એક વાર જોયું, તેનો જવાબ આપી શકી નહિ. જગદીશબાબુએ ફરી કહ્યું, "માલતિ ! હમણાં કેવું જણાય છે ? હું આવ્યો છું"

આ વેળાએ માલતીદેવીનું મુખ ઉઘડયું, વિરક્તિથી બોલી, "આવ્યા છો ? પણ જયારે આવ્યાથી હું જીવત, ત્યારે આવ્યા નહિ ? હમણાં તમને જોયાથી મને વધારે દુ:ખ ઉપજે છે.

જગદીશબાબુની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં પછી તે બોલ્યો, "માલતિ ! શું તમે જાઓ છો ?

માલતીદેવી ફરી બોલી, "આટલે દહાડે મેં તમારી મનોવાંચ્છા પૂર્ણ કરી ?"

જગદીશબાબુના હૃદયમાં તીર વાગ્યો હોય એમ જણાયું. હૃદયના સાંધા એકદમ તૂટ્યા હોય એમ જણાવવા લાગ્યું પછી તે બોલ્યો, "માલતિ! હું શું ત્યારે તમારો દુશ્મન હતો?

માલતીદેવી આ વેળાએ બોલી, "તમે મારા શત્રુ નહોતા; પહેલાં તમને જોયાથી આ હૃદય શીતળ થતું હતું. તમે સર્વદા મારા હિતેચ્છુ છો. હું હમણાં મરવા બેઠી છું, મને આજ સુખ છે; તમે પણ મારા સુખમાં સંતુષ્ટ થઓ, એટલીજ વિનંતિ છે. જો સંતુષ્ટ ન થાવ તો તમે ખચિત મારા શત્રુ છો, હું તમારી ચઢતીના માર્ગપર કાંટો હતી, મારા આ આનંદના સમય જો તમે દુઃખિત થાઓ, તો તમને શત્રુ ન કહું તો બીજું શું કહું?"

જગદીશબાબુ અતિ કષ્ટથી મનનો ભાવ છુપાવીને બોલ્યો, "માલતિ! મને શા અપરાધથી છોડીને ચાલ્યાં જાઓ છો?"

માલતીદેવી છેલ્લીવારે કષ્ટથી બોલી, "તમારો બીજો શો અપરાધ છે? મારા અપરાધનું હું ફળ ભોગવું છું તમારો શો અપરાધ? મરવાની વેળાએ કોઇનો પણ અપરાધ સમજવાની શક્તિ રહેતી નથી, હું જાણતી નથી કે કોઈ અપરાધથી મને આટલું

કષ્ટ થાય છે! મરવા બેઠી છું તેને માટે કષ્ટ નથી, સંસાર છોડીને જઉં છું તેને માટે જરા પણ કષ્ટ જણાતું નથી, જીવનની બાકીની વાસના પણ તમને પૂર્ણ થઈ છે; તે છતાં કષ્ટ નિવારણ થતું નથી! તમારા ચરણમાં જો મેં કંઈ અપરાધ કર્યો હોય, તો તે મને માફ કરો, મારાથી હવે કષ્ટ સહન થતું નથી.

જગદીશબાબુ થોડી મીનીટ મૂંગો રહીને બોલ્યો, “માલતી! કેવી જાતનું કષ્ટ થાય છે?”

“કેવી જાતનું કષ્ટ તે તમને શી રીતે સમજાવું મરવાની પહેલાં કષ્ટ કેવી જાતનું છે, તે કોઈ સમજી શકતું નથી. જો કોઈ મરીને પાછો જીવતો રહે, તો તેને પૂછો “કેવી જાતનું કષ્ટ થાય છે?” આટલું બોલીને માલતીદેવીએ જગદીશબાબુનો હાથ ઝાલીને કહ્યું, નાથ! હું જઉં છું મારો અપરાધ માફ કરજો.”

જગદીશબાબુનું શરીર રોમાંચિત થયું, પ્રેમાશ્રુ પળમાં સેંકડો ધારથી પાડવા લાગ્યાં, વારંવાર બોલવા લાગ્યો—“માલતિ! માલતિ!”

માલતીદેવી કંઈ બોલી નહિ, જીવનદીપ અહિંજ હોલવાઈ ગયો.

---

## પ્રકરણ ૯ મું.

## કાંટાવાળો રસ્તો.

વિંધવાસિનીના પવિત્ર સ્વભાવના ચિત્રમાં પાપની રેખા અંકિત થઈ છે, એ વિશે જ્યારે શરતચંદ્રને સંદેહ રહ્યો નહિ, ત્યારે પળમાં અસહાયા બિંદુને તે વનમાં છોડીને ચાલતો થયો.

રાત ગઇ અને પ્રભાત થયું, તે પોતે પોતાની ઇચ્છેલી જગાપર જવાને આગળ વધ્યો. આગલા દહાડાનો બનાવ તેના મનમાંથી ગયો નહોતો; ઇન્દ્રિયોનો ગુલામ માણસ છે, મન શાંત થવાવાળું નથી, તેથી શરતચંદ્ર પોતે ધારેલી જગાએ જવાની વખતે મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો—સંસારમાં પ્રેમ નથી, હું વિંધવાસિનીને આટલો બધો ચહાતો હતો. પણ વિંદુએ મને પગની ઠોકર મારી ! કોણ કહેશે કે આ પ્રેમ શી રીતનો છે? હું વિંદુને ચહાતો હતો. પણ તેને ઘરમાં મૂકીને શા માટે આવ્યો ? ચહાવાનો અર્થ શું તે હું સમજતો નથી? હું તેને મૂકીને આવ્યો, એટલુંજ નહિ પણ મને ચરણમાં નાખ્યો, તેથી મારા મનમાં કષ્ટ સા માટે થતું હશે? વિશુદ્ધ પ્રણય એ શું છે? જે પ્રણયમાં પળને માટે અદર્શન સહન થતું

નથી, તે શું વિશુદ્ધ પ્રણય છે? તેમ જો હોય, તો પ્રણયમાં શું સુખ છે? બધું જીવન કેવળ પ્રણય લઇને શું રહીશ? બીજી કંઈ ફરજ નથી, જીવનનો બીજો કંઈ ઉદ્દેશ નથી. ચહાવું પડશે તો બધી દુનિયાને ચાહીશ, જો પ્રણય કરવાની જરૂર હશે તો આખા જગતના ઉપર પ્રેમ રાખીશ. એક દહાડો પણ સીમાબદ્ધ સંકીર્ણભાવથી હૃદયમાં રાખીશ નહિ. પણ વળી મન શા માટે અસ્થિર બનતું હશે? જે સાંકડી પ્રીતિને એક પળને માટે સુખ મેળવ્યું નથી, તેની ખાતર વિંદુને જોવામાં આટલો અભિલાષ શા માટે થતો હશે? વિંદુએ શું મને સુખ આપ્યું છે? જે સુખ હું અધ્યયનમાં મેળવતો હતો, જે સુખ હું દેશની વળી કલ્પનામાં લાવીને અનુભવતો હતો, તે સુખની સાથે શું વિંદુની પ્રીતિના સુખની તુલના થાય? ત્યારે શા માટે ઠગાઉં છું? લડાઇની રાતે, કેમ અસાર પ્રેમની વાતના ઉપર વિચાર કરતો કરતો વિંઘવાસિનીના વિશે વાત યાદ આવી? રમણીની શું મનમોહિની શક્તિ છે! મનને આટલીવાર સુધી મજબુત કરવાનો યત્ન કરવા છતાં ફતેહમંદ થયો નહિ? આટલા કાળ સુધી થયો નહિ, ત્યારે હવે ક્યારે થઇશ? અસાર પ્રેમના સુખની કલ્પના શા માટે હું કરૂં છું?

અથવા મારા જેવો સંસારનો સંપૂર્ણ વિપરીત કોણ છે? પ્રેમને માટે બધા લાલચુ છે. જણાય છે કે તેઓ આ દર્શન સાપેક્ષ પ્રેમની મધુરતા સમજી શકતા નથી. હવે શું કરૂં? મેં એક દહાડો, એક પળને માટે પણ આ પ્રેમનું સુખ મેળવ્યું નથી; એક દહાડો પણ બિંદુને જોઇને હું સુખી થયો નથી! ત્યારે શા માટે ઠગાઊં? સ્ત્રીજાતિમાં શું સુખ છે, તે એક દહાડો પણ સમજી શકયો નથી! ત્યારે સમજ્યો છું કે મનની સત્ પ્રવૃત્તિ વિનાશ કરવા માટે સ્ત્રીજ એક માત્ર સહાય છે, જીવનનું સુખ—સેતુ તોડવા માટે સ્ત્રીનો પ્રેમજ એક માત્ર પાદવાળું હથિયાર છે, પવિત્ર સરળ મનમાં ચિંતાનો મેઘ કાઢવાનો પ્રતિકૂલ વાયુ છે, ધર્મરૂપ વહાણ ડૂબાડવાનો એક માત્ર ભાષણ તરંગ છે. આ સુખ શૂન્ય તરંગમાં બંગાલ ડૂબ્યો છે, વળી હું શરત્ચંદ્ર, સુખ ન મેળવતાં ડુબવા બેઠો છું.”

વળિ વિચાર કરવા લાગ્યો, “સ્ત્રીના પ્રેમમાં સુખ છે, એ મોટી અજાયબની વાત છે! સંસારમાં જો નરકભોગ હોય, તો તે આ સ્ત્રીનો સહવાસ છે, તેમાં શું સુખ છે? કોણ કહેશે, શું સુખ છે? હું આટલા દહાડા સંસારમાં ફરીને એક દહાડો પણ સ્ત્રી સહવાસથી સુખ મેળવી શકયો નથી. સુખ મેળવી શ-

કર્યો નથી. સુખ પામ્યો નથી, પણ વિડંબના ઘણી ભોગવી છે. મારા મનમાં વિલાસની ઈચ્છા શા વાસ્તે થાય છે? સારાં વસ્ત્રો પહેરૂં, સારો દેખાઉં, આ ઈચ્છાં શા માટે થતી હશે? મને જોઇને સુખી થશે તેથી કે? તેવી તો ઈચ્છા નહોતી. જે મુખનું સૌન્દર્ય હું પોતે જોઈ શકતો નથી, તે મુખનું સૌન્દર્ય વધારવાને માટે આરીસો પકડીને શા માટે બનું ઠણું છું? શા માટે બનાવટી શોભાથી ભૂષિત બનું છું? શા માટે સૌન્દર્યની જાળ પાથરી છે? હવે સમજવા પામ્યો છું કે કેવળ સ્ત્રીનું મન લલચાવવા માટે. સ્ત્રીનું મન હરવા માટે હું વિલાસનો ગુલામ બન્યો છું! આખરે મનમાં વિચાર કરવા લાગ્યો, તડકામાં નીકળ્યાથી રંગ ઝાંખો થઈ જશે? તેટલા માટે હું તડકામાં જતો નહોતો; ધીરે ધીરે મને તડકો અસહ્ન થવા માંડ્યો! પહેલાં હું પાતળાં કપડાં પહેરતો હતો, તે વિંદુનું મન ખુશ રાખવા માટે; કેટલાક દિવસ પછી મને ટેવ પડી એથી જાડાં કપડાં પહેરવાં મને ભારે પડવા લાગ્યાં. આવી રીતે એક પ્રેમની સેવાથી હું વિલાસનો ગુલામ થઈ પડ્યો જ્યારે હું પરીક્ષામાં નાપાસ થયો ત્યારે મારા મનમાં આવ્યું કે ભવિષ્યમાં મારી વિલાસની વસ્તુઓ કોણ

આપશે? આવો વિચાર કરીને દેશ ત્યાગીને મારા મનની વાસના પૂર્ણ કરવાને આવ્યો; ત્યારે વિચાર કર્યો હતો કે આ દેહ, આ શરીર, દેશને માટે વિસર્જન કરીશ. એનો કરતાં માનવજીવનમાં બીજું સુખ કયું છે? ત્યારે શા માટે પાછો ઠગાયો? શા માટે મને તે પ્રેમની વાતો યાદ આવી? દુર્બળ મન શા માટે હમણાં સબળ થયું નહિ! શા માટે વિલાસ પ્રિયતાને આજ પણ ઉચ્છેદ કરી શકયો નહિ?"

આ સંસારમાં વિંદુ મારી કોણ છે! મારા સુખનો તે કાંટો છે-દુઃખની પાયરી છે! હું શા માટે તે દુઃખની સીડી ઉપર ચઢયો? શા માટે મેં મારા જીવનનાં કર્તવ્ય કાર્ય વિસરીને આ વખતે વિંદુનું અનુસરણ કર્યું? હું બંગાળી છું, તેથીજ મારૂં મન શું આટલું અસાર હશે? વિંદુને માટે મારૂં મન અસ્થિર શા માટે થતું હશે? આ સંસારમાં મારૂં બધું છે, તે છતાં કોઈ મારો નથી. મારૂં જે છે તેતો છેજ, ત્યારે મારૂં મન અસ્થિર શા માટે થતું હશે? હું જેને પોતાનો ધારૂં છું, તે મને પોતાનો ન સમજ્યાથી મન દુઃખમાં અવસન્ન કેમ થતું હશે? મારૂં મન દુર્બળ છે, તેથીજ આ બધા વિષય આટલા દહાડા સુધી વિચાર કરતો નથી,-પણ હમણાં હું જાઉં છું,

સમજુ છું કે વિંદુને માટે હું અસ્થિર શા માટે થઊં છું? જો તેને હું પોતાની ધારૂં, તો સર્વદા "તેનોજ" વિચાર કરીશ. તે મને પોતાનો ન સમજે તો પણ હું મનને અસ્થિર થવા દઇશ નહિ. તેણે મને પોતાનો મત આપ્યો નહિ તેથી હું દુ:ખિત અથવા નિરાશ શા માટે થાઊં? વિંદુ મારી કોણ થાય? નહિ— ચહાવાની વસ્તુ,—પ્રેમ શિક્ષણનો મૂળ મંત્ર છે. ચહાવું એ સ્વર્ગની વસ્તુ છે. વિંદુને જો હું ચહાતો હોઊં— તે ચહાવું તો છેજ, તો હમણાં મન આટલું અસ્થિર શા માટે થતું હશે? શું વિંદુના ચરિત્રમાં કલંકનો ડાગ લાગ્યો છે? જો તેમ હોય તો તે મારૂં ચહાવું કેમ મેળવે? વિંદુનું મન મારૂં થાઓ અથવા ન થાઓ, તેમાં મારૂં શું આવી જાય છે? મન! કહે જોઇએ, શા માટે તું ચંચળ થાય છે! વિંદુનું મન બીજાની તરફ છે, મારો સ્વાર્થનો કાંટો છે તેમાં તારા ચહાવાની હરકત શી છે? દોષ જોયાથી જે ચહાવાને ના કહે છે તે મને શું પસંદ નથી? દોષ વિનાનો ગુણાધાર માણસ કયાં મળે?"

આટલા દહાડા સુધી હું મનમાં વિચાર કરતો હતો કે મારૂં ચહાવું નિ:સ્વાર્થપણાનું છે. ઘણાક મિત્રોની સાથે આ વિષય લઇને તકરાર કરતો હતો.

મારૂં ચહાવું સ્વાર્થવાળું છે, તે કોઈ પણ સિદ્ધ કરી શકતો નથી. હમણાં હું પોતે સમજવા પામ્યો છું. મારૂં ચહાવું નિઃસ્વાર્થપણાનું નહોતું. હું આજે પણ નિઃસ્વાર્થ પ્રેમનો મર્મ સમજતો નથી; નહિ તો વિંદુએ બીજાને મન આપ્યું છે તેથી મને શા માટે કષ્ટ થતું હશે ? હું સ્વાર્થની આશા છોડીને કોઇને પણ આજ સુધી ચહાવા ન શીખત, તો વળી મારી સાધના શી ? વિંદુનું મન હમણાં સારૂં નથી, એ વાતથી મને કષ્ટ શા માટે થવું જોઇએ ? હું શા માટે વિંદુને પાડીને આવ્યો ? મારા હૃદયમાં શામાટે ક્રોધ ઉત્પન્ન થયો ? ચંદ્ર સૂર્ય સાક્ષી છે, મારા જેવો નરાધમ બીજો કોઈ નથી."

"મન દુર્બળ છે, એ બધી વાતનો વિચાર કર્યાથી મન શીખામણ માનતુ નથી. નિઃસ્વાર્થ પ્રેમ દુનિયામાં નથી, રિપુના આધિપત્યથી માણસ જ્યારે મત્ત થઈ પડેછે, ત્યારેજ મૃગતૃષ્ણિકાની પેઠે આ ક્ષણસ્થાયી અસાર પ્રેમજાળમાં તૃષ્ણા નિવારણ કરવાનો યત્ન કરેછે, પણ તે યત્ન કદી પણ પરિપૂર્ણ થતો નથી, તે તૃષ્ણા કદી પણ દૂર થતી નથી. તોપણ સાવચેતીથી ચલાતું નથી. કોઈ જાણતુ નથી કે મૃગ તૃષ્ણિકામાં પડવું એ શું ઘણું દુઃખકારક છે ? હમણાં

જણાય છે કે, એ મારા જીવનના પહેલા દહાડા મળત, તો હમણાંથી સાવચેત રહેત. પણ તેમાં ફતેહમંદ થાત કે નહિ તે કોણ જાણે? ગમે તેમ હો, તે બધાનો હવે વિચાર કરીશ નહિ. બધી દુનિયાને પ્રેમથી બાંધીશ, તે છેટે જા, શું એક માણસને પણ નિઃસ્વાર્થપણે ચાહી શકયો નહિ! મારો પ્રેમ નિઃસ્વાર્થનો શા માટે થયો? વિંદુના ચરિત્રમાં દોષ છે તો છો રહ્યો, હું તેને સર્વદા એકજભાવથી ચાહીશ. નિઃસ્વાર્થરૂપથી પ્રેમ કરવાનું શિક્ષણ લીધાંથી મન કદી થોડું પ્રલય ગણકારતું નથી. વિંદુને જો હું નિઃસ્વાર્થભાવથી પ્રેમ કરત, તો અદર્શનથી મન કષ્ટ થાત નહિ. ક્ષણસ્થાયિ સ્વાર્થ સાધનનો ઉપાય જે પ્રેમની રજ્જુમાં આબદ્ધ છે, તે પ્રેમજ પળે પળે પ્રલય જુએ છે, થોડામાંજ પ્રણય વૃક્ષ ઉખડી જશે, એ ડર ઉપજે છે. હાય, કેટલે દહાડે હું નિઃસ્વાર્થ પ્રેમનો ગુલામ થઇ રહીશ?"

મનુષ્ય ચરિત્ર વિચિત્ર છે, કેમકે જે મત્ત થઇને સર્વદા સુખના માર્ગમાં કાંટા પાથરવાનો યત્ન કરેછે તે કંઇ પણ સમજતો નથી કેમકે હું ઠગાયો, લડાઇના આગળ દહાડે શા માટે મારા મનમાં વિંદુનું રૂપ પ્રતિબિંબિત થયું? શા માટે મેં બધું વિસરીને સં-

સારના પિંજરામાં આબદ્ધ થવા માટે જાળ પાથરી? માટે શરીર તથા મન અસ્થિર શા માટે થતુ હશે? સંસારના સુખને શા. માટે આટલું ચઢાવું-છું—અથવા હું નિઃસ્વાર્થ પ્રેમનો મર્મ શા માટે આજે પણ સમજ્યો નહિ?"

સંસારનું ચહાતું મુકર્રર સીમામાં બંધાયેલું છે, જ્યાં સ્વાર્થના માર્ગે કાંટા પડે છે, કે તરત તે પ્રેમ જઇને બીજા ખાડામાં પડે છે. પ્રેમની સાથે સ્વાર્થના પાસેનો સંબંધ છે. હું શા માટે આ નિયમથી બહાર ગયો નહિ? શા માટે સ્વાર્થના માર્ગે કાંટા પથરાયા છે તેના ક્રોધથી અસ્થિર થાઉં છું? અથવા મન શા માટે આટલું નિસ્તેજ થાય છે કે પ્રણય છોડીને એક પળ પણ રહેવાને ઇચ્છતુ નથી?"

વિંદુને જો કદી પણ પ્રેમ કર્યો હોય, તો સર્વદા કરીશ. છેટે જા,—લઢાઇની વાત યાદ આવ્યાથી શરીર ઉપર રૂવાટાં ઉભાં થાયછે. શા માટે નારીના પ્રેમમાં મુગ્ધ થયો? શા માટે જાણતાં બંધાયો? શા માટે ઇચ્છાપૂર્વક જીવનને બીજાના હાથમાં સોંપ્યું? ધિક્ પડો મારા જીવનને! ધિક્ પડો મનુષ્યપણાને!"

"મેં શા માટે સંસારમાં જન્મ લીધો? મારા જીવનનું કર્તવ્યકર્મ શું મેં કર્યું છે? શરીર ઉપર રૂવાટાં

થાયછે—મારા જીવનના નાટકનો છેડો આવ્યો, હવે કેટલા દહાડા જીવવાનો છું, જીવીને હવે શું કામ? જેનું જીવન કેવળ ઇંદ્રિય સેવાને માટે છે—પશુત્વ પ્રચારના શિવાય જેનું બીજું કંઈ કામ નથી, તેને જીવવાનું કામ શું છે? જેના યોગે સંસારનું કંઈભલું ન થાય, તેનો જન્મ ગ્રહણ કરવો એ વૃથા છે. હું શા માટે જીવુંછું? મરવાથી આ બધાં દુઃસહ કષ્ટ સહન કરવાં પડત નહિ; હવે ધિક્કારવાળી સ્ત્રીજાતિની પદસેવા કરવા માટે, જીવનનું કર્તવ્યકાર્યના પ્રત્યે અવહેલા કરીને ધિક્કારવાળું જીવન ગાળવું પડત નહિ! સંસારમાં આવીને મેં શું કર્યું? જીવનનું કર્તવ્ય કાર્ય પૂરૂં કરવામાં શક્તિમાન થયો નહિ તો શા માટે વૃથા જન્મ લીધો? મારા જીવનમાં ધિક્ પડો, જન્મમાં ધિક્ પડો! હવે જવું જોઇએ, હવે વખત લગાડવાની જરૂર શી છે? હવે હું પછવાડે જોઈશ નહિ! જ્યાં સુધી મનની વાસના પૂર્ણ થાય નહિ, ત્યાં સુધી સંસાર, સગાંવહાલાં, પરિજન બધાની પ્રિતી વિસારીને પહાડી પ્રદેશમાં વખત ગાળીશ."

આવો વિચાર કરતો કરતો શરતચંદ્ર જીવનના ભવિષ્યનું કર્તવ્ય કાર્ય ક્ષેત્રની તરફ એકાગ્ર મનથી અગ્રસર થવા લાગ્યો. ધનમાં કેવળ બે તરવારો હતી.

## પ્રકરણ ૧૦ મું.

### સ્વાર્થ અને અસાધારણ પ્રણય.

વિંધવાસિનીએ એક દહાડો સત્યભામાની પાસેથી ઓળખાણ પૂછ્યાથી સત્યભામાએ પોતાના જીવનની ઓથી ટૂંકામાં ઓળખાણ આપી.

“મારૂં ઘર નદિયામાં છે, હું એક ગરીબ કુલીન બ્રાહ્મણની કન્યા છું. મારી મા ઘણીજ સામાન્ય વંશની છોકરી છે. પૈસાની લાલચથી મારા બાપે નીચ વંશની કન્યાની જોડે લગ્ન કર્યું હતુ. પિતા પહેલાં ગરીબ હતો, ત્યાર પછી વળી ૧૦ લગ્ન કર્યાં, તેનાં ભરણપોષણ કરવાને ઘણું કષ્ટ પડતુ હતુ, આખરે ગરીબાઇ આવી પહોંચી. મારી સાવકી માઓ, જેને જ્યાં લાગ મળ્યો તે બધી મારા પિતાને કષ્ટમાં છોડીને નાસી ગઇ. મારા મોસાળમાં પણ કોઇ નહોતું, તેથી મારી માનો કંઇ પણ ઉપાય નહોતો, તે મને લઇને પિતાના ઘરમાં રહી. એક વખતે તેઓ ૭–૮ દહાડા સુધી લગભગ અનાહારે હતાં, પણ મારે માટે કંઇક એકઠું કરીને મને ખવાડતાં હતાં. એ વખતે ગરીબાઇથી, અનાહારે તથા ઉપવાસથી પિતા માંદા પડ્યા, અને તેમાંજ તેમનું મરણ નીપજ્યું. પિ-

તાના મૃત્યુની વેળાએ મારી વય ૧૨ વર્ષની હતી. પિતાના મૃત્યુ પછી મા મને લઇને કલકત્તામાં ગઇ, ત્યાં એક આબરૂદારના ઘરમાં સામાન્ય ચાકરડીનું કામ કરીને દહાડા ગાળતી હતી. હું પણ એ વેળાએ પ્રાણતોડ કરીને માનું કષ્ટ નિવારણને માટે મહેનત કરતી હતી. થોડા દિવસ પછી મા પણ કવખતે મને સંસારમાં મૂકીને સર્વદાને માટે નાસી ગઇ; હું નિરૂપાય થઇને એકલી સંસારમાં કુદી પડી. તે વેળાએ પૃથ્વીમાં મને મારૂં કહેવાનું કાંઇ નહોતું; સૌભાગ્યથી તે વેળાએ આ મહાપુરૂષની જોડે એક દહાડો કાળીધારપર ભેટો થયો, તેમની પાસે મેં મારા જીવનની બધી હકીકત કહી, એઓ મારા દુઃખથી દુઃખિત થઇને મને તેમના ઓળખીતાને ત્યાં રાખી. પણ મારા અદૃષ્ટથી હું ત્યાં ઘણા દહાડા રહી શકી નહિ. આ વેળાએ મારી ભરજુવાની હતી. ઘણાકો મારી તરફ ઝેરી આંખથી જોતા હતા. આ વાત મહાપુરૂષની પાસે મેં કહી, તેમણે મને બીજી જગાપર રાખી હું જ્યાં હતી ત્યાંથી બીજી જગાપર ગઈ. જવાની વખતે હું રોવા લાગી, તેમણે કહ્યું, "તુ રડતી ના, હું કેટલાક વર્ષ પછી તને લઈ જઇશ. એ વખતે મારૂ મૃત્યુ થયું હોત તો દુઃખ

ભોગવવું પડત નહિ, આજે પણ તે દુઃખ સહન કરૂછું. મારી માના મૃત્યુની વેળાએ મને ૧૫ વરસ થયાં હતાં. મહાપુરૂષના જવા પછી હું ૬૦ વર્ષ સુધી તે જગાએ હતી, ત્યાર પછી તેઓ મને લઈ ગયા. મારો હજી સુધી વિવાહ થયો નથી.

આ હકીકત વિંધવાસિનીએ જે દહાડેથી સાંભળી હતી તે દહાડેથીજ બેઉમાં હૃદયનો ગાઢો યોગ સ્થાપિત થયો. બેઉના હૃદયમાં બેઉનું હૃદય એકીભૂત થયું.

જે વખતે શરત્ચંદ્રનું અનુસરણ કરીને વિંધવાસિની કાનપૂરનું પેલું નિર્જન ઘર છોડીને ગઇ હતી; તે વેળાએ સત્યભામા ઘરની અંદર કંઈ કામ કરતી હતી; સાંઝ ગયા છતાં પણ વિંધવાસિનીને ન જોતાં ઘણીજ ચિંતાતુર થઈ. બધું ઘર તે શોધ્યો વળી પણ વિંદુને જોવા પામી નહિ, તે વેળાએ અડધી રાત થઈ ગઈ હતી, તે વેળાએ બહાર નીકળીને ખોળવી એ સ્ત્રીને દુર્ઘટ હતું, વિશેષ કરીને સત્યભામા કદી પણ રાતે ઘરમાંથી બહાર નીકળી નહોતી.

વિંધવાસિની પેલા વનમાં એકલી જમીન ઉપર બેશુદ્ધ અવસ્થામાં પડી રહેલી છે, રાત્રિ ધીરે ધીરે ગઈ. પ્રકૃતિની શોભા ફેરવાઇ. વિંધવાસિનીનાં ચાર તરફનાં શુન્ય સ્થાન મેઘથી ઘેરાયલાં છે. ધીરે ધીરે

સૂર્યદેવ ઝાંખો મેઘની આડમાંથી ડોકીયાં મારીને હ-
સવા લાગ્યો, જરા જરા વૃષ્ટિનું પાણી પડવા લાગ્યું.
વિંદુનાં કપડાં પાણીથી ભીજાયાં, શરીર જમીન ઉ-
પર પડેલું છે તે છતાં ચેતન થયું નહિ. પેલી તરફ
સત્યભામા સવારના પહોરમાં વિંદુની શોધ કરવા
માટે જૂદી જૂદી જગાએ ફરવા લાગી. પહેલાં તે
ક્યાં પણ જોવા પામી નહિ, તેથી તે પાછી ફરતી
હતી, એટલામાં મનમાં કંઈ વિચાર આવ્યો તેથી તે
વનતરફ ગઇ. વનમાં જૂદી જૂદી જગાએ ખોળવા
લાગી, પછી જ્યાં વિંધવાસિની પડી હતી, ત્યાં આ-
વીને આશ્ચર્ય પામીને પૂછવા લાગી,—"વિંદુ! તમે
અહિં આવી રીતે શા માટે રહેલાં છો?"

વિંધવાસિનીને ચૈતન્ય થયું નહિ, સત્યભામાને તે-
નો જવાબ મળ્યો નહિ:

એકદમ સત્યભામાના મનમાં કેવા ભાવનો ઉદય
થયો, જોરથી આંગળીવતે નાક પકડીને વિંધવાસિની-
ને ચેતન કરી.

સત્યભામા પછી બોલી, "વિંદુ તમે અહિં કેમ
આવ્યાં છો?"

વિંધવાસિની શરમથી શરીરપરનાં વસ્ત્ર ઠીક કરીને
તેનો કંઇ જવાબ આપ્યો નહિ.

સત્યભામાએ ફરી પૂછ્યું, "હું તમને ઘરમાં ન જોતાં ગાંડીની પેઠે થઇ છું, અને તમે નિરાંતે અહિં રહેલા છો? વિંદુ, એનું કારણ શું? તમે અહિં શા માટે આવ્યા?"

વિંધવાસિની કેવળ બોલી, "તેમજ!" બીજું કંઇ બોલી નહિ.

સત્યભામા ફરી બોલી, "વિંદુ! તમે શું ગાંડા થયા છો?"

વિંદુ બોલી, "તને હવે શું કહું! મારા હૃદયમાં હુતાશ લાગી છે!"

સત્યભામા બોલી, "તે શું વિંદુ?"

વિંધવાસિની મનનો દરવાજો ઉઘાડીને બોલી, "જેની આપણે સેવાચાકરી કરી હતી તેજ શરત્-ચંદ્ર છે. જ્યારે તે મારી પાસેથી રજા લઇને જવા લાગ્યો, ત્યારે મારૂં મન એકીવારે અસ્થિર થયું. તે-નું અનુસરણ કરીને અહિં સુધી આવી. જેનો વિ-ચાર કર્યો હતો તે થયું નહિ, મારૂં કપાળ ભાગ્યુંછે."

સત્યભામાએ પૂછ્યું, "કેમ તેની જોડે મેળાપ થ-યો નહિ?"

વિંદુ બોલી, "મેળાપ થયો હતો તેમણે મને કુ-લટા કરી, ને મને અહિં પાડીને તેઓ જતા રહ્યા."

સત્યભામા બોલી, "જેવું તેં કામ કર્યું હતું તેવું ફળ મળ્યું! કેમ જરા ધીરજ ધરવામાં શો દોષ હતો?"

વિંધ્યવાસિની બોલી, "તુ મારા કપાયલા ઘા ઉપર મીઠું છાંટતી ના. હું આટલે દહાડે સમજી કે આ સંસારમાં કોઇ કોઇનું નથી. હું જેને માટે સંસારના બધા સુખની આશા ત્યાગીને અહિં આવી, તેણે મારો ત્યાગ કર્યો! હું આટલી મુદતે સમજી છું કે, શરત્ મને ચહાતો નથી, જો તે ચહાત તો મને પાડીને જાત નહિ. તને દુઃખની વાત શી કહું? મારા પિતા, માતા, ભાઈ, બહેન મિત્રોને છોડીને જેને મેળવવા માટે આવી હતી, તેણે મારી તરફ એકવાર પણ કરુણાનયનથી જોયું નહિ. ધિક્ પડો જીવનને! હવે જીવવાની અભિલાષા નથી,—મને દેહ ધારણ કરવાનું ફળ શું? મેં કોને માટે આ કષ્ટદાયક જીવન ગાળ્યું! હું આત્મહત્યા કરીને મરીશ."

સત્યભામા બોલી, "જો વિંદુ! તમે નાના છોકરાની પેઠે થોડામાં ગભરાઓ છો, વળી થોડામાં નરમ બની જાઓછો. તમને દુઃખ થાય છે તે હું નાકબૂલ કરતી નથી. તમને હવે એક પળ પણ જીવવાની ઈચ્છા નથી, તે ખરૂં છે! પણ તમે વિચારીને જુઓ એ બધું શામાટે? શામાટે તમારૂં મન અ-

સ્થિર થાય છે! તમે મરવા શામાટે ઇચ્છો છો? શ-
રત્ચંદ્રે તમને ગ્રહણ કરી નહિ. તેથી તમે ધારોછો
કે આ શરીર ધારણ કરવાનું ફળ શું? સંસારમાં
બીજાના સુખથી સુખી થવા માટે જન્મ લીધો હ-
તો તેનો વિચાર કરેછે કે મરવુંજ સારૂં છે.
તમે મરશો—તેમાં બીજાને શું થનારૂં છે? એકલી આ-
વી છે, એકલી જઈશ; પણ આજે ઇચ્છાપૂર્વક મ-
રવા શામાટે ઇચ્છો છો? શામાટે બીજાને મન સ-
મર્પણ કર્યું હતું? શામાટે સંસારની મોહબ્બતનું અનુ-
સરણ કર્યું હતું? ઝેર પીધું છે તો, જ્યારે શરીર ત-
દન જીર્ણ થયું ત્યારે કેમ સાવચેત રહી નહિ? સં-
સારમાં કોણ કોઇનું છે? સંસારનું સુખ કેટલાક કા-
ળને માટે છે? આજ છે ને કાલે નથી. પ્રેમ વળી
કેટલીવાર મનમાં સુખ આપે? એક દહાડો, બે દ-
હાડા—કદાચ દસ દહાડા, ત્યાર પછી જ્યારે પં-
ખીદેહ—પંજર તોડીને નાસશે, ત્યારે તે પ્રેમ
ક્યાં રહેશે! વળી જો, જગતમાં બધા સ્વાર્થપર છે!
સ્વાર્થપરતાના શિવાય જગતમાં માણસ નથી, બધા
એકએક ઇચ્છેલી સિદ્ધિ મેળવવા માટે એક એક જાળ
પાથરી રાખે છે, તે જાળમાં પડ્યાથી મનોરથ પૂર્ણ
થાય છે, ત્યાર પછી? ત્યાર પછી બધું ઉડી જાય છે!

"આ કહીને સત્યભામા પોતાની દુઃખમય જીવનની વાર્તા વિંદુને ફરી કરી, અવિવાહિત રહીને જે સુખ મેળવું છું, તે કહ્યું. વળી તે બોલી, શરતચંદ્રે તમને જોઇ નહિ, તેથી તેમાં તમને શું? તમે તને સર્વદા ચહાવા નિઃસ્વાર્થરૂપથી ચહાવાનું શિક્ષણ મેળવો, તેથી સમજશો કે તેને ન જોયા છતાં તમારૂં મન અસ્થિર થશે નહિ? નિઃસ્વાર્થ ચહાવું એ સ્વર્ગની વસ્તુ છે.

વિંધવાસિની લાંબો શ્વાસ નાંખીને બોલી, તું જે કરે છે તે બધું હું સમજીછું, હમણાં સાધક આ-વ્યાથી જે થવાનું હશે તે થશે. આવું કહેવું સાંભ-ળીને સત્યભામા અને વિંધવાસિની ઝુંપડીમાં ગયાં.

---

# ખંડ ૫ મો.

## પ્રકરણ ૧ લું.

### ધનવાન.

રજનીઘોષની સંપત્તિ બહુ છે, તેથી રજનીઘોષ ધનવાનમાં ગણાય છે. ધનવાનની વિપદ ઘણું કરીને બેસી રહેતી નથી–રૂપીઆનું શ્રાદ્ધ કરીને હાઇકોર્ટમાં-થી તે છુટયો.

ધનવાનનો સ્વભાવ સમજવો એ મોટું કઠણ કામ છે. જ્યારે માણસ ગરીબાઇમાંથી ચઢે છે, ત્યારે તે-નો આગલો સ્વભાવ રહેતો નથી; એનું કારણ શું છે, તે અમે સમજી શકતા નથી, પણ આટલું તો જાણીએ છીએ કે ધનવાનનો સ્વભાવ, ગરીબના સ્વભાવના જેવો થયાથી સંસારની અસંપૂર્ણતા દૂર થાત–કોઇ જાતની ખોટ રહેત નહિ.

રજનીઘોષની પહેલાંની સ્થિતિનું કંઈ પણ ભાન હવે રહ્યું નહોતું–નાનપણની કેટલીક વાતો ફક્ત યાદ આવતી હતી–તે વિચાર કરતો હતો કે હું ધનવાન

થયાથી મારૂં સામર્થ્ય થયાથી હું ઘણાં કર્તવ્ય પૂર્ણ કરીશ. "પેલા ગરીબ માણસો રસ્તા ઉપર બેસીને, આખો દહાડો રવે છે- એઓની આંખમાંના આંસુ લોઇશ. પેલા જે દેશના બાળકો સ્કુલની ખોટથી વિદ્યા ભણી શક્તા નથી, એઓને માટે સ્કુલ સ્થાપીશ અને દેશના સાધારણ લોકોના ભલાને માટે એક તળાવ ચણાવીશ–આ જગાએ એક ધર્મમંદિર સ્થાપીશ. આવા પુષ્કળ જાતના મંગળની વાતનો વિચાર કરતો હતો કે હું ધનવાન થઇશ તો રૂપીઆને માટે લાલચુ થઇશ નહિ–પૈસાને માટે આતુર થતાં મનના સારા ગુણને હૃદયમાંથી દૂર કરીશ નહિ. વિચાર કરતો હતો કે અહંકાર દ્વેષ હિંસાદિ મનનાં ખરાબ ઢાંકણ, ધનવાન થયાથી કદી તેઓને હૃદયમાં જગા આપીશ નહિ.

પણ બાલ્યકાળની જે કલ્પનાઓનું સ્વપ્નું આજે નાશ પામ્યું છે, આજ રજનીઘોષ ધનવાન થયો છે. પૈસા હોવાથી સંસારમાં મોટા માણસ કહેવાય છે, તે રજનીની પાસે ઘણા છે–વિષય હોવાથી મોટા માણસમાં ખપે છે, તે પણ રજની પાસે કંઈ ઓછું નથી. વિદ્યા, બુદ્ધિ, બળ સૌન્દર્ય એ બધાને જો મોટા માણસનાં ચિન્હ ધારો તો રજનીની પાસે છે,

યશ બધા માણસના નસીબમાં હોતો નથી, અને જો મોટા માણસના આનુષંગિક ઉપકરણ ધારો—તો ર-જનીમાં તે કંઈ ઓછા નથી—ત્યારે રજની મોટો મા-ણસ છે, તેમાં વળી સંદેહ શો? રજનીબાબુની સ્થિ-તિ ઉન્નત થવા પછી ઘણા દિવસ સુધી નાનપણની વાત તેના મનમાં હતી—પણ હમણાં, એ છૂટી ગ-યાથી તે બધી વાતો હૃદયમાં ઢંકાઇ પડી હતી—સં-સારમાં મોટા માણસના પ્રકાર બહારનાં ચિન્હે આ-વીને રજનીને ઘેર્યા. આજ રજનીના પહેલા અભિન્ન હૃદય બધુ આવ્યા, તેને જોઇને પહેલાના પ્રમાણે ર-જનીનું મન હવે પ્રફુલ્લ થયું નહિ, સામાન્ય વાતચિત કરીને તેને વિદાય કર્યો. આજે એક ગરીબ આવીને દુઃખ ભરેલા અવાજથી એક મુઠી અનાજની ભિક્ષા માગી, રજનીને તે સહન થયું નહિ. સિપાઇને હુ-કમ આપ્યો કે તેને દૂર કર. દેશમાં એક સ્થાપેલી નિશાળને માટે પાંચ આબરૂદાર માણસો આવીને કંઈ મદદ માગવા આવ્યા, રજનીબાબુએ ગુસ્સાથી જ-વાબ દીધો—"આ દેશમાં સ્કુલ કર્યાથી કંઇ વળશે નહિ, આ વિષયમાં મારા પૈસા અમથા ખર્ચ કરી શકતો નથી." એક ગરીબ રૈયત આવીને બાકીનું લેણું દસ દહાડા પછી લેવાની અરજ કરી, બાબુ તે સાંભળ્યા

છતાં સાંભળ્યું નહિ. ટૂંકામાં રજનીનો પહેલાંનો સ્વભાવ હવે નથી, જે નાનપણની વાત યાદ આવ્યાથી માણસ મહત્વ મેળવી શકે છે. તે વાતનું હવે સ્મરણ નથી. રજનીબાબુ આજ મોટો માણસ થયો છે.

કેદખાનામાંથી છૂટીને રજનીબાબુ પોતાને દેશ ગયો. કેટલાક દહાડા પછી વિંધવાસિનીના પિયરની શોધ લાગી. વિંધવાસિનીએ પિતાને બોલાવીને તેની બધી હકીકત કહી, ત્યાર પછી વળી તેના જવાની વાત કહીને જરા દલગીરી દેખાડી.

કેટલાક દહાડા પછી વિંધવાસિનીનો સરળ સ્વભાવ, પતિભક્તિ, અપરાજિત સતીત્વ, રજનીના મનમાં જતાં રહ્યાં, વિંધવાસિનીના પિતાના આવવાથી આખરે તેને કંટાળો ઉપજવા લાગ્યો. એક દહાડો એકદમ તે બોલ્યો, "મહાશય, તે વાત કહેવાનું હવે શું પ્રયોજન? તમે જાણીજોઇને વળી આ વાત ઉપાડો છો—જે કન્યા એકવાર ઘરમાંથી નાસી ગઈ, તે સતી હોય કે અસતી હોય, તેની વાત હવે કહેશો ના."

વિંધવાસિનીનો પિતા આ બોલવું સાંભળીને લાંબો શ્વાસ લેતો લેતો ચાલ્યો ગયો.

આમ સર્વ પ્રકાર રજનીઘોષનો સ્વભાવ સંપૂર્ણ રીતે વિપરીત થઇ પડયો. એક માણસે આવીને રજનીની પ્રસંસા કરી, તે રજનીની કૃપાનો પાત્ર થયો અને જેણે નિંદા કરી, તે રજનીની આંખનું ઝેર થયો.

લોકો ફક્ત ઉન્નતિની આશા રાખે છે, હાલની સ્થિતિમાં કોઈ પણ સુખી નથી, મનુષ્યની તૃષ્ણા કોઇ રીતે નિવારિત થતી નથી, જેટલું થઇ શકે તેટલું મેળવાની ઇચ્છા રાખે છે, જેટલું ભોગવી શકાય—તેટલું ભોગવવાની ઇચ્છા થાય છે, એ સ્વભાવિક છે. પણ માણુસ વખતો વખત જવાનો માર્ગ ફેરફાર કરીને ન જવાના માર્ગ ઉપર જઈ પહોંચે છે, તેમાં સંસારનું સુખ, યશ, માન બધું મેળવી શકે છે, પણ તે કદાચ જીવનનું લક્ષ ન હોય! આપણા દેશના મોટા માણુસ માત્રનું લક્ષવિના રસ્તાના મુસાફરછે.

મોટા માણુસો થયાથી પહેલાંની સ્થિતિ યાદ રહેતી નથી. કદાચ તે હોય તો તેવું સુખ મળતું નથી. હું આટલા માણુસો ઉપર હકુમત કરૂં છું, પણ હું પોતે મારા ઉપર હકુમત કરી શકતો નથી—આ બધા સુખના કાંટા છે; પોતે જે કહી શકતો નથી, તે બીજાને પ્રત્યે શામાટે પ્રચાર કરેછે? આ ઘણી કઠણ વાત—મનનાં બધાં સુખ હંતારક છે. સારી સ્થિ-

તેમાં એ મનમાં યાદ આવ્યાથી લોકોનું સુખ થાત નહિ–તેથીજ મોટા માણસનું આટલું પરિવર્તન જોવામાં આવે છે; રજનીઘોષ પણ હમણાં મોટો માણસ છે–જીવનનું પરિવર્તન આશ્ચર્યનું નથી.

મોટા માણસનું જીવન પરિવર્તનશીલ છે, અમે ઉપરના કારણથી આ કહેવું કબૂલ રાખીએ છીએ, પણ દયા વગેરે સદ્‌ગુણ તેઓના મનમાં કેમ રહેતા નથી, તે અમે સમજી શકતા નથી.

વિંધવાસિની એક સમયે રજનીની ઘણીજ સ્નેહની પાત્રી હતી–તેને માટે એક દહાડો પ્રાણ ત્યાગવાને પણ તૈયાર હતો–તે વિંધવાસિનીને યાદ લાવવી તો છેટે રહી, તે વાત આદરની થવી તો દૂર રહી, તે આજે ઘણીજ ધિક્કારની પાત્રી થઇ;–દયાની જગાએ કઠોરતાની સૃષ્ટિ થઈ. રજનીઘોષ હમણાં મોટો માણસ છે–વિંધવાસિની તો તૂટયો. તેનું જીવન, ઉચ્ચ જીવન–મોટા માણસના જીવનના પ્રમાણે સંસાર–સુખ ઉપભોગ કરવા લાગ્યું વિંધવાસિની ગરીબ–દરિદ્ર–ઉચ્ચ સ્થિતિવાળા રજનીઘોષના સ્મરણના અયોગ્ય છે.

---

## પ્રકરણ ૨ જું

## અસાર સંસાર.

સંસારિક લોકમંડળનો મનમાં માલતીદેવીના મરણ-થી જગદીશબાબુનાં બધાં સુખનો છેડો આવ્યો—દુઃખ-નાટ્ય, નાટકને પડદે સુખના પડદાની જગા લીધી. લોકોને પ્રેમની વસ્તુઓ જોવાની આંખ છે, પ્રેમના સ્વર સાંભળવાને કાન છે, પ્રિય વસ્તુ સુંઘવાને નાક છે; સુખદાયક વસ્તુ ખાવાનો સ્વાદ લેવાને માટે મુખ છે. વળી તે પ્રેમને અને પ્રેમના પાત્રને ધારણ કરવાનું હૃદય અને મન છે. જગદીશબાબુને આંખ, કાન, મુ-ખ, હૃદય અને મન બધાં હતાં—તેમ પ્રેમ પણ હતો, પણ તે સર્વદાની પેઠે ચહાતો હતો, ઇન્દ્રિયોને છેત-રીને નાસી ગયું. માલતીદેવી જગદીશબાબુની ચહાવાની વસ્તુ હતી. તે માલતીના અદર્શનથી તેની આંખમાંથી પાણી પડયું, નાક સંકીર્ણ થયું; કાન ઉભા થયા—વળી હૃદય—પ્રેમના પિંજરાને ખાળી જોઇને અસ્થિર થયું. જગદીશબાબુ માલતીના શોકમાં વિહવલ થઈ પડયો. એક દહાડો, બે દહાડા, ત્રણ દહાડા ગયા, તથાપિ મન ઠેકાણે આવ્યું નહિ.

ઇશ્વરના રાજ્યમાં કોઇ એકએકની મદદ શિવાય બ-

ધાં કર્તવ્ય પૂર્ણ કરવામાં સમર્થ નથી; તેથી જ પ્રેમની સૃષ્ટિ થયલી છે; ચહાવું, સમય ભેદથી તે પ્રેમનું રૂપાન્તર માત્ર છે. ને આ ચહાવું એક એક વેળાએ એક એક વસ્તુને અવલંબીને રહે છે. એ સંસારના સ્વાર્થમય ચહાવાના નામથી પ્રખ્યાત છે. આ ચહાવાની વસ્તુના અવર્તમાનથી માણસનું મન દુઃખથી નરમ થાય છે. જગદીશબાબુનું ચહાવું પણ સ્વાર્થ પૂર્ણ હતું—માલતીદેવીના અદર્શનથી તેનું મન દુઃખ સાગરમાં કુધું. સંસારનાં સુખ, એકદમ સર્વદાને માટે વિદાય કીધાં. જગદીશબાબુ માલતીદેવી જે બધા ગુણથી ભૂષિત હતી, તેનો વિશ્વાસ થયો હતો કે તેવા ગુણ ઘણુંકરીને માણસના જીવનમાં બનતા નથી, તેની પાસે માલતી, અલૌકિક ગુણવાન સ્વર્ગથી બનેલી કોઇ દેવકન્યાની પેઠે છે, એ માટે જ તેણે દેહ, મન સર્વ તેને હવાલે કર્યાં હતાં. તે માલતીએ જ્યારે જગદીશબાબુની આશામાં કાંટાં પાથર્યાં, ત્યારે જગદીશ બાબુ એકદમ ગાંડાની પેઠે થઇ ગયો.

માલતીદેવીના મરણને ત્રણ દહાડા થયા પણ જગદીશબાબુ, માલતીના બાપનું ઘર છોડીને પોતાને ઘેર આવ્યો. ઘરમાં આવ્યા છતાં તેનું મન ઠેકાણે આવ્યું નહિ, તેના ઘરની ચારે બાજુની આનંદ

હવાને તેને કર્કશ જણાવવા લાગી; પ્રકૃતિની શોભા, દુઃખના ચિન્હ—શોકની ખરી તસબીર તરીકે જણાવવા લાગી. સંસારમાં રહેવું કે ન રહેવું, તેને એકસરખું જણાવવા લાગ્યું. જગદીશબાબુ ધારતો હતો કે "સ્ત્રી શૂન્ય થયાથીજ ગૃહ—શૂન્ય થાય છે—જેનું ઘર સુમસામ છે, તેનો સંસાર શૂન્ય છે, જેને ઘરમાં સુખ નથી—તેને આખા સંસારમાં સુખની વસ્તુ મળવી દુર્ઘટ છે. સંસારમાં રહીને હવે શું કરૂં,—ભાઇ, મિત્ર—સગાંવહાલાં ગમે તે કહો—કોઇ રીતે મન સંતુષ્ટ રહેતુ નથી. ત્યારે હું શું કરૂં—જગદીશબાબુએ મનમાં ને મનમાં વિચાર કર્યો, ત્યારે વૃથા આ સુખશૂન્ય સંસારમાં જડપિંડવત્ દુઃખની સેવા કરવા માટે રહેવાનું ફળ શું? આવો વિચાર કરતાં કરતાં જગદીશબાબુ ઉન્મત્તના જેવો થયો, આંખમાનાં આંસુથી ગાલો ભીજાતા હતા. રાત્રે ગાઢી નિંદ્રા આવતી નહોતી. દહાડે કોઈ રીતે શાંતિ વળતી નહોતી. વિચાર કરતો હતો, અને વખતોવખત માલતી માલતી કહીને રોતો હતો.

જગદીશબાબુના જીવનની આ પ્રકારની સ્થિતિની વેળાએ એકદમ એક દહાડો એક સ્ત્રી આવી. સ્ત્રીના આગલા વેશભૂષાનું કંઇ પણ પરિવર્ત્તન નહોતું,

તેથી જગદીશબાબુએ તેને ઓળખી, તે બોલ્યો,– દિની-તુ આવી કે-માલતીને તુ કયાં મૂકી આવી ?

જગદીશબાબુનો વિશ્વાસ હતો કે દિનીનું મૃત્યુ થયું છે; હમણાં દિનીને પાછી આવેલી જોઇને તેના મનમાં એકાએક શા ભાવનો ઉદય થયો, માથુ ફરવા લાગ્યું, આશાએ આવીને શૂન્ય મનને પાછું સાબે કર્યું. આશ્ચર્યની સાથે બોલી ઉઠયો, "તુ આવી–માલતીને કયાં મૂકી આવી?"

દિનીની આંખમાંથી આંસુ પડ્યાં.

જગદીશબાબુને આ વખતે જ્ઞાન નહોતું–બોલ્યો, "શા માટે રૂવે છે" માલતી કયાંછે ? તુ આવીને માલતીને કયાં મૂકીઆવી ?

દિની આ વખતે લાંબો શ્વાસ લઇને બોલી "હું શું જાણું ? મારી જોડે તેમની મુલાકાત થઇ નથી– આજે ગામમાંથી મેં તેના માણસના સમાચાર સાંભળ્યા–તેથી હું આપની પાસે આવી છું. ખરૂં કહો, શું મારૂં કપાળ ભાગ્યું છે ? "

જગદીશબાબુ પોતાના વિચારમાં નિમગ્ન હતો, તેનો જવાબ ન આપતાં બોલ્યો, "તુ આટલા દહાડા મરી ગઇ હતી–ફરી તું કેવી રીતે જીવતી થઇ ?"

દિની બોલી, "આ શું ? મારૂં મૃત્યુ થયાથી શું

મને પછી જીવવાની શક્તિ રહેત ? મર્યાથી જીવત. મારૂં મરવુંજ જીવવું છે, મર્યાથી પાછી આવત નહિ."

જગદીશે પૂછ્યું. "તું શું બોલેછે ? આજ રાતે કેમછે."

દિનીની આંખમાંથી આંસુ વહેવા માંડયાં, તે બોલી શકી નહિ. દિનીનો જવાબ નહિ મળ્યાથી એકદમ જગદીશબાબુનો ભાવ બદલાયો, અને વિચાર કરવા લાગ્યો. સંસારની જાળ આવી જ સખ્ત છે કે એકવાર માથું ઉઠાવ્યાથી બચવું મુસ્કેલ છે. આ જાળમાં કેમ ઇચ્છાપૂર્વક ફસાયો ? ફસાયો તો કેમ હું પોતાને વશમાં રાખી શકયો નહિ ? વશમાં રાખી શકયો નહિ તો પરાણે આ દેહ કેમ છોડયો નહિ ! શા માટે જીવતો રહ્યો ? સંસાર માયામદ છે, આ માયાની જાળ કપાય એવી નથી—આજ સુધી કોઈ આ જાળમાં એકીવારે પડીને છૂટી શકયું નથી ! છૂટી શકતું નથી, તેથી મારૂં શું ? હું કેમ છૂટી શકયો નહિ ! સંસારનાં સુખ, સંસારની લાલચ શામાટે આ ક્ષણસ્થાયી સુખની લાલચથી ભૂલીને સંસારની જાળમાં પડયો ? મારો પ્રાણ જાય છે, હવે જીવવાની ઇચ્છા કરતો નથી—આ પ્રાણની હવે ઇચ્છા નથી—આ શરીરનું હવે કામ નથી. મનુષ્યનું મન દુર્બળ, ચંચળ છે. આ સંસાર અગ્નિમય છે આ આગમાં રાત્રદિવસ પુષ્કળ પતંગો

બળી મરે છે; તથાપિ બીજાને કંઇ જ્ઞાન ઉપજતુ નથી, બીજાની વાસનાની આગ ઓલવાતી નથી. આખર સુધી પરીક્ષા કરવી એ પતંગનો સર્વદાનો રોગ છે, દૃષ્ટાંતથી એ રોગ મટતો નથી, જ્યાં સુધી એ લાલચરૂપી આગથી શરીર ન ડૂબે, ત્યાં સુધી મન શીખામણ માનતું નથી! સંસારની આગમાં એકવાર શરીર વિસર્જિત થયાથી હવે તે આગથી ઉદ્ધાર થવાની આશા રહેતી નથી.

આમ વિચાર કરતાં કરતાં દહાડો ગયો. પણ માલતી કોઇ રીતે મનમાંથી ગઇ નહિ. વખતોવખત આ બધાં કષ્ટથી છૂટવાની ઇચ્છા કરતો હતો.

જગદીશબાબુ ઘણું કરીને નિર્જનમાં એકલો બેસીને વિચાર કરતો હતો. લોકોના સમાગમમાં એક પળ પણ રહેવાને ચહાતો નહોતો. લોકોની જોડે વાત કહીને જગદીશબાબુ એક પળ પણ સુખ મેળવી શકતો નહોતો. ખાવાનું ધીરે ધીરે મૂકયું. આવી રીતે કષ્ટજીવન અનિર્વાહિત કરવા લાગ્યો. સંસારનું એવું સખ્ત બંધનછે કે, જગદીશબાબુ બધું સમજ્યા છતાં એના હાથથી છૂટવા પામ્યો નહિ. માલતીના શોકસિંધુમાં જગદીશબાબુનું દુઃખમય જીવન વિસર્જિત થયું.

---

## પ્રકરણ ૩ જું.

### કાનપુરની ઝુંપડી.

સાધકે કક્ષા પ્રમાણે બરાબર પંદર દહાડે આવીને વિંધવાસિનીને દર્શન આપ્યું. વિંધ્યવાસિનીએ બધી હકીકત તેને કહી. અંગ્રેજોનો જુલમ, ભોગજોગ તે દહાડે જુવાનથી અંગ્રેજોનું કવખતે મૃત્યુ, લશ્કરી માણસોનું જખમી થવું, તેની સેવા, આરોગ્ય, કઠોર વ્યવહાર, આ બધું કહીને તે રોવા લાગી.

સાધકે સારૂનરતું ન સમજતાં, સત્યભામાને પૂછ્યું, "વિંદુના રોવાનું કારણ શું છે?"

સત્યભામા બોલી, "તે લશ્કરી પુરુષજ "શરતૂચંદ્ર હતો." સાધક જરા શરમાઇને બોલ્યો, "તે હમણાં કયાં છે?"

સત્યભામાએ કહ્યું, "તે કયાં છે તે હુ જાણતી નથી; તે દહાડાથી તેની જોડે પાછો મેળાપ નથી."

સાધકે વિંધવાસિનીને કહ્યું, "બહેન! આને માટે શામાટે ચિંતાતુર થાય છે? મારી જોડે શરતૂચંદ્રની મુલાકાત થશે તો તે જરૂર તને ગ્રહણ કરશે!

વિંધવાસિની પહેલાં સત્યભામાની શીખામણથી જરા શાંત પડી હતી, સાધકની શીખામણ અને

ધીરજથી વધારે આશાવાળી થઈ. કેટલાક દહાડા સાધકની સાથે રહીને વિંદુનું મન ઘણીક રીતે ફર્યું.

કેટલાક દહાડા પછી વિંધ્યવાસિનીએ સાધકને પૂછ્યું, "પિતા! જ્યારે આપ અમને અહિં મૂકી ગયા હતા, ત્યારે આપને એક પ્રશ્ન પૂછ્યો હતો તેનો જવાબ મને મળ્યો નથી, તે વેળાએ આપે કહ્યું હતું કે હું પાછો આવીશ ત્યારે તેનો જવાબ આપીશ આપની તે પ્રતિજ્ઞા આજે પાળો, આપ પંદર દહાડા ક્યાં હતા ને કેવી સ્થિતિમાં હતા ?"

સાધકે કહ્યું, "મેં તે વેળાએ પ્રતિજ્ઞા લીધી નહોતી, કહ્યું હતું કે "કહેવાનું હશે તો આવીને કહીશ." તારી પાસે બધું કહી શકું છું, પણ પહેલાંની કેટલીક વાત નહિ સાંભળ્યાથી હું કહી શકતો નથી. હું જે પૂછું તેનો ખરો જવાબ આપીશ.

વિંધ્યવાસિની બોલી, "મારામાં કહેવાની શક્તિ હશે તો ખચિત કહીશ."

સાધકે પૂછ્યું, "તેં શું જીવનમાં સુખ મેળવ્યું છે? જેને જોવા માટે તું ગાંડી થઇ હતી, તેને જોઇને તારા મનની ઇચ્છા શું પૂર્ણ થઈ છે? તું પાછી પણ શું શરતચંદ્રનું અનુસરણ કરીશ?"

વિંધ્યવાસિની બોલી, "શરતચંદ્રની જોડે ફરી એ-

ક્વાર મળવાનો યત્ન કરીશ. આમ જો કહો તો હું તેનો સ્પષ્ટ જવાબ આપી શકું છું."

સાધકે કહ્યું, "પ્રાણતોડથી તેમાં યત્ન કરીશ."

વિંધવાસિની બોલી, ત્યારે જવાબ સાંભળો.—

૧ જીવનમાં એક દહાડો પણ સુખ મેળવ્યું નથી.

૨ ઇચ્છા પૂર્ણ થઈ છે, પણ વળી એકવાર તેને જોવાની ઇચ્છા છે.

૩ મારા માટે જે જીવનનો ઉદ્દેશ સિદ્ધ થતો નથી, તે જીવનની આશા પરિત્યાગ કરી; હવે તેના પગમાં કાંટો ભોકીશ નહિ."

સાધકે કહ્યું, "ત્યારે મારો જવાબ સાંભળી. હું પંદર દહાડા તમારી પાસેજ હતો. મારા મનની પરીક્ષા કરવા માટે હું છુપો રહેલો હતો તમે જે જે કર્યું છે તે મેં સર્વ જાણ્યું છે. તને ઔષધથી એક દહાડો સ્વપ્નું દેખાડયું હતુ તે શું યાદ આવે છે?"

વિંધવાસિની બોલી, તમે બધુ જાણતા હતા, તો જે દહાડે અંગ્રેજો મને લઇ ગયા, તે વેળાએ યાદ આવીને કેમ મને બચાવી નહિ?

સાધકે કહ્યું, "તે પણ તારી પરીક્ષા લેવા માટે. તારા મનનું બળ પારખવા માટે, હું તે જગાએ બેઠો બેઠો જોતો હતો. કે બળપૂર્વક પામશે તારૂં સતીત્વ ના-

શા કરવાનો આરંભ કરે છે, તો તરત હું તેઓના હાથથી તને બચાવત. પણ મારો હાથ કલુષિત થયો નહિ; શરત્‌ચંદ્રે તારો બચાવ કર્યો, ત્યાર પછી મેં શરત્‌ચંદ્રના પગમાં ઔષધ ચોપડીને તારી પાસે તેને આણી રાખ્યો, મારો પોશાક જોઈને તું મને ઓળખવા પામી નહિ, મેં તને કહ્યું કે "તેની સેવા ચાકરી કરો." ત્યાર પછી પેલા બગીચામાં તેં જ્યારે શરત્‌ચંદ્રના પ્રત્યે આત્મસમર્પણ કર્યું અને તે જ્યારે તને પાડીને ચાલ્યો ગયો, ત્યારે તને શુદ્ધ નહોતી, ત્યારે મેં તારી આસનાવાસના કરીને બચાવી હતી, ત્યાર પછી જ્યારે જોયું કે શરત્‌ચંદ્ર આવે છે, ત્યારે તે જગાપરથી હું ખસી ગયો, તારા સુખનો કાંટો હું થયો નહિ. ત્યાર પછી તને તેણે ત્યાગી, તું અસ્થિર થઇ, સત્યભામા બીજે દહાડે તને લઇ આવી. સત્યભામાની શીખામણથી તારૂં મન જરા શાંત થયેલું જોઇને હું કેટલો સંતુષ્ટ થયો હતો તે હવે તને શું કહું? મારી પરીક્ષાનું હું ફળ મેળવી શકયો, હું સમજ્યો કે તમારા જેવી સતી મેં ક્યાં પણ જોઈ નથી. પંદર દિવસમાં આટલા આટલા બનાવ બન્યા તે છતાં હજી તારૂં મન ફર્યું નહિ, ત્યારે ચાલ બહેન! દેશની તરફ જઇએ.

વિંધ્યવાસિનીએ માથું નીચું કર્યું, સમજી કે સાધક એકીવારે તેની બધી આશા કાઢી લેછે. પછી તે ધીરે ધીરે બોલી, પિતા ! શરતની જોડે એકવાર મેળાપ કરવાનું આપે કહ્યું હતું તે?"

સાધકે કહ્યું, "ઠીક તેમજ થશે."

વચન આપવા પ્રમાણે એક પખવાડિયા સુધી શરતુચંદ્રની તપાસ કર્યા છતાં પણ તેનો કંઇ પત્તો મળ્યો નહિ. સાધકને વધારે યત્ન કરવો પડયો નહિ, તે વેળાએ અંગ્રેજ સરકારની તરફથી જુલમી અને બળવાખોરની તપાસ થવાનો આરંભ થયો હતો. જેઓ હાથમાં આવ્યા હતા, તેઓને જે સજા આપવામાં આવી હતી, તે ઇતિહાસમાં સ્પષ્ટાક્ષરે લખેલી છે. સાધકે, એ માણસોની પાસેથી શરતુચંદ્રના વિશે બે વાતો જાણી હતી, એક માણસે કહ્યું હતું કે "શરત્ચંદ્ર નાનાસાહેબની જોડે નેપાલમાં ગયો હતો; અને બીજા માણસે કહ્યું હતુ કે શરતુચંદ્રને ફાંસી દેવામાં આવી છે. ગમે તેમ હો, આ બે ખબરજ ભયાનક છે. એકદમ આ બે ખબર વિંધ્યવાસિનીને કહ્યાથી તે અસ્થિર થશે, એ વાસ્તે સાધકે વિંદુને કંઇ કહ્યું નહિ. એક પખવાડિયું પૂરું થયાથી વિંધ્યવાસિનીને કહ્યું, "બહેન! શરતુચંદ્ર મળતો નથી,

હવે મળવાની આશા પણ નથી. અહિં રહેવાથી આપણને સજા થઈ શકે છે. એટલા માટે ચાલ, આપણે દેશમાં જઈએ."

વિંધ્યવાસિની ભયથી હોય કે ગમે તે કારણથી હોય તે બોલી, "આપની જો ઈચ્છા હોયતો દેશમાં ચાલો."

સાધકનો જવાબ મળવાની પહેલાં વિંધ્યવાસિનીએ ફરી કહ્યું, "જો મને દેશના માણસો ગ્રહણ ન કરે તો શું કરીશું?"

સાધક બોલ્યો, તેમ જો થશે તો હું તને મારી સાથે રાખીશ.

વિંધ્યવાસિનીએ ફરી પૂછ્યું, "વળી એક વાત પૂછવાની છે. રજનીબાબુની પાસેથી હું ઘણા વિષયની કરજદારછું; તેના કરજમાંથી છૂટવાનો હવે કંઇ ઉપાય નથી. તેનું આજ સુધી લગ્ન થયું નથી; તેમના કુટુંબમાં પહેલાંની કોઈ જાતની ગડબડ થવાથી તેને કોઇ કન્યા આપતા નથી. નીરદા-શરત્ચંદ્રની વિધવા બહેન છે. શરત્ચંદ્રનું ઘર છોડવાનું એક માત્ર કારણ નીરદાનું કષ્ટ છે. આપ જો મદદ આપો, તો નીરદાની જોડે રજનીબાબુનું લગ્ન કરાવવાનો યત્ન કરૂં.

સાધક બોલ્યો, "આ ભારે કામ છે. નીરદાના કષ્ટ-

થીજ શરત્ચંદ્રનું ઘર છોડવાનું કારણ છે, તે હું માનતો નથી, જે માણુસ આખા ભરતખંડને ઉથલપાથલ કરવાને તૈયાર છે તેને સમાજનો શો ભય? ગમે તેમ તારૂં બોલવું સમજવામાં જો ,ભૂલ ન થતી હોય અને નીરદા તથા રજનીને જો વિવાદ કરવામાં કંઈ હરકત ન હોય, તો યત્ન કરી જોઇશ."

વિંધ્યવાસિની બોલી, "નીરદા છોકરી છે, તેની ઇચ્છા અને અનિચ્છા વળી શું? રજનીબાબુ મારા કહેવાના ઉપર નારાજ થશે નહિ. વિશેષ કરીને નીરદાનું રૂપ જોયાથી તે ખચિત મારા કહેવામાં રાજી થશે."

સાધકે કહ્યું, "હું નીરદાના વિશે કંઈ જાણતો નથી. નીરદા વિવાહમાં સંમતિ આપશે કે નહિ તેનું પણ કહી શકતી નથી, જો કહી શકે તો હું તે માનતો નથી. કારણ કે માણસનું મન સમજવાની શક્તિ તારામાં થોડી છે. ગમે તેમ હો, હું આટલુંજ કહી શકુંછું, નીરદાના વિવાહ કરવાનો વિચાર હશે તો વિવાહ થશે."

વિંધ્યવાસિની બીજું કંઈ બોલી નહિ.

બીજે દહાડે સાધક, વિંધ્યવાસિની અને સત્યભામાને મધુપુરની તરફ લઇને જવા નીકળ્યો.

---

## પ્રકરણ ૪ થું.

### નિષ્ફળ યત્ન.

અવિનાશચંદ્રની વૃદ્ધ મા હજુ પણ જીવતી છે. પુત્રનું મોટામાં મોટું કામ—માતૃસેવા છે; અવિનાશચંદ્ર માતૃભક્ત છે, માતાનું કહેવું પાળવા માટે, પોતાના જીવનના કર્ત્તવ્યકાર્યમાં આજ સુધી હાથ નાખી શક્યો નહોતો. માતાના કહેવાથી તે ચાકરી કરવાને તૈયાર થયો છે. સરસ્વતી સર્વદા અવિનાશના પ્રત્યે પ્રસન્ન હતી, વિદ્યાના બળથી સરકારમાં તેણે એક ચાકરી મેળવી દર વર્ષે ૭ વખત પોતાના ગામમાં આવતો હતો; માતાની સેવા કરવા માટે નલિનીને મધુપુરમાં મૂકી જતો હતો. નીરદા મધુપુરમાં રહેતી હતી; તેના સાસરિયામાં કોઇ નહોતુ; ઘણા દહાડા થયા તેના સાસુસસરા મરી ગયા હતા.

થોડા કાળમાં અવિનાશચંદ્ર મધુપુરમાં એક પ્રખ્યાત માણસમાં ખપવા લાગ્યો. અવિનાશચંદ્ર મતના વિરુદ્ધમાં કોઇ પણ માણસ બોલી શકે એવો મધુપુરમાં નહોતો.

વિંધ્યવાસિની, સાધકની જોડે પહેલાં વિષ્ણુપુરમાં આવી ત્યાં રજનીબાબુની જોડે મુલાકાત થઈ. રજ-

નીબાબુ મોટો માણસ થવા છતાં પણ વિંદુના સ-
દ્વ્યવહારથી પરાજય પામ્યો. વિંદુની આશ્ચર્ય કૃત-
જ્ઞતા જોઇને તે મુગ્ધ થયો; તેણે પહેલાંનો સ્નેહ
સ્મરણ કરીને વિંધ્યવાસિનીના વિવાહનું કહેલું કબૂલ
કર્યું. અને તેઓની જોડે મધુપુર સુધી આવ્યો."
" વિંધ્યવાસિની, સાધક તથા રજનીબાબુને લઇને ઘ-
રના ઘાટ ઉપર આવી. નીરદા અને અવિનાશચંદ્ર
આહ્લાદિત મનથી તેઓને આવકાર દઇને ઉપર
લાવ્યા. અવિનાશચંદ્ર તે વેળાએ ગામમાં ન હોત તો
સામાજિક ગડબડ થાત કે નહિ તે જાણતા નથી,
પણ અવિનાશચંદ્ર ગામમાં હતો, તેના ડરથી કોઇ
કંઇ બોલી શકયા નહિ.

જ્યારે અવિનાશચંદ્રે સાધક અને રજનીબાબુની
ઓળખાણ મેળવી, ત્યારે તેને ખુશીની હદ રહી ન-
હિ. પૂર્વે સંદેહ-પૂર્ણ હૃદયથી ભાઇનું કહેલું પાળવા
માટે વિંધ્યવાસિનીને આગ્રહપૂર્વક ઘરમાં આશ્રય
આપ્યો હતો. સવિશેષ જ્યારે સાંભળ્યું, ત્યારે તેને
વિમળાનંદ થવા લાગ્યો. નલિનીને વિંદુની જોડે ઓ-
ળખાણ કરાવી. સાધક અને રજનીબાબુને વિશેષ ય-
ત્નપૂર્વક પરોણાગીરી કરી.

આવી રીતે આસરે દસબાર દહાડા ગયા; સા-

ધક વિંધ્યવાસિની તથા નીરદદરના મનને સમજાવવાને કહ્યું. પણ વિંદુની શી મગદુર કે નીરદાના મનમાં પ્રવેશ કરે! નીરદા હવે છોકરીના જેવી ચંચળ સ્વભાવની મ્હોતી. હૃદય મન ગંભીર–ઊંડું છે.

વિંધ્યવાસિની, નીરદાના ઉન્નત મનની ઓળખાણ મેળવીને આશ્ચર્ય પામી. એક દહાડો અવિનાશચંદ્રની પાસે નીરદાની અને રજનીબાબુના લગનની વાત કહી, અવિનાશચંદ્ર બોલ્યો, "જો નીરદાની મરજી હોય તો તેમાં મને કંઈ વાંધો નથી."

પણ નીરદાની ઇચ્છા શી રીતે થાય? રજનીબાબુ નીરદાનું રૂપ જોઇને મુગ્ધ થયો; વિંધ્યવાસિનીને અગણ્ય ધન્યવાદ આપવા લાગ્યો; મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો, એક દહાડો કે બે દાહાડામાં સ્ત્રીનું મન પુરુષમાં અનુરક્ત થશે ને થશે.

અવિનાશચંદ્ર યથાસમય પોતાના કામપર ગયો. વિંધ્યવાસિની અને રજનીબાબુ એકાગ્રમ નથી નીરદાનું મન તોડતા માટે યત્ન કરવા લાગ્યાં. વળી નલિની શું કરે છે? નલિની–જોવા લાગી કે "નણંદ જાળમાં ફસાય છે કે નહિ?"

નીરદામાં સાધારણ સ્ત્રીઓની પેઠે શરમ નહોતી. શરમની જગાએ ધર્મભાવે અધિકાર કર્યો હતો;–ની-

રદા બધાની જોડે સરળભાવથી વાતચિત કરતી હતી. તમે સેને ખરાબ કહો તો છો, કહો, નીરદાના શરીર ઉપર તે વાત લાગશે નહિં; નીરદા જે સારૂં સમજે છે તેજ કરે છે. નીરદા જાણે છે કે સતી પોતાના જીવનના આદર્શથી પુરુષના કુટુક્ષ મનને હરાવી ન શકે, તે સતીના અસ્તિત્વથી દુનિયામાં શું ભલુ થવાનું છે! નીરદા શરમ વિનાની છે, રજનીબાબુની મનકામના પૂર્ણ થવાની આ એક મોટી આશા હતી. પુરુષ જાંણે છે કે પારસમણિનો મહા ગુણ છે, તેમાં નીરદા વળી શરમ વિનાની છે, રજનીબાબુએ વિચાર કર્યો કે આ સૌન્દર્ય રાશિ મારા જીવનમાં એક દહાડો શોભા આપશે. એ આશાની વેલમાં ફસાઇને નિરદાનું મન ભાગવા વાસ્તે તેણે યત્ન કરવાનો આરંભ કર્યો. પુરુષ મન કેવું નીમગામી છે, તેના ઉદાહરણને માટે અમે એક દહાડાનો બનાવ આ ઠેકાણે પ્રકાશ કરીએ છીએ.

એક દહાડો સાંઝે, નીરદા ગંભીરભાવથી ઈશ્વરતત્વનો વિચાર કરતી હતી, રજનીબાબુ સમય જાણીને મન તોડવા માટે આવીને કહેવા લાગ્યો, "નીર—હવે કેટલીવાર સુધી આવી રીતે રહીશ ? નીર, બોલ્યો ! નીર, મને બીજું કોઈ નથા."

વારંવાર કંટાળો આપ્યાથી નીરદા લાચારીથી બોલી, "આપ કવખતે મને શા માટે કંટાળો આપવા આવ્યા છો?

રજનીબાબુ બોલ્યો, "નીર! તમે શેનો વિચાર કરો છો!"

નીરદા બોલી, "આ સવાલનો જવાબ હું આપને આપીશ નહિ. હું તો આપની દાસી નથી કે આપ જે કહો તેજ કરૂં?"

રજનીએ કહ્યું, "ત્યારે શું, નીર, તમે મને ચહાતા નથી? હું બીજું કંઈજ જાણતો નથી; તમારૂં મન મેળવવા માટે તો હું આટલે દૂર આવ્યો છું. તમે જો મને આવાં સખ્ત વેણ કહેશો તો મારો કંઈ ઉપાય નથી.

નીરદા બોલી, "આપને ચાહુછું કે નહિ, તે જાણી લેવાની આપને શી દરકાર? મારા મનની વાત બીજાને શા માટે જણાવું?

રજનીબાબુ બોલ્યો, "હું તમારૂં મન ચાહુંછું."

નીરદા બોલી, મારૂં મન બીજાને શી રીતે આપું?

રજનીએ કહ્યું, "હું શું તમારો પોતાનો નથી?"

નીરદા બોલી, "આપ શું ઈચ્છો છો તે સ્પષ્ટ કહો. મને દરરોજ કંટાળો આપશો ના, જો આપનું ભલું

કરવાની મારામાં શક્તિ હોય તો કરીશ, નહિ તો આવીરીતે દરરોજ કંટાળો આપશો ના.

રજની બોલ્યો, "હું કહુંછું કે તમે વાળ ઓળી કપાળપર ચાંડલો કરો, સારાં કપડાં પહેરો અને હોઠને લાલ કરો."

નીરદા બોલી, તેમાં આપને સ્વાર્થ શું છે? હું અંબોડા બાંધુ કે ન બાંધુ, તે મારી પોતાની મરજી છે, આપ મને શા માટે કહોછો?"

રજની બોલ્યો, "તમને સુંદર જોયાથી હું સુખી થાઉં તેથી."

નીરદાએ કહ્યું, "સુખી ન થવાય તો શું મારા સૌન્દર્યથી જો આપને સુખ થાય, તો હું ખાતરીપૂર્વક કહુંછું કે તમારા જીવનમાં સુખ નથી."

રજની બોલ્યો, "શા માંટે નહિ નીર? આમ શા માટે બોલો છો? તમે શું સર્વદા આવીજ રીતે રહેશો કે? હવે શું વાળ ઓળશો નહિ કે?"

નીરદા બોલી, "શા માટે વાળ ઓળું? વાળ ઓળવાથી શું થાય, પહેલાં કહો, ત્યાર પછી કહીશ કે ઓળીશ કે નહિ!

રજનીએ કહ્યું, "વાળ ઓળવાથી સૌંદર્યની વૃદ્ધિ થાયછે. સૌન્દર્યની વૃદ્ધિ થવાથી બીજાનું મન ફસાય છે."

નીરદા બોલી, કે સૌન્દર્ય લઇને શું કરૂં? મારૂં જે-વત છે, તેમાં સૌન્દર્ય જોઇતું નથી બીજાનું મન ફ-સાવવાનું કહ્યું તેમાં મારે શી જરૂર? હું સંસારને મન આપું, સંસારને પોતાનું ધારૂં, બીજાનાં મન મને આપે કે નહિ આપે, તે વિષય હું શા માટે વિચાર કરૂં?"

રજનીબાબુએ કહ્યું, "નીર! હું અહિં શા માટે આવ્યો છું તે કહો જોઇએ?"

નીરદાએ કહ્યું, "આપ શા માટે આવ્યાછો, તે આપ જાણોછો. હું શી રીતે જાણું?"

રજનીબાબુએ કહ્યું, "શું તમે જાણવા ઇચ્છોછો?"

નીરદા બોલી, "જાણીને શું કરૂં? જાણીને જો મારૂં જો કંઈ ભલું થતું હોય તો તે કરો."

રજનીએ કહ્યું, "તમારૂં ભલું કરવા માટે આવ્યો છું તમારૂં ભલું કરવાના શિવાય હું બીજું કંઈ જા-ણતો નથી. હું તમારે માટેજ આવ્યો છું.

નીરદા બોલી, "ઈશ્વર આપની વાસના પૂર્ણ કરો."

રજની બોલ્યો, "ઇશ્વર શામાટે નીર! તમારી ઇચ્છા હોય, તો તમેજ મારી વાસના પૂર્ણ કરી શકો છો."

નીરદા બોલી, "મારામાં શી તાકાત હોય? દીન-બંધુના શિવાયજ હું સામિત્વશૂન્ય છું.

રજનીએ કહ્યું, "હું તમારૂં મન મેળવું, મારૂં મન

હું તમને આપું, આ મારી વાસના છે, એ વાસ્તેજ હું તમારે ઘેર આવ્યો છું. મેં મારૂં મન તમને આપ્યું છે, હવે તમારૂં મન મને આપો. એતો તમારે હાથ છે.”

નીરદા બોલી, “હું મારૂં મન આપને શી રીતે આપું?”

રજનીએ કહ્યું, “મારી જોડે લગ્ન કરો.”

નીરદા બોલી, લગ્નનો અર્થ શો? આપની જોડે સામિત્વ સ્થાપવાનું નામ જો વિવાહ હોય, તો હું આપને વિવાહ કરી શકતી નથી. આપ વિવાહ કોને કહોછો?

રજની બોલ્યો, વિવાહ જે છે, તેનેજ કહુંછું અર્થાત્ તમે મારાં થાઓ, હું તમારો થાઉં; તમે મારા ઉપર તમારી ઇચ્છાપ્રમાણે આધિપત્ય વિસ્તારી શકશો હું પણ કરી શકીશ, અને આપણી બેઉની વાસના બેઉ પૂર્ણ કરીશું.

નીરદા બોલી, “આમ છે તો હું વિવાહ કરી શકતી નથી; હું આપની થઇશ નહિ, આપને હું ગ્રહણ પણ કરી શકીશ નહિ. મારા મનના ઉપર માત્ર એકજણનું આધિપત્ય છે, તે બ્રહ્માંડનો અધિપતિ છે. મારા મન ઉપર આપ આધિપત્ય વિસ્તારી શકશો નહિ.”

રજનીબાબુ આ સાંભળીને ઘણોજ શરમાયો.

# પ્રકરણ ૫ મું.

## ઘરભાંગ્યું.

આ બનાવને કેટલાક દિવસ થયા પછી એક દહાંડો વિંધવાસિની, નીરદા અને નલિની બેસીને વાતચિત કરતાં હતાં.

વિંધવાસિની બોલી, "નીર, હું તને જે જે પૂછું તેનો શું જવાબ આપીશ?"

નીરદા બોલી, "જો નહિ આપું તો?"

વિંધવાસિની બોલી, "જો નહિ આપે તો પાછું ગામ છોડીને જતી રહીશ!"

નીરદાએ પૂછ્યું, "તમે શું મારે માટેજ દેશ ત્યાગ કર્યો હતો કે?"

વિંધવાસિની બોલી, "કહે જોઇએ શામાટે મેં દેશ ત્યાગ્યો હતો?"

નીરદા બોલી, "શામાટે ગામ ત્યાગ્યું હતું, તે તો તમે જાણો. તમે મને કાગળ લખ્યો હતો તેમાં લખ્યું હતું કે ભાઇને માટે દેશ ત્યાગ કર્યો હતો."

વિંદુએ કહ્યું, ઠીક ધાર કે તેમજ કર્યું છે. હું તમારા ભાઇને માટે આ સંસાર છોડી શકું છું; તમે કોને માટે કરી શકો છો નીર?

નીરદાના મુખે ગંભીરભાવ ધારણ કર્યો, બોલી,—હું કોને માટે કરૂં? સંસારમાં એવો માણસ નથી. તે છતાં એક માત્ર તે સચ્ચિદાનંદ જીવન સર્વસ્વને માટે આ સંસાર છોડીને જઇ શકું છું.

વિંધવાસિનીએ જોયું, આ પ્રકારે વાત કાઢી લેવાનો યત્ન કર્યો હતો પણ તેમાં હું ફાવીશ નહિ, તેથી તે બોલી, "નીરા તુ કોને સર્વથી વધારે ચાહેછે!"

નીરદા બોલી, "મારા હૃદયને."

વિંદુ બોલી, "ત્યારે તેં સ્વાર્થપણાનું વ્રત પકડયુંછે, આ દુનિયામાં પારકાને જે મન આપતો નથી, તેનું વળી ચહાવું તે શું?"

નીરદા બોલી, "શું તમે પરોપકારની વાત કહો છો! હું પારકું શું તે જાણતી નથી, પારકાનો ઉપકાર વળી શું? હું જાણુંછું, હું માનુંછું, મારૂં જેછે, તેમાંજ મારી મમતા છે, તેમાંજ મારૂં ચહાવું છે. માટે ઇશ્વર, મારૂં હૃદય, મારૂં જગત્, મારૂં બધુંછે. મારૂં જે છે તેનેજ હું ચાહું છું; અને જે પારકું છે, તેને હૃદયમાં જગા આપતી નથી.

વિંધવાસિની બોલી, "પોતાને માટે આખી દુનિયા લાગેલી છે, જો પારકાનું ભલું નહિ કરાય તો વળી માણસ શેનો? ત્યારે તું સ્વાર્થપર—પશુ છે."

નીરદા બોલી, "એ કહો તો નાચારછું; પરંતુ વિચાર કરીને જો, કોણ સ્વાર્થપરતાના જેવી વાત કહે છે? તમે બીજાને પારકો સમજીને ઉપકાર કરવા કહોછો,"હું પોતાનો જાણીને કરવા ચાહુછું. હું જાણુંછું કે દયા વગેરે પારકાને માટે નથી, તે પોતાને માટે છે."આ સંસારમાં બધી મમતા પોતાને માટે છે. જેઓ પારકો પારકો કહીને અસ્થિર થાય છે, તેઓ સ્વાર્થપર છે; મનની સાથે કોઇનું પણ ભલું કરતા નથી, ત્યારે યશોલિપ્સા, આત્મગૌરવ અને સન્માન" વગેરેની આશાથી પરોપકારનું વ્રત ગ્રહણ કરે છે નહિ તો મનથી જે છે તે પોતાને માટે છે. તમે જેને પારકો ધારીને ઉપકાર કરવા કહોછો, હું તેને પોતાનો સમજીને કરૂં છું; સ્વાર્થપરાયણ કોણછે?"

વિંધવાસિનીએ જોયું કે આવી રીતે મન મેળવી શકાશે નહિ તેથી બોલી, "મને તું પારકી સમજે છે કે પોતાની સમજે છે?"

નીરદા બોલી, "હું તમને પોતાની જાણુંછું."

વિંધવાસિનીએ પૂછયું, "જેને પોતાની જાણે છે, તેને જોવા માટે તારૂં મન આતુર થાય છે કે નહિ?"

નીરદા બોલી, "નહિ–તેમ થતું નથી. જેઓને થાય છે તેઓ પારકા ધારે છે. મારૂં જે છે તેને જોઊં

અથવા ન જોઉં, તે મારોજ રહેશે. જો વિચ્છેદ મને અસહન થાત, તો આ પ્રાણ આટલા દહાડામાં નીકળત."

વિંધવાસિની બોલી, "તું શું બધાને પોતાના સમજે છે?"

નીરદા બોલી, "નહિ તે તો મેં કહ્યું નથી. હુ જેના ઉપર દયા કરૂંછું, જેનું ભલું કરૂંછું, તે મારા પોતાના છે; હું પરોપકાર કરતાં જાણતી નથી."

વિંધવાસિનીએ કહ્યું, "પહેલાં તેં કહ્યું હતું કે મને તું પોતાની જાણે છે, ઠીક, મારા ઉપકારને માટે શું કહી શકે છે?"

નલિની જરા હસીને બોલી, "બહેનને હવે રસ્તે આવવું પડશે."

નીરદાને જવાબ વાળતાં વાર લાગી નહિ ... ી, "તમારે માટે શું ઉપકાર કરી શકુંછું ... બનશે તે કરી શકુંછું."

વિંધવાસિની બોલી, "નીરા વસંતમાં ... માટે બોલતી હશે?

નીરદા બોલી, "પોતાનો અવાજ ... હિત થાય છે તેથી."

વિંધવાસિનીએ પૂછ્યું, "વળી તું

નીરદાએ જવાબ દીધો, "મારે માટેજ હું રહીશું! જે મારૂં છે, તેનેજ માટે!"

વિંધ્યવાસિનીએ પૂછ્યું, "ઠીક કહે જોઇએ, રજની બાબુ તારો છે કે પારકો?"

આ વખતે નીરદાએ જરા વિચાર કર્યો, વિચાર ને બોલી, "રજનીબાબુ તારો છે કે પારકો?"

આ વખતે નીરદાએ જરા વિચાર કર્યો, વિચાર
ને બોલી, "રજનીબાબુ, તમારો પોતાનો છે, મારાછો, ત્યારે રજનીબાબુ પણ મારો છે.

ત્રેના સુંદરી હસીને બોલી, "બહેન, પુરુષ પોતાનો થયાથી શું થાય છે, તે શું તમે જાણતાં ન- ! વખતે તમે છેતરાયાંછો."

ાસિની બોલી, રજની તમારા પોતાનો છે! પાસે પુરુષ જ્યારે પોતાનો થાય છે, ત્યારે ્હેછે, તે શું જાણોછો? તેને વિવાહ કહેછે."

ેબોલી, "તેને શું કહે છે તે જાણવાની જ- માં આમિત્વ છે, તેનેજ જો વિવાહ ક- ે તો મેં ઘણાક વિવાહ કર્યા છે. મારી આખી પૃથ્વીને વિવાહ કરૂં."

હસતી કહેવા લાગી, "બહેન! ત્યારે

શું તમે લગ્ન કરશો નહિ, ત્યારે શું તમે લગ્ન કરશો નહિ?"

વિંધ્યવાસિની બોલી, ત્યારે રજનીબાબુ તમારો સ્વામી છે?"

નીરદા આ વખતે કંટાળો ખાઈને બોલી, "રજનીઆરો છે પણ તે મારો સ્વામી નથી. મારો સ્વામી એક છે, જે આ બ્રહ્માંડનો અધિપતિ છે તેજ સ્વામી છે. રજની મારો સ્વામી નથી. રજની મારો પોતાનો માણસ છે એટલુંજ માત્ર છે."

વિંધ્યવાસિની મોટા વિચારમાં પડીને બોલી, "નીરદ! આજે શું રજની પોતાને ગામ જનાર છે?"

નીરદા બોલી, "અહિં રહેવાથી તેમને કષ્ટ થાય છે, જાય તો સારૂં."

વિંધ્યવાસિનીએ પૂછ્યું, "તમને શું કષ્ટ થતું નથી?"

નીરદા બોલી, "નહિ મને કષ્ટ થતું નથી."

વિંધ્યવાસિનીએ કહ્યું, "નીર! એક વાત જાણવા ઈચ્છું છું."

નીરદા બોલી, "શી વાત તે કહો?"

વિંધ્યવાસિની બોલી, "રજનીબાબુ જો તારી જોડે લગ્ન કરવા રાજી હોય તો તેની સાથે વિવાહ કર."

નીરદાએ કહ્યું, "રજની મારો છે, તેમાં આમિત્વ છે, એ જો વિવાહ થાય તો તેને વિવાહ ક્યાં છે,, વળી વિવાહ શું?"

વિંધવાસિનીએ કહ્યું, શાસ્ત્ર સંમત વિવાહ કરો, નહિ તો તું જ્યારે રજનીબાબુની સાથે જઇશ, ત્યારે લોકો કુલટા કહેશે."

નીરદા બોલી, "શાસ્ત્ર વળી શું છે? શાસ્ત્ર મન છે. મનના શિવાય જે શાસ્ત્ર છે, તે હું માનતી નથી. હું તેની જોડે શા માટે જાઊં! તેની જોડે લગ્ન કર્યા એટલુંજ માત્ર છે, વિવાહની સાથે જવાનો શો સંબંધ છે? વળી જાઊં તો મને લોકો શા માટે કુલટા કહે? વિવાહ કર્યાથી જો કુલટા થવાતું હોય તો હું કુલટાજ છું."

વિંધવાસિની આ વખતે સ્પષ્ટ બોલી મનુષ્યના રિપુનું અસ્તિત્વ તું માને છે કે નહિ?"

નીરદા બોલી, "એક દહાડો પણ નહિ! તમે શું કહેતા હતા? તો રજની મારૂં ઝેર છે આ સંસારમાં રજની મારો પોતાનો નથી. રજનીને પોતાનો કહ્યાથી, જો તમારા મનમાં રિપુની વાત આવે તો રજનીને કદી પણ પરણીશ નહિ, રજની મારો પારકો છે, તેને માટે મારૂં મન રોતું નથી.

ઘર ભાંગી ગયું, વિંધવાસિનીએ આટલીવાર સુધી જે ઘર બનાવ્યું હતું, તે એકાએક ભાગ્યું તે બોલી, શું તું એક કામ કરીશ નીરદ? રજનીનો ઉપકાર, આરો ઉપકાર!

નીરદા બોલી, "હવે રજનીની વાત કાઢશો નહિ, હું તેનો ઉપકાર કરીશ નહિ, તે મારો પારકો છે, પારકાનું ભલું કરવાને મેં આજ સુધી શિક્ષણ મેળવ્યું નથી. તમારો શો ઉપકાર, કહો?"

વિંધવાસિનીએ કહ્યું, "મારા ઉપકારની વાત ત્યારે સાંભળ. રજનીબાબુને દ્વારે મેં મારૂ જીવન મેળવ્યું છે, તેનું કરજ વાળવાની મારામાં શક્તિ નથી; પણ જો તુ મારા ઉપર કૃપા કરે તો હું તે કરજથી છૂટી શકું. બીજું કંઇજ નહિ, તુ રજનીબાબુને પરણ."

નીરદાનું મોં લાલ થયું, તે બોલી, "જીવતરમાં તમારૂં કરજ કે મારૂં કરજ વાળવાને માટે પારકાનું ભલું કરી શકતી નથી. જો કરી શકું છું તે છતાં હું તેમાં મદદ કરતી નથી. રજની સાપ છે. સાપના ડંખથી મારો પ્રાણ નીકળી જશે, તમે શી રીતે મને મારવાને તૈયાર થાઓછો?"

આ સાંભળીને વિંધવાસિની કંઇ બોલી નહિ સા-

જે સાધક આવ્યો, તેની પાસે બધી હકીકત કહી, સાધક બોલ્યો, "મારૂં ધર્મસાધન નથી, સ્વાર્થ સાધન છે, હું આટલો વખત થયા કેવળ સ્વાર્થ સાધન કરવામાં મંડયોછું. જો ધર્મસાધન કોઈ કરતુ હોય, જો પ્રેમનો મર્મ કોઈ સમજતુ હોય, તો તે નીરદા છે. મારા સાધને હાર ખાધી; નીરદાએ મારા ધર્મ જીવનનો એક અભાવ દૂર કર્યો, ક્યાં નીરદા છે, તેને બોલાવી લાવ."

નીરદા આવીને ગંભીર ભાવથી ઉભી રહી. સાધકે જોયું કે ખરેખરૂં સાધનાનું ફળ જાજવલ્ય માન રહેલું છે. જોયું, નીરદાની મૂર્ત્તિ પ્રેમથી બનેલી છે. વિશુદ્ધ પ્રેમ નિકેતન જોઇને સાધકે માથું નમાવીને નીરદાને પ્રણિપાત કર્યા. ત્યાર પછી તે બોલ્યા, "મા! તમારી પાસેથી આજે જે મેં શિક્ષણ મેળવ્યું છે. ચોવીસ વર્ષ સુધી જંગલોમાં ફર્યા છતાં તેનું શિક્ષણ મેળવી શકયો નથી. સંસારનો સ્વાર્થ, નિઃસ્વાર્થ તમેજ સમજ્યા છો. આમિત્વ શું છે, તે તમેજ સમજ્યા છો, પારકો કોણ તે તમેજ સમજ્યા છો; ધર્મ શું છે તે તમેજ જાણ્યો છે; અમે કેવળ યશ મેળવવાને સ્વાર્થસાધનમાં રત છીએ, તેજ સમજ્યોછું, અમારો ધર્મ કેવળ બાહારને બતાવવાનો છે, અમારી પરોપકા-

રની વાત કેવળ સ્વાર્થ સિદ્ધિનો ઉપાય માત્ર છે.

વિંધ્યવાસિની એ બધું સાંભળ્યું, સાંભળીને તે મૂંગી મૂંગી બેસી રહી.

સાધકે ત્યાર પછી રજનીબાબુને બોલાવીને કહ્યું "રજનિ! શામાટે વૃથા મનમાં આશા રાખે છે! નીરદાને વિવાહ કરવા યોગ્ય તુ પાત્ર નથી; આ સંસારમાં નીરદાને વિવાહ કરી શકે એવો માણસ છે કે નહિ તે હું જાણતો નથી. કેમ હવે આ પવિત્ર પ્રેમ નિકેતનના ઉપર, અનિમેષ નયનથી સંસારના કુટિલ પ્રેમ આશાથી તાકે છે? જે દહાડે વિશ્વબ્રહ્માંડને વિવાહ કરતાં શીખશે, તે દહાડે નીરદા તારી ભાર્યા થશે. હવે તુ ઘેર જા."

રજનીબાબુ આ બધી વાતનો મર્મ નહિ સમજતાં જરા ખેદિત થયો, તથાપિ સાધકની આજ્ઞા ઉથાપવી એ યોગ્ય નથી, તેથી તેજ દિવસે તે ઘેર ગયો.

સાધક, પોતાની સાધનાનો મોટામાં મોટા અભાવ સમજીને તે સાધનાનું અંગ પૂર્ણ કરવામાં પાછો વિજન અરણ્ય તરફ જવા નીકળ્યો. વિંધ્યવાસિની પણ તેની પછવાડે ગઈ. બાળિકા નલિની નીરદાની પાસેથી નિઃસ્વાર્થ પ્રેમ શીખવા લાગી.

---

## પ્રકરણ ૬ ઠું.

### બીજો એક દેખાવ.

વિંધ્યવાસિની અને સાધક મધુપુર ત્યાગ કરવાને લગભગ એક મહિનો થયો, તે અરસામાં શરત્ચંદ્રનો મોટો ભાઈ વિપન્ન મનથી મધુપુરમાં આવ્યો છે. ભ્રાતૃ–વિચ્છેદાનલ જેઓનાં હૃદયમાં સળગે છે, તે મનમાં પૃથ્વીની કોઈ વસ્તુ સુખ આપતી નથી.

શરત્ચંદ્રના દેશત્યાગની જોડે મધુપુરના કિયા પદાર્થ શ્રી વિહીન થયાં છે? મધુપુરનું કિયું કામ અપૂર્ણ રહ્યું છે? મધુપુરની પાસેની નદી આજ પણ મૃદુ મૃદુ વહેછે, પક્ષીઓ આજ પણ મધુર સ્વરથી ગાય છે, પશુ આજ પણ ખેતરમાં ચરતાં ફરે છે, રાત્રિ આજ પણ આકાશમાં ચંદ્રમાં હસે છે, આજ પણ ગાય વાછડાને માટે ઘેલી છે, આજ પણ માછલાં પાણીમાં રમે છે. શી વસ્તુ નથી? લોક છે, તેઓના મનમાં સુખ દુઃખ છે; ઝાડ છે,–વૃક્ષ ફળફૂલ આપવા વિસર્યા નથી. આજ પણ ખેતર કર્ષિત થાય છે, રાત્રે આજ પણ વીણાનો અવાજ કાનમાં સંતોષ આપે છે. તે ખુશી, તે કલહ, તે કોકિલ, તે વસંત તે બાર મહિના આજ પણ મધુપુરમાં એકસરખી-

રીતે રમે છે. મધુપુરમાં બધું છે, પણ એક વસ્તુ નથી. બીજા શું સમજે? શરતૂચંદ્રના દેશ ત્યાગની સાથે તેઓના ભાઇઓના હૃદયનો એક ભાગ જે ભાગી ગયો છે તે આજ પણ સંધાયો નથી! સ્મૃતિના છેલ્લાં ચિન્હ જ્યાં સુધી રહેશે, ત્યાં સુધી તે ભ્રાતૃ સ્નેહના મૂળમાં કુવાડી મારવાનું દુઃખ શૈલ વિદ્ધ કરશે. મધુપુરનું સર્વ છે, કેવળ શરતૂચંદ્રના ભાઇઓના મનમાં સુખ નથી. કેવળ શરતૂચંદ્રના ભાઇઓના મુખમાં વિચિત્ર લીલામયી હસતું નથી. મધુપુરની સુર્વ પહેલાંની પેઠે શ્રીયુક્ત રહેલી છે, પણ શરતૂચંદ્રના પિતાના છેલ્લાં ચિન્હ એકીવાર શ્રીહીન થઇ રહ્યાં છે.

સુશીલા નીરદાની તૃષિત નયન કેમનું જુએ! મધુપુર, જ્યારે શરતૂચંદ્રનું ઘરબાર સમય સ્રોતમાં ધીરે ધીરે વિલીન થવા માંડયું, ત્યારે પણ પેલી સરળ આંખ પાણીથી અભિષિક્ત થઈ હતી, વળી પહેલાંની શોભા સૌન્દર્ય જોવા છતાં એની આંખ એક દહાડો આનંદાશ્રુ પાડતી હતી. સંસારના યત્ન વિના કોઇ વસ્તુ ચિરસ્થાયી શું થતી નથી? શરતૂચંદ્રના દેશ ત્યાગ પછી તેના ભાઇઓએ એકીવારે ઘરની મમતા છોડી, ભાઇની સાથે પિતાના ઘરને વિસ્મૃત સાગર-

માં વિસર્જન કર્યું સમયસ્રોત ધીરે ધીરે તે સૌન્દર્યની ખાણ, ઘરોને વિલીન કરવા લાગ્યાં. ધીરે ધીરે એક પરમાણું રૂપાન્તર થઇને બીજા પરમાણુનો આકાર ધારણ કર્યો. ધારણ કર્યો—પણ જોતા જોતામાં કોની આંખમાંથી આંસુ પડ્યાં! ભાઇઓ દૂર દેશમાં સમય ગાળવા લાગ્યા, પરમાણુ રૂપાન્તર તેઓના હૃદયમાં આઘાત કરવામાં સમર્થ થયા નહિ. પણ એક જીવ-સમભાવથી, આ સંસારમાં અસ્થાયી લીલાની રમત જોઇ, તે જીવ પેલો નીરદા છે. નીરદાના નયનાશ્રુ દહાડામાં એકવાર તે જગાએ પડતાં હતાં. નીરદા જ્યારે એક વેળા ઇષ્ટદેવતાની તરફ જોતી હતી, ત્યારે આ અસ્થાયી સંસારનું શિક્ષણ આવીને વૈરાગ્યભાવ ઉદ્દીપ્ત કરતો હતો.

આટલે દહાડે પાછા શરત્ચંદ્રના ભાઇઓ દેશમાં પાછા આવ્યા,—સુખની વાત, મધુપુર આનંદથી આપ્લુત થયું. પણ ભાઇનું મન? સ્મૃતિનાં છેલ્લાં ચિન્હ હૃદયમાં ઉદ્દીપ્ત થયાં, આ સંસારમાં કોના મનની શાંતિ રક્ષા થાયછે? પિતૃભૂમિનાં છેલ્લાં ચિન્હ, તે વિલુપ્ત પ્રાય ગૃહની બાકી રહેલી સ્મૃતિના દરવાજા ઉપર ધક્કો માર્યો; બે ભાઇ, બે નાના ભાઇને ખોળે લઇને તે શ્મશાનમાં ઉભા રહીને આંસુ વરસાવવા

લાગ્યા. સ્મશાનમાં પિતૃશ્રાદ્ધની તૈયારી કર્યાથી કોના હૃદયમાં આઘાત કર્યો—તે ધર્મપ્રાણ, સુપ્રસન્ન નીરદાના.

શ્રાદ્ધની તૈયારી થઈ,—ભાઇઓના કહેવા પ્રમાંણે તે ઘરમાંનો બાકીનો સામાન એકઠો થયો. ત્યારપછી બે ભાઇ, તે ચિન્હને જમીનમાં મેળવી નાખવા માટે તેમાં આગ મૂકી. પળમાં શ્રાદ્ધ પુરૂં થઈ ગયું, પળમાં આટલા કાળનું સંચિત અંતનું ચિન્હ આજ વરાળ થઇને આકાશમાં ઉડી ગયું. એ બનાવ જોઇને કોઈ સમજ્યું, નશ્વર જગતમાં ભાઇનો સ્નેહ એ શું છે ? કોઈ સમજ્યું કે નશ્વર સંસારમાં ઉન્મત્તતા કોને કહે છે ? નીરદા જે સમજી, તેથી નીરદાને વળી ધર્મમાર્ગની ઊંચી શીડીપર ચઢાવી.

આ કામ પૂરૂં કરીને શરતૃચંદ્રના સ્મરણાર્થે ગગનમાં એક નિશાન ઉડયું હતુ તે નિશાન કેટલો વખત આકાશમાં ઉડયું હતુ તે હાલ અપ્રકાશિત રહ્યું.

---